# થિઓસોફી લેખમાળા

## પ્રથમ ભાગ.




મણિલાલ ન. દોશી.

# થિઓસોફિસ્ટનું નિત્ય જીવન.

A clean life, an open mind, a pure heart, an eager intellect, an unveiled spiritual perception, a brotherliness for all, a readiness to give and receive advice and instruction, a courageous endurance of personal injustice, a brave declaration of principles, a valiant defence of those who are unjustly attacked, a constant eye to the ideal of human progression and prefection which the Sacred Science depicts: these are the golden stairs up the steps of which the learner must climb to the Temple of Divine Wisdom.

**H. P. Blavatsky.**

શુદ્ધ જીવન, ખુલ્લું મન, પવિત્ર હૃદય, ઉત્સુક બુદ્ધિ, ચોકખું આંતર દર્શન, સર્વ તરફ ભ્રાતૃભાવ, ઉપદેશ તથા બોધ બીજાને આપવાની તથા બીજા પાસેથી ગ્રહણ કરવાની તત્પરતા, અંગત અન્યાયનું નીડરપણે સહન કરવું, પોતાના સિદ્ધાંતો બેધડક જણાવવાની હિંમત, જેમનાપર અન્યાય ગુજર્યો હોય, તેમનો બહાદુરી ભર્યો બચાવ, અને પવિત્ર વિદ્યા–બ્રહ્મવિદ્યાએ દર્શાવેલી મનુષ્ય જાતિની પ્રગતિ અને પૂર્ણતા તરફ સ્થિર દૃષ્ટિ–આ બધાં સોનેરી પગથિયાં છે, જેનાપર ચઢી અભ્યાસી શિષ્ય દિવ્યવિદ્યાના મંદિરે પહોંચી શકે છે.

**મેડમ બ્લેવેટસ્કી.**

થિઓસોફીકલ સોસાઇટીના આદ્ય સંસ્થાપક.



પરમ યોગિની મેડમ બ્લેવેટસ્કી.

# અર્પણ પત્રિકા.



વસુધાને કુટુંબ તુલ્ય માની જનસમૂહની સેવાને અર્થે પોતાનું અખિલ જીવન અર્પણ કરનાર, થિઓસોફીકલ સોસાઇટીના આદ્ય સંસ્થાપક અને જગતની હાંસી, નિંદા, તિરસ્કારને સહન કરીને પણ આ સ્વાર્થી અને જડવાદી દુનિયા આગળ થિઓસોફીનાં (બ્રહ્મવિદ્યાનાં) સનાતન સત્યોને હૃદય અને બુદ્ધિ કબુલ કરે તેવા પોશાકમાં પ્રકટ કરનાર તે પરમ ગુરૂભક્ત અને ધૈર્યની મૂર્તિ,

## હેલેના પેટ્રોના બ્લેવેટસ્કીને

આ 'થિઓસોફી લેખમાળા' પૂર્ણ ભક્તિભાવ અને આભારની લાગણી સાથે અર્પણ કરી ઋણનો અલ્પાંશ અદા કરવા આ તક હાથ ધરૂં છું.

રતનપોળ—અમદાવાદ.
તા. ૧-૧૦-૧૯ } મણિલાલ નથુભાઇ દોશી.

# બે બોલ.

---

અધ્યાત્મમાર્ગ અને સ્વાનુભવમાં આગળ વધેલા વિદ્વાન્ થિઓસોફીસ્ટોના લેખો તથા ભાષણોનો અનુવાદ મારા તરફથી કરવામાં આવે છે, અને તે જૂદા જૂદા માસિકોમાં લેખરૂપે પ્રસિદ્ધ પણ કરાય છે. પણ તેમાંના ઉત્તમ લેખોનો સંગ્રહ કરવામાં આવે તો તે સ્થાયી રૂપમાં રહે અને વાચકવર્ગને જૂદા જૂદા માસિકો ખોળવા ન પડે, એવા હેતુથી આ લેખમાળાની શરૂઆત કરવામાં આવી છે. આ પુસ્તકની અનુક્રમણિકાપરથી જ લેખોમાં કયા વિષય આવેલા છે, તથા તેના લેખકો કોણ છે તે સ્પષ્ટ જણાઇ આવશે; એટલે એ વિષે વધુ વિવેચન કરવાની જરૂર નથી; પણ એટલું તો કહેવાની જરૂર છે કે ઘણા ખરા લેખો મનન કરવા યોગ્ય છે. જો આ લેખો પર મનન કરવામાં આવશે અને તેમને પોતાના જીવનમાં–ચારિત્રમાં ઉતારવા પ્રયત્ન કરવામાં આવશે તો જરૂર આ લેખો ઉન્નતિને માર્ગે દોર્યા વિના રહેશે નહિ. આ બધા લેખો તથા ભાષણો મૂળ અંગ્રેજીમાં લખાયલા અને બોલાયલા હતા. તેનો આ અનુવાદ છે. જ્યાં અનુવાદ નથી ત્યાં મૂળ લેખકના વિચારો લઇ લેખ લખવામાં આવ્યા છે.

આ લેખમાળાનો સારો સ્વીકાર થયે, તેના બીજા ભાગો વખતો વખત પ્રકટ કરવા આ લેખક ગુરૂદેવની કૃપાથી ઇચ્છા રાખે છે.

અમદાવાદ.
ઓક્ટોબર ૧ લી.
બેસન્ટ જન્મતીથિ.

મણિલાલ નથુભાઇ દોશી

# અનુક્રમણિકા.

---

## Mrs Besant's Birthday Message 1919.

If a comrade be faithless, let us be
faithful to him.
If an enemy injure, let us forgive him,
If a friend betray, let us stand by him.
Then shall the Hidden God in us
shine forth.

**Annie Besant.**

# થિઓસોફી-લેખમાળા.

## મિસિસ ઍનીબેસન્ટના લેખો.

## ( ૧ )

## ઉચ્ચભાવનાઓ.*

શરીરના બંધારણને વાસ્તે જેવી રીતે યોગ્ય અન્નની આવશ્યક્તા છે, તેટલીજ આવશ્યક્તા ચારિત્રના બંધારણ વાસ્તે ઉચ્ચભાવનાઓની છે, આનું કારણ શું છે તે આપણે વિચારીએ. આ સ્થૂલ શરીર જેનો આપણે નિરંતર ઉપયોગ કરીએ છીએ, તે ખોરાકમાંથી લીધેલા પરમાણુઓનું બનેલુ છે. ખોરાકનો શરીરમાં ચૂરો થાય છે; તે ઉપયોગી થાય તેટલા સારૂ તેમાં કેટલીક ક્રિયાઓ થાય છે, અને છેવટે તે લોહી માંસ અને સ્નાયુઓ રૂપે ફેરવાઇ જાય છે. જે ખોરાક લેવામાં આવે છે, તેનાપર શરીરની તંદુરસ્તીનો આધાર છે

હવે માનસિક શરીર કે જેને તમે જોઈ શકતા નથી, તેને પણ આજ નિયમ લાગુ પડે છે. તે મનનું સાધન હોવાથી માનસિક શરીર કહેવાય છે.

જેવી રીતે તમે તમારા હાથને કોઇપણ વસ્તુ લેવા માટે વાપરો છો તેજ રીતે તમે તમારા માનસિક શરીરને વિચાર માટે વાપરોછો. જેવી રીતે આ સ્થૂળ શરીર ખોરાકનું બનેલું છે, તેવી રીતે માન-

---

* Ideals નો અનુવાદ.

સિક શરીર વિચારોનું બનેલું છે. સારા વિચારોથી તે તંદુરસ્ત અને મજબૂત બને છે. ખરાબ વિચારોથી તે અસ્વસ્થ અને નિર્બળ બને છે. તમારા સ્થૂળ શરીરમાં ઝેર દાખલ કરવાથી નુકશાન થાય તેના કરતાં તમારાં માનસિક શરીરમાં એક ખરાબ વિચાર દાખલ કરવાથી વધારે નુકશાન થાય છે. જો તમે ઘણા સારા વિચાર કરો તો તમારૂં માનસિક શરીર બહુ સારૂ બંધાય છે; બીજી રીતે કહીએ તો તમારૂં ચારિત્ર ઉત્તમ પ્રકારનું બને છે, પણ જો તમારા વિચારો ખરાબ હોય તો તમારૂં માનસિક શરીર ખરાબ રીતે બંધાય છે, અર્થાત્ તમારૂં ચારિત્ર હલકા પ્રકારનું બને છે.

હવે આ ઉચ્ચ ભાવનાઓનો અર્થ સમજવાની જરૂર છે. ભાવના એટલે વિચાર. ઘણા વિચારો મગજમાં આવે છે અને ચાલ્યા જાય છે, પવનના ઝપાટામાં પાંદડાની માફક તે વિચારો આમતેમ ઘસડાય છે. માટે સઘળા વિચારો તે ભાવનાઓ ન કહેવાય; ફક્ત જે વિચારો મનમાં વાસ કરે, જે આવજા ન કર્યા કરે, જે પરોણા જેવા નહિ પણ જેવી રીતે માણસ પોતાના ઘરમાં રહે છે તેવી રીતે મનમાં સ્થિર વાસ કરે તેવા નિયમિત સ્થાયી વિચારને ભાવના કહેવામાં આવે છે. આ પ્રથમ પગથિયું છે. સ્થાયી–દૃઢ વિચાર અથવા વિચારશ્રેણી તે ભાવના છે. હજુ આપણી વ્યાખ્યા પુરી કરવાને એક બાબત આવશ્યક છે. ભાવના તે સ્થાયી વિચાર હોવો જોઇએ એટલુંજ નહિ પણ તે સ્થાયી વિચાર આપણા ચારિત્રને અસર કરનારો હોવો જોઇએ. જો તમારી ભાવના હિમ્મતની હશે તો જરૂર તમે બહાદુર થશો. જો તમારી ભાવના ધીરજની હશે તો જરૂર તમે ધીરજવાળા થશો. જો તમારી ભાવના નમ્રતાની

કરશો તો જરૂર તમે નમ્ર થશો. જેવું ચારિત્ર તમે તમારૂં પોતાનું બાંધવા માગતા હો, તેવા ચારિત્રની ઉચ્ચ ભાવના તમારે ખડી કરવી જોઇએ. ત્યારે હવે તમારે આ કામનો પ્રારંભ કેમ કરવો ? પ્રથમતો તમારે કેવા થવું છે તેનો નિશ્ચય કરો. શું તમારે સ્વદેશાભિમાની, પરોપકારી, શૂરવીર, કળાવાન્, શિક્ષક, વકીલ, રાજદ્વારી કે યોદ્ધો બનવું છે ? તમારે જેવા થવું હોય તે બાબતમાં કેટલેક અંશે પણ જેમણે નિપુણતા મેળવી હોય તેવા મનુષ્યો સંબંધી બની શકે તેટલો ઇતિહાસ તમારે જાણવો જોઇએ. તમારે તમારી ભાવનાને અનુકૂળ તેમના ખાસ ગુણો શોધી કાઢવા, અને એ બધા ગુણોનું એકીકરણ કરવું; આ પ્રમાણે તમે આદર્શ સ્વદેશાભિમાની, આદર્શ શૂરવીર, આદર્શ કળાવાન્, આદર્શ રાજદ્વારી ઉભો કરી શકશો. આ આદર્શ તમારી સન્મુખ દૃષ્ટાંત તરીકે તમે ખડો કરો. દરરોજ પ્રાતઃકાળમાં તે સંબંધી વિચાર કરો. દરરોજના જીવનવ્યવહારમાં તેનું અનુકરણ કરવા પ્રયત્ન કરો. ધીમે ધીમે તે ભાવનાનું કાંઇક સ્વરૂપ તમારા જીવનમાં ઉતરવા લાગશે, તમે જેનો વિચાર કરતા હશો તેના જેવા થવા માંડશો.

જો સદ્‌ગુણને ભાવનારૂપ બનાવવાનું કામ તમને વધારે સહેલું લાગતું હોય તો તેમ કરો અને કાંઇ પણ પ્રયત્ન સિવાય તમે તે પ્રમાણે વર્તી શકો, ત્યાં સુધી તમારી સંમુખ તે ભાવનાને તાજી રાખો. પછી તે તમારા સ્વભાવરૂપ થશે. જ્યારે પ્રસંગ આવે છે ત્યારે બહાદુર છોકરો બહાદુરીથીજ વર્તે છે. જો તમારી પણ બહાદુર બનવાની ઇચ્છા થતી હોયતો ધૈર્યને તમારી ભાવના બનાવો. દરરોજ સવારમાં તેનું ચિંતન કરો, પ્રસંગ આવે તે પ્રમાણે વર્તો અને તમને

થોડા સમયમાં જણાશે કે બહાદુર થવાનો કાંઇ પણ ભાવપૂર્વક પ્રયત્ન કર્યા સિવાય પણ તમે બહાદુરીથી વર્તતા હશો. હિંમત તેની મેળે આવશે. વ્યક્તિઓ તેમજ પ્રજાઓને પણ ભાવનાઓની જરૂર છે. જ્યારે ઇટલી ઘણાં નાનાં રાજ્યોમાં વ્હેંચાઇ ગયું હતું, તે વખતે કવિઓ અને ભાવના વાદીઓએ " એકત્ર ઇટલી " અથવા ' ઇટલી એક પ્રજા ' એવી બાબતના લેખો લખ્યા. મેઝીનીએ તે ભાવનાને ઉપદેશી, અને થોડા સમયમાં ઇટલીના યુવકો તે ભાવનાથી પ્રેરાવા લાગ્યા, અને ' યુવક ઇટલી ' એવો એક વર્ગ તે દેશમાં ઉભો થયો. ધીમે ધીમે ' એકત્ર ઇટલી ' ની ભાવના ઘણાઓએ સ્વીકારી અને રંગભૂમિપર ગેરીબોલ્ડી આવ્યો અને વીક્ટર ઇમેન્યુઅલ નામના રાજાએ સૈન્ય એકઠું કર્યું. લોકોએ ટેકો આપ્યો, ફ્રાન્સે મદદ કરી, અને ઇટલી એક પ્રજા થઇ અને યુરોપની મોટી રાજસત્તાઓમાંની તે એક ગણાય છે. જર્મનિની સ્થિતિ પણ તેવીજ હતી. તે પણ કેટલાંક નાનાં જુદાં રાજ્યોનું બનેલું હતું; પણ તેના કવિઓએ " જર્મન પિતૃભૂમિ " ના કાવ્યો રચ્યાં અને પ્રશીઆના રાજાએ, તેના વડા પ્રધાન બિસ્માર્કે, તેના સેનાધિપતિ મોલ્ટકેએ જર્મન લોકોને તે ભાવના જણાવી; તે ભાવનાથી લોકો જાગૃત થયા અને જર્મન પ્રજા બની. ભાવનાઓ ઉપરથી વસ્તુઓ રચાય છે, અને જ્યાં સુધી જીવંત આદર્શ હોતો નથી ત્યાં સુધી ઇતિહાસમાં નોંધાય તેવા બનાવો બનતા નથી.

ત્યારે હવે આપણી સામ્રાજ્યની ભાવના કેવી હોવી જોઇએ ? એક રાજાના હાથ નીચે સ્વતંત્ર પ્રજાઓનું સંમીલન થવું જોઇએ. તે એટલું મજબૂત થાય કે કોઇ તેનાપર હુમલો કરી શકે નહિ,

તેમાં એટલું ઐક્ય હોય કે તે કોઇથી ડરે નહિ, તેની હયાતી અખિલ વિશ્વના કલ્યાણ અર્થે, પછાત પડેલી પ્રજાઓની મદદ માટે, જ્ઞાન અને સુખના પ્રચાર અર્થે, ન્યાયના ટેકા અર્થે અને નિર્બળોના રક્ષણ અર્થે હોવી જોઇએ. તેના પ્રજાજનો માટે આખું સામ્રાજ્ય માતૃભૂમિ બનવું જોઇએ, અને સઘળા લોકો કુટુંબ તુલ્ય ગણાવા જોઇએ. હકોની માગણીનો અવાજ દબાઇ જવો જોઇએ, અને પ્રજાઓનો તેમજ વ્યક્તિઓનો ન્યાય કર્તવ્યના અવાજે આપવો જોઇએ. ઉત્તમતા વધવી જોઇએ અને અશુભ તત્ત્વોને પ્રકટ થતાં વાર લાગવી જોઇએ. સઘળા ધર્મોને માન મળવું જોઇએ અને અમુક ધર્મજ ખાસ અધિકારવાળો ગણાવો ન જોઇએ. સત્યનિષ્ઠા અને જ્ઞાન સર્વોપરિ ગણાવાં જોઇએ, અને સત્તા મેળવવાનો માર્ગ મનુષ્યનું ચારિત્ર લેખાવું જોઇએ.

આવી સામ્રાજ્યની ભાવના આપણે બતાવવી જોઇએ, અને આવી ભાવનાવાળું સામ્રાજ્ય આખી દુનિયાને આશીર્વાદ રૂપ થઈ પડશે.



# હિંદુ ધર્મ નીતિની સાપેક્ષ ભાવના.*

આજનો આ વિષય પસંદ કરવાનું ખાસ કારણ એ છે કે મારા જ્ઞાન પ્રમાણે—અને મેં હાલ વિદ્યમાન તથા નાશ પામેલા સર્વ ધર્મોનો સારી રીતે સંભાળ પૂર્વક અભ્યાસ કર્યો છે—તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ તેમજ ભાવનાઓની દૃષ્ટિએ મહાન્ હિંદુ ધર્મના જેવું સંપૂર્ણ નીતિશાસ્ત્ર કોઇપણ ધર્મે પ્રકટ કર્યું નથી. પૂર્વના ઋષિમુનિઓએ જે વિચાર પદ્ધતિ બતાવી છે, તે કેટલી સંપૂર્ણ અને વ્યવસ્થામય છે તે હું બતાવવા માગું છું. તેની પદ્ધતિનો બરાબર ખ્યાલ લાવવાને જો તમે પ્રયત્ન કરશો તો કદાચ જરાવાર તમને તે શુષ્ક લાગે તો પણ તેથી તમને એક મોટો લાભ થશે. જ્યારે તમે સામાન્ય નીતિના સિદ્ધાંત વિચારતા હશો ત્યારે મહાન્ નીતિશાસ્ત્રના કયા ભાગને લગતું અમુક શિક્ષણ છે, તે તમે તરતજ સમજી શકશો. આપણા ખ્રીસ્તી બાંધવોને જે અડચણો રાજકીય બાબતમાં નડે છે તે તમને નડશે નહિ અને તેઓના રાજ્યના સંબંધમાં અથવા બીજા લોકોના કે બીજાં રાજ્યોના સંબંધમાં જે કામ તેમને કરવાની જરૂર પડે છે તે કામ તેમના ધર્મે બતાવેલા નીતિના નિયમો સાથે કેવી રીતે બંધબેસ્તું કરવું તે તેમને સમજાતું નથી. પર્વત ઉપર આપેલો ઉપદેશ (Sermon on the Mount) એ પ્રખ્યાત ખ્રીસ્તી શિક્ષણ નીતિના સિદ્ધાંતમાં કયું સ્થાન ભોગવે છે તે આપણે આગળ જતાં વિચારીશું. નીતિના સિદ્ધાંતો અને વ્યાવહારિક રાજકીય સવાલોની વચ્ચે એકવાક્યતા કરવામાં ખ્રીસ્તીઓને જે અડચણો નડે છે તે જણાવવામાં મારા તરફથી અતિશયોક્તિ થતી નથી તે હું એક પળવાર

* Relativity of Hindu Ethics નો અનુવાદ.

બતાવવા માગું છું. પીટબરોના એક ધર્માધ્યક્ષ જે જાતે આઇરીશમેન હતો તેણે કહેલી હકીકત મને યાદ આવે છે. " પર્વત ઉપર આપેલા ઉપદેશ " ની સુંદરતા અને તેમાં રહેલી ભવ્યતાપર બોલતાં તેણે જણાવ્યું કે જો કોઇ રાજ્ય તે પ્રમાણે વ્યવહારમાં વર્તે તો તે રાજ્ય એક અઠવાડીયું પણ ચાલી શકે નહિ. તે તદ્દન સત્ય વસ્તુ છે. જો કોઇપણ પ્રજા એક ગાલ પર તમાચો મારવામાં આવે ત્યારે તમાચો ખાવાને બીજો ગાલ ધરે તો જીવનના યુદ્ધમાં તે પ્રજાને પોતાનું સ્થાન ટકાવી રાખવાને મોટી અડચણ પડે. પણ આ સ્થળે કહેવું જોઇએ કે કાઉન્ટ ટોલ્સ્ટાય જેવા કેટલાક ખ્રીસ્તીઓએ વ્યક્તિ તરીકે અન્યાયના સામે નહિ થવાને તૈયાર થઇને આ અડચણ દૂર કરવાને પ્રયત્ન સેવ્યો છે. એક નોંધ કરવા લાયક સૂચના કરવામાં આવી છે કે જો યુરોપની કોઇએક પ્રજા તેનાં સઘળાં હથીઆર મૂકી દે, તેનો દારૂગોળો ફેંકી દે, તદ્દન અરક્ષિત દશામાં રહે—આત્મભોગ આપનારી પ્રજા (A martyr nation) બને—તો એતો ચોક્કસ છે કે તે પ્રજાને જીતી લેવામાં આવે, તેના પડોશી રાજ્યો તેને લુંટીલે અને તેનું સર્વસ્વ પચાવી પડે, છતાં તેનું નીતિમય વર્તન—સઘળી હાડમારી અવનતિ અને દુઃખ માંથી પસાર થયા પછી—ઉન્નતિક્રમમાં તે પ્રજા કેટલી આગળ વધી હતી તેના સૂચક ચિન્હ તરીકે કામ લાગશે. પણ તમે સઘળા મોટે ભાગે જાણો છો કે આવી પ્રજાના પ્રજાજનો બનવાને ઘણા થોડાજ લોકો તમને મળી આવશે.

તમે હિંદુ નૈતિક પદ્ધતિનો મુખ્ય વિચાર જે પળે યથાર્થ સમજો તેજ પળે સઘળી અડચણો દૂર થઇ જાય. અને તેટલા વાસ્તેજ મેં કહ્યું છે કે હિંદુઓની નીતિભાવના એકાન્ત નહિ પણ સાપેક્ષ છે.

હિંદુ ઋષિઓએ આ વિચાર પદ્ધતિ કેવી રીતે ગોઠવી, અને

તેનાપર હિંદુ રાજનીતિનો પાયો કેવી રીતે રચ્યો, તેઓ નીતિના સવાલોને કેવા રૂપમાં સમજતા અને ઉન્નતિક્રમને અનુકૂળ તેઓએ કેવી રીતે પદ્ધતિ ગોઠવી કે જે આખા વિશ્વના વિકાસ અને વૃદ્ધિને માટે નમુનારૂપ બને—આ સર્વ બાબતોની રૂપરેખા હું તમારી સન્મુખ રજુ કરીશ. અત્યારની સમાજ સ્થિતિ તે વખતની સમાજ સ્થિતિથી કેટલી જૂદા પ્રકારની છે, તે ચર્ચવું ઉપયોગી નથી કારણ કે એક મુખ્ય બાબત બન્નેમાં સામાન્ય છે. જે જગત્ ઉન્નતિ પામતું ન હોય તે જગતના સંબંધમાં જો તમારે કહેવાનું હોય તો તમે નીતિની જૂદી વિચારશ્રેણિ દર્શાવી શકો, તે વખતે નીતિના પ્રશ્નને તદ્દન જૂદાજ સ્વરૂપમાં મૂકવામાં આવે. જ્યાં સુધી એકતા—એક જીવન એ સર્વનો પાયો છે, એ જીવનમાં સર્વ ભાગીદાર છે અને સઘળી નૈતિક ફરજો તેનાપર આધાર રાખે છે ત્યાં સુધી આ જગતનું જીવનસૂત્ર અને વિકાસક્રમનો નિયમ 'ઉન્નતિક્રમ' શબ્દથી સૂચવાય છે. એવા જગતમાં નીતિના નિયમની જરૂર છે તેના કરતાં જૂદાજ પ્રકારની નીતિભાવના ઉન્નતિક્રમમમાં આગળ ન વધતા જગતમાં હોઈ શકે.

ઉન્નતિ એ શબ્દમાં ફેરફારનો સમાવેશ થાય છે અને તે સત્ય હકીકત હિંદુધર્મના ઋષિઓએ સ્વીકારેલી છે. ઈશ્વરી ઇચ્છાને અનુકૂળ અથવા પ્રતિકૂળ રીતે વર્તવું એજ ખરા કે ખોટાનું એક ધોરણ સર્વકાળને વાસ્તે છે.

ખરૂં અથવા ખોટું—અમુક વસ્તુ ખરી છે કે ખોટી—એનો નિર્ણય કરવાને તમારે એકજ પ્રશ્ન પૂછવો જોઇએ. " શું જે ઈશ્વરી ઇચ્છા ઉન્નતિક્રમને દોરવે છે, તેને તે અનુકૂળ છે કે કેમ ? નીતિ એ પરસ્પર યોગ્ય સંબંધનું શાસ્ત્ર છે. આજના વિષયને માટે સર્વત્ર એક જીવન વ્યાપી રહેલું છે, એ બાબત સ્વીકારી લઉં છું. જો કે મને

ચોક્કસ ખાત્રી છે કે આ બાબત સંબંધી બીજે વખતે તમને કહે-વામાં આવી શકે અને તેની સત્યતા સાબીત કરી શકાય. પણ હાલ તો તે બાબતને સત્ય સિદ્ધાંત તરીકે સ્વીકારી લઉં છું કે એક શાશ્વત તત્ત્વ છે, જેને હિંદુઓ બ્રહ્મ કહે છે, જે સર્વ જીવનનું અને સઘળી શક્તિઓનું મૂળ છે, જેની ઇચ્છા તેના ભુવનોના કલ્યાણ માટે પ્રકટ થાય છે, અને તે ઇચ્છાને અનુસરવામાંજ ખરી એકતા પ્રકટી નીકળે છે. જો વખત હોતતો આ બાબત સિદ્ધ કરવાને વાજબી દલીલો રજુ કરત; પણ નીતિના વિષયના સંબંધમાં હું તે બાબત સત્ય તરીકે સ્વીકારી લઉં છું. આ સાથે સગુણ બ્રહ્મના સંબંધમાં બોલતાં જે ગુણો જણાવવામાં આવે છે, તે દિવ્ય ચૈતન્યના તેમજ મનુષ્ય ચૈતન્યના ત્રણ વિભાગને આજના વિષય માટે આપણે સત્ય તરીકે સ્વીકારી લઇશું. તે દિવ્ય ચૈતન્ય સત્ અથવા ઇચ્છારૂપે પ્રકટ થાય છે, ચિદ્ અથવા જે તેની બાહ્ય છે, તેના જ્ઞાતારૂપે પ્રકટ થાય છે અને જે બાહ્ય છે તેનાપર ક્રિયા કરનાર તરીકે પ્રકટ થાય છે. ઇચ્છા, બાહ્ય વસ્તુઓનું જ્ઞાન, અને બાહ્ય વસ્તુપર ક્રિયા આ ચતન્યના ત્રણ વિભાગ છે. આપણે જ્યારે બ્રહ્મ વિષે બોલતા હોઇએ, ત્યારે 'બાહ્ય' એ શબ્દને બદલવો જોઇએ; કારણકે બ્રહ્મમાં સર્વ સમાઈ જાય છે. સદ્, ચિદ્ અને આનંદ અથવા एकमेवाद्वितीयं ના ભિન્ન ભિન્ન સ્વરૂપો આપણે સમજવા જોઇએ. જે સઘળા આ પરમ-જીવનના ભાગીદાર છે, તેઓનો સ્વાભાવિક વિકાસ અને સુખ જે જીવનના તેઓ વિભાગ છે, તે જીવન સાથે એકતા અનુ-ભવવામાં રહેલાં છે. એકતાનો અભાવ–વિરોધ તેજ દુઃખનો ઉત્પાદક છે. એકતામાંજ સુખ અને શાંતિ મળી શકે. જે પળે તમને વિશ્વમાં વ્યાપી રહેલા એક જીવનનો ખ્યાલ આવશે, શ્રીકૃષ્ણના શબ્દમાં " મારૂં

એક અંશથી વિશ્વને મેં સ્થાપ્યું અને હું રહું છું" આ વાક્યનું જે પળે તમે રહસ્ય સમજશો, તેજ પળે ન્યાયપૂર્વક તમે એવો પણ ખ્યાલ લાવવાને બંધાયેલા છો કે જે આખા સાથે અમુક ભાગ સંબંધ ધરાવે છે, તે આખાની સાથે એકતા અનુભવવામાંજ તે ભાગની પૂર્ણતા અને સુખનો આધાર છે. મારે આ સ્થળે યાદ દેવરાવવું ઘટે છે કે હાલનું વિજ્ઞાનશાસ્ત્ર આ બાબતમાં ધર્મની સાથે તદ્દન મળતું આવે છે. તમે વારંવાર એમ બતાવેલું જોશો કે આસપાસની દુનિયા સાથે એકતાથી ચાલવામાંજ મનુષ્યજાતિને આગળ વધવાનો અને શાંતિ અને સુખ પ્રાપ્ત કરવાનો સંભવ છે.

આ એક જીવન જે સર્વનીતિના ધોરણોનું મૂળ છે તેનું એક સ્વરૂપ જે ઇચ્છાશક્તિ તે આ વિશ્વના સ્વભાવમાં તેમજ કુદરતના નિયમોમાં પ્રકટ થાય છે. કુદરતના નિયમો એ એક પછી એક અનુક્રમે બનતા બનાવો છે કે જે નિરંતર જોવામાં આવે છે, અને નિરંતર જેની સત્યતા સાબીત કરવામાં આવે છે. કુદરતના નિયમોને સરકારી કાયદાના નિયમો સાથે ભૂલથી ભેળવી દેતા નહિ. જે મનુષ્યકૃત નિયમો છે તે મનુષ્યોથી બદલી શકાય છે. તેમાં કાંઇપણ સ્વાભાવિક નથી. તે બધા બનાવટી છે. પણ કુદરતનો કાયદો તે આજ્ઞારૂપ નથી. કુદરતનો કાયદો વસ્તુઓનું ખરામાં ખરૂં સ્વરૂપ છે કે જે પ્રમાણે તે વસ્તુઓ ક્રિયા દર્શાવી શકે અને જે પ્રમાણે એક બીજાપર તે વસ્તુઓ અસર કરી શકે. કુદરતના કાયદાના સંબંધમાં આપણે કુદરતનો અભ્યાસ કરવો, અને તે કાયદાઓ શોધી કાઢવા જોઇએ, અને આ અભ્યાસમાં જેમને આપણે ઋષિઓ કહીએ છીએ તેમની તરફથી આપણને ઘણી સાહાય્ય મળેલી છે. તે જ્ઞાની પુરુષોએ અંદર રહેલું દિવ્ય સ્વરૂપ પ્રકટ કરેલું હોવાથી કુદરતના

મુખ્ય કાયદાઓ વિષે આપણને જ્ઞાન આપવાને તેઓ સમર્થ હતા, અને આપણે તે નિયમોનો કદાપિ ભંગ કરી શકીએ નહિ. મનુષ્યકૃત નિયમનો તમે ભંગ કરી શકો, પણ કુદરતના કાયદાનો તો તમે ફક્ત અનાદર કરી શકો, અને કુદરતના કાયદાનો અનાદર એજ દુઃખ; અને મનુષ્યો દુઃખથી કંટાળીને આખરે કુદરતના નિયમો જેની વચમાં તેઓ રહે છે, અને જેનો ભંગ કદાપિ થઇ શકે નહિ, તે નિયમોને માન આપીને રહેવા લાગે છે.

આ બાબતને પાયા તરીકે ગ્રહણ કરો. હવે બીજું પગથિયું શું ? આ વિશ્વ તદ્દન સાદી સ્થિતિમાંથી વિવિધતાની સ્થિતિમાં આગળ વધ્યાંજ કરે છે. હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહીએ તો એટલે કે વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ એકતામાંથી વિવિધતા ભણી જગત્ વધતું જાય છે. હવે ધર્મની દૃષ્ટિએ હું તે જણાવીશ. જે પરમાત્માએ દિવ્ય બીજ પ્રકટ કર્યું તે બીજનો ધીમે ધીમે વિકાસ થવો એનું નામ ઉન્નતિક્રમ. ઈશ્વરી સઘળા ગુણો તે બીજમાં છુપાયેલા હોય છે. પ્રારંભમાં તે ચૈતન્યના સાદા એક સરખા વિભાગરૂપ હોય છે. તેમાંથી અંતે જે દિવ્ય શક્તિઓ તિરોહિત—અવ્યક્ત હતી તે પ્રકટ થાય છે અને તે સત્તારૂપે, જ્ઞાનરૂપે, સૌંદર્યરૂપે વ્યક્ત થાય છે. જેવો બીજમાં અને વૃક્ષમાં ભેદ છે, તેવોજ પ્રારંભમાં અને અંતમાં ફેર છે. આ ઉન્નતિક્રમનું મોટું ચક્ર છે, જે એક જીવનમાંથી બ્હાર નીકળે છે, અને જીવન યાત્રાના અનુભવથી સમૃદ્ધ થઇને તેજ જીવનમાં પાછું ફરે છે. હવે ઋષિઓએ આ ચક્રના બે વિભાગ પાડયા છે. તેમાંનાં પ્રથમ ભાગને તેઓએ પ્રવૃત્તિમાર્ગનું નામ આપ્યું છે; તે એક એવો માર્ગ છે કે જેમાં દિવ્ય બીજ પ્રકૃતિની દુનિયામાં જાય છે, પોતે વૃદ્ધિ પામે માટે તે તેમાંથી ગ્રહણ કરે છે, તેને પોતાના એક ભાગરૂપ

બનાવે છે અને પોતાની અંદર રહેલી જે શક્તિઓ છે તેનો વિકાસ કરે છે. જ્યારે ચક્રનો પ્રથમ અર્ધો ભાગ તે ફરી રહે છે, જ્યારે તેના અનુભવો તેને મળી રહે છે, ત્યારે નિવૃત્તિમાર્ગની શરૂઆતનો સમય આવી પહોંચે છે, એમ તે ઋષિઓ જણાવે છે. તમે સઘળું મનુષ્ય જીવન—જન્મ મરણની પરંપરા બે માર્ગમાં, પ્રવૃત્તિ માર્ગ અને નિવૃત્તિ માર્ગમાં વ્હેંચી શકો.

હવે જે પ્રવૃત્તિ માર્ગને વાસ્તે નીતિના સિદ્ધાંતો છે, તે નિવૃત્તિમાર્ગના નીતિ સિદ્ધાંતો કરતાં ભિન્ન છે પણ ઈશ્વરી ઇચ્છાને અનુકૂળ થઇ વર્તવું એ આપણા નીતિના ધોરણમાં આથી કાંઇપણ ફેરફાર થતો નથી.

મનુષ્ય જે માર્ગે ચાલતો હોય તે પ્રમાણમાં તેનાં કાર્યો ભિન્ન હોય છતાં તે ઈશ્વરી ઇચ્છાને અનુકૂળ થઇને વર્તી શકે. પ્રવૃત્તિના માર્ગમાં તે ગ્રહણજ કર્યા કરે છે, અને નિવૃત્તિના માર્ગમાં તે બાહ્ય વસ્તુઓનો ત્યાગ કરે છે કે જેથી તેનો આંતર સ્વભાવ દિવ્ય તેજોમય બને, અને તેમ થવું એ તેનો સ્વાભાવિક હક છે. આપણા ઉન્નતિક્રમના આ માર્ગો હું અહીં ટૂંકાણમાં અને તે કારણસર અપૂર્ણ રીતે દર્શાવું છું એ વાત ભૂલવી નાહ. હવે આપણે આગળનું પગથિયું જે જીવાત્માની લાંબી જીવનયાત્રા છે, તે વિચારીએ, અને અમુક અમુક સદ્‌ગુણોનો સમુદાય જે જીવાત્માએ ક્રમે ક્રમે પ્રાપ્ત કરવાનો છે, તેમાં આપણે તે જીવનયાત્રાને વ્હેંચી નાખીએ. પ્રાચીનકાળના જાતિ બંધારણનું ખરૂં કારણ અહીંજ રહેલું છે; જીવાત્મા પૂર્ણ બને તે માટે જે જૂદા જૂદા સદ્‌ગુણો ખીલવવાની જરૂર હતી, તે સદ્‌ગુણોને એક બીજાને બંધબેસતા આવે એવા સદ્‌ગુણોના સમુદાયરૂપે વ્હેંચી નાખવા જોઇએ, એવી હિંદુપ્રજાની ધારણા હતી. આ પ્રમાણે મનુષ્ય

અમુક સદ્ગુણોના સમુદાયને ખીલવી શકે અને તેને એવી રીતે જીવન વ્યવહારમાં યોજે કે તે પોતાના સ્વભાવરૂપ થઈ જાય. તે પછી સદ્ગુણોના બીજા સમુદાય તરફ લક્ષ દોરવે અને ત્યાં પણ તેવીજ રીતે વર્તે. જ્ઞાતિધર્મનો નાશ થવાથી જ્ઞાતિ વ્યવસ્થાની કિંમત જતી રહી છે, કારણ કે જ્ઞાતિઓ હવે અમુક સદ્ગુણો ખીલવવાની શાળા-રૂપે રહી નથી. તોપણ આ જ્ઞાતિઓ અસલની નીતિપદ્ધતિમાં શું કામ કરતી હતી અને ઉન્નતિક્રમના જૂદાં જૂદાં પગથિયાં રૂપે કેવી રીતે જણાતી હતી તેનો ક્ષણવાર વિચાર કરો. સૌથી કનિષ્ઠ જ્ઞાતિ શૂદ્રની હતી, જેમાં નિયમો ઢીલા હતા અને બંધનો પુષ્કળ નહતાં. જંગલી મનુષ્યની અવસ્થામાંથી પસાર થઇ શૂદ્રની અવસ્થામાં આવેલા તે મનુષ્યને એવા સદ્ગુણો ખીલવવાના હતા કે જે વ્યવસ્થાસર કામ કરતી સમાજમાં પ્રથમના પાઠરૂપ ગણી શકાય. તેને આજ્ઞાપાલન, સેવા, ઉપયોગિતા, અને તેની આસપાસના બધાને સામાન્ય મદદ કરવાનું કામ શિખવાનું હતું, અને આ ભવ્ય યોજનામાં એક બાબત બહુ નોંધવા જેવી લાગે છે. મનુષ્ય સંપૂર્ણ બને તે માટે જે સદ્ગુણો શિખવાની જરૂર છે, તે શિખવનાર પ્રથમ વર્ગરૂપ જે (શુદ્ર) જ્ઞાતિ છે, તે જ્ઞાતિની ભાવના સંન્યાસીમાં પણ પ્રકટ થાય છે કે જ્યારે મનુષ્યજાતિનું ચક્ર પૂર્ણ થવા આવે છે; કારણ કે જેવી રીતે આ પૃથ્વીપર શૂદ્ર સર્વનો સેવક છે, તેવીજ રીતે ઉચ્ચ કક્ષા પર ઋષિ મનુષ્યજાતિનો સેવક છે, કારણ કે તે પોતાની જાત મનુષ્યજાતિને અર્પણ કરે છે.

આ ઉપરથી આપણને અનુભવ થાય છે કે બન્ને સેવાનો મહાન પાઠ શિખે છે, કનિષ્ઠ અને શ્રેષ્ઠ બન્ને એકજ છે, ફક્ત પ્રમાણનો ફેર છે. પણ શુદ્ર તેમજ સંન્યાસી બન્નેનું સત્ત્વ સેવામાં, સર્વને મદદ

કરવામાં, મનુષ્ય જાતિને સાહાય્ય આપવામાં છે.

આ પ્રથમ પાઠ શિખ્યા પછી મનુષ્યે ધન પ્રાપ્ત કરતાં શિખવું જોઇએ. ધન પ્રાપ્ત કરવું એ કર્તવ્ય–એજ એનો ધર્મ હવે થયો. તે પ્રજાની મિલકતનો વ્યવસ્થાપક છે. ધન પ્રાપ્ત કર્યા પછી પોતાની પાસે તેને રાખી મૂકવાનું નહતું. પ્રજામાં સર્વ પ્રકારની ઉદારતાનું તે મૂળ હતો. આ પ્રમાણે ધન પ્રાપ્ત કર્યા પછી અને તે ધનથી છૂટા પડવાનું શિખ્યા પછી તેને ક્ષત્રિય જ્ઞાતિનો નવો પાઠ શિખવાનો હતો. નિરાધારોના રક્ષણને માટે પોતાની જીદંગી પણ આપી દેવી એ હવે એનો ધર્મ થયો. હથિયાર વગરના મનુષ્યોપર જો ભય આવી પડે તો અને પ્રજાને વાસ્તે જરૂરનું હોય તો પોતાની સ્ત્રી, બાળક અને જીંદગીનો પણ ગમે તે પળે ત્યાગ કરવાને ક્ષત્રિયઃ તૈયાર હોવો જોઇએ. જ્યારે આ પાઠ પણ તે શીખી લેતો, ત્યારે તે બ્રાહ્મણ વર્ગમાં જતો; તે સમયે તે સઘળી વાસનાઓથી મુક્ત હોવો જોઇએ. પવિત્ર જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેનો ફેલાવો કરવો, એ કામમાંજ તેનું સમગ્ર જીવન રોકાવું જોઇએ. શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણને માટે નીતિના સિદ્ધાંતો જૂદા પ્રકારે રચાયા હતા, અને ઘણા જૂદા સદ્દગુણો તેથી ખીલતા હતા.

આ હિંદુ વિચાર શ્રેણીમાં રહેલી વ્યવસ્થાનો સુંદર નમુનો હું તમને યાદ દેવરાવું છુ. પ્રકૃતિમાં રહેલા જીવાત્માની જીવનયાત્રાનો હવે આપણે વિચાર કરતા નથી, પણ અમુક વ્યક્તિ જન્મે ત્યાંથી મરણ પામે ત્યાં સુધીના તેના અનુભવોનો આપણે હવે વિચાર કરીશું. તે ચાર આશ્રમો છે, જે બરાબર ચાર જ્ઞાતિઓ સાથે બંધ બેસતા આવે છે. વર્ણ ધર્મ આશ્રમધર્મ વિના પૂર્ણ કહી શકાય નહિ. બે પદ્ધતિઓ સાથેજ ચાલતી હતી.

તમને એકદમ જણાશે કે શૂદ્ર જાતિ અને બ્રહ્મચર્યાશ્રમ બન્ને સમાન કક્ષામાં કામ કરે છે. ત્યાં તેને આજ્ઞાપાલન, સેવા, કર્તવ્ય-નિષ્ઠા ખીલવવાના છે. તે આશ્રમના પાઠ શિખવાના છે. પછી તે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે, ત્યાં તો આબેહુબ વૈશ્ય બને છે. સઘળા આશ્રમોનો આધાર ગૃહસ્થાશ્રમ પર છે. તે આ દુનિયાનો વિષ્ણુ બને છે—તેને ટકાવનાર અને તેનું પોષણ કરનાર થાય છે. અહીં ગૃહસ્થાશ્રમના સદ્‌ગુણો બ્રહ્મચર્યાશ્રમના સદ્‌ગુણો કરતાં તદ્દન જુદી જાતનાજ હોય છે. ગૃહસ્થાશ્રમ પાળ્યા પછી, તેના સઘળા અનુભવો મેળવ્યા પછી અને પોતાની સઘળી ફરજો બજાવ્યા પછી તે વાનપ્રસ્થાશ્રમમાં દાખલ થવાને આગળનું પગથિયું લે છે. ત્યાં જગતના કામ કાજથી જાતે મુક્ત હોવાથી તે પોતાના કરતાં નાના બંધુઓને સલાહ અને ઉપદેશ આપી શકે છે. જગતના કામકાજમાં હવે માથું મારતો નથી પણ જે બળવાન્ યુવકો તે કામ સારી રીતે ઉપાડી લેવાને લાયક હોય છે, તેમને વાસ્તે તે કામ તે રહેવા દેછે. ક્ષત્રિયધર્મનો અહીં સમાવેશ થાય છે. છેવટનો આશ્રમ તે બ્રાહ્મણ વર્ણની સાથે બંધબેસતો છે. આ સ્થિતિમાં સંન્યાસી સઘળો અનુભવ મેળવીને બાહ્ય જગતનો ત્યાગ કરીને મરણ પછીના જીવનને વાસ્તે તૈયારી કરે છે.

હિંદુ વિચારશ્રેણિમાં ઉન્નતિક્રમ આ પ્રમાણે બહુજ સારી રીતે યોજવામાં આવ્યો હતો, અને તેટલા માટેજ મેં પ્રારંભમાં કહ્યું તેમ ધર્મે કોઇ પ્રજાને આપેલી વિચાર પદ્ધતિમાં હિંદુ ધર્મનીતિપદ્ધતિ એ ઉત્તમોત્તમ છે. આ વિચાર પદ્ધતિમાં કોઇ પણ છિદ્રો નથી. એવો એક પણ નીતિનો સવાલ નથી કે જેનો મનુષ્યના ઉન્નતિક્રમની આ ભવ્ય યોજનાના એક યા બીજા વિભાગમાં સંતોષકારક ખુલાસો ન મળી

શકે. જો આની રૂપરેખા બરાબર તમારા સમજવામાં આવે તો તરતજ તમને જણાશે કે સઘળા નીતિના સિદ્ધાંતો સાપેક્ષ (relative) છે એટલે કે અમુક વખતે મનુષ્યે કરવા યોગ્ય સારા કામનો આધાર ઉન્નતિક્રમમાં તે મનુષ્યની કઇ સ્થિતિ છે તેનાપર રહે છે.

હવે આ સિદ્ધાંત કેવી રીતે અમલમાં મુકાય છે તે આપણે જોઇએ. મારે કહેવું જોઇએ કે ' નીતિ સાપેક્ષ છે ' એ બાબત ઘણી ગેરસમજુત થયેલી છે. ખ્રીસ્તી લોકો તરફથી તે બાબત પર આક્ષેપ મૂકાતો તમારા સાંભળવામાં આવશે. તેઓ ' નીતિ એકજ હોવી જોઇએ ' એમ ઘણી વાતો કરે છે. જો તમે તેમની સાથે વાત કરશો તો તેઓનો કહેવાનો ભાવાર્થ શું છે તે તેઓ પૂરી રીતે સમજતા નથી એમ તમને લાગશે. આ એટલો બધો ઊંડો તત્વજ્ઞાનને લગતો પ્રશ્ન છે કે તેઓ તે સમજી શકતા નથી અને જે વિચાર પ્રદેશમાં માનસિક શક્તિઓની ખામીને લીધે ચોકસાઇની આશા ન રાખી શકાય તેવા પ્રદેશમાં મનુષ્યો ખરી બાબતને ભૂલી જાય છે. તેમની સાથે વાતો કરવામાં સાવધ રહેજો, કારણ કે અનિશ્ચિત શબ્દોમાં તમે ગુંચવાઇ જાઓ એવો સંભવ છે. પરમાત્મા સિવાય બીજે કોઈ પણ સ્થળે એકજ પ્રકારની નીતિ સંભવી શકે નહિ અને ત્યાં નીતિની જરૂરજ નથી, કારણ કે ત્યાં પરસ્પર સંબંધ રાખનારી વસ્તુઓ નથી. આપણે પરસ્પર આધાર રાખનાર છીએ. આપણે તેની પેલી પાર જઇ શકતા નથી. આપણી આસપાસ આવેલી દરેક વસ્તુ સાથેનો સંબંધ, મનુષ્ય બંધુઓ સાથેનો આપણો સંબંધ, પ્રાણી વર્ગ, વનસ્પતિવર્ગ અને ખનિજ વર્ગ સાથેનો આપણો સંબંધ, આ વિશ્વ જેના આપણે એક ભાગ છીએ, તે વિશ્વમાં રહેનાર દરેક વસ્તુ

સાથેના સંબંધો સાપેક્ષભાવથી મુક્ત નથી. ઉન્નતિક્રમની વિશાળ સાંકળ જે એક ભુવનમાંથી બીજા ભુવન સુધી વિસ્તાર પામેલી છે તે સાંકળના આપણે ભાગરૂપ છીએ. આપણા બધા સંબંધો, તેનો શબ્દાર્થ વિચારીએ તો પણ સાપેક્ષ છે.

હવે આપણે પ્રવૃત્તિ માર્ગ ઉપર ચાલતા સામાન્ય મનુષ્યનો વિચાર કરો. હવે તેના ઉન્નતિક્રમનો નિયમ શો ? જેને હિંદુશાસ્ત્રો ધર્મ કહે છે, તે શબ્દમાં તે સમાયેલો છે. ધર્મને બદલે ફરજ એ શબ્દ મૂકીએ છીએ પણ તે તેનો પૂરો અર્થ દર્શાવતો નથી.

ઉન્નતિક્રમમાં પસાર થઇ મનુષ્ય અત્યારે આ પળે કઇ સ્થિતિમાં આવ્યો છે તે ધર્મ દર્શાવે છે. તેની હાલની સ્થિતિ તેના ભૂતકાળના વિકાસ પર આધાર રાખે છે. હવે ઉન્નતિક્રમમાં તેને લેવા યોગ્ય આગળનું પગથિયું એ તેનો ધર્મ છે.

તેનાં ભૂતકાળનાં કર્મ પ્રમાણે તેની વર્તમાન કાળમાં સ્થિતિ છે, અને એણે આગળનું પગથીઉં કયું લેવું તે તેનો હાલનો ધર્મ સૂચવે છે. ધર્મની અંદર બન્ને વિચારનો સામાવેશ થઈ જાય છે. હવે આપણે એક સામાન્ય મનુષ્યનો વિચાર કરીએ તે વિદ્યાર્થી તરીકે પોતાના જીવનનો પ્રારંભ કરે છે. હિંદુ નીતિ પ્રમાણે વિદ્યાર્થીનો ધર્મ શો ? આ સંબંધમાં હિંદુ કાયદા બાંધનાર મનુ ભગવાને મનુષ્ય સાથેના સંબંધોના ત્રણ વિભાગ પાડયા. છે. મનુએ કહ્યું છે કે આપણી આસપાસ આપણા વડિલો, આપણી સમાન સ્થિતિના, અને આપણાથી નાના જીવો આવેલા છે. આ ત્રણ વિભાગ સંપૂર્ણ છે. તમે જે જે મનુષ્યના સંબંધમાં આવો તે કયાં તો તમારાથી વડીલ હોય, તમારી સમાન હોય અથવા તમારાથી નાનો હોય, અને તે

સંબંધ પ્રમાણે તમારે તેમની સાથે તમારૂં નીતિમય વર્તન રાખવું જોઇએ. આખા પ્રવૃત્તિ માર્ગ પર આપણો ધર્મ એ છે કે આપણે વ્યાજબી રીતે જે જે મેળવી શકીએ તે મેળવવા પ્રયત્ન કરવો. કેટલાક મનુષ્યો કહે છે કે "આપણે ઇચ્છા વિના કામ કરવું જોઇએ." ખરેખર નિવૃત્તિ માર્ગ પર તેમજ કરવું જોઇએ. પણ ઇચ્છાથી પ્રેરાઇને તમે જેવું સખ્ત કામ કરોછો, તેવું સખ્ત કામ તમે ફળની ઇચ્છા વિના કરી શકો એવી શક્તિ તમારામાં જ્યાં સુધી ખીલી નથી ત્યાં સુધી ફળની આશા છોડી દેવી એના જેવું ઉન્નતિને નાશ કરનાર બીજું એક પણ સાધન નથી.

ખ્રીસ્તી ધર્મની અસરથી આ દેશમાં આ વિચાર નાશ પામતો જાય છે. હિંદુ ધર્મમાં તે નાશ પામ્યો નથી, પણ ખ્રીસ્તી ધર્મમાં તે નાશ પામ્યો છે; કારણ કે તે ધર્મમાં સઘળાને વાસ્તે સંત તેમજ પાપી, તત્ત્વજ્ઞાની તેમજ બજારના ફેરીઆને વાસ્તે એકજ નીતિનો સિદ્ધાંત રજુ કરવામાં આવ્યો છે. તેમાં સર્વને વાસ્તે એક સરખા નિયમો છે, જે ખરૂં જોતાં સર્વને લાગુ પડી શકે નહિ. તેથી ત્યાં સિદ્ધાંત અને વર્તન એક બીજાથી અલગ પડી જાય છે. તમે જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં તમને તેવી સ્થિતિ જણાશે. હિંદુસ્થાનમાં તેવી સ્થિતિ નહતી. તમે વિચારશો કે ભગવદ્‌ગીતામાં એમ જણાવ્યું છે કે તમારે ફળને ખાતર નહિ પણ પણ ધર્મને ખાતર—કર્તવ્યને ખાતર કામ કરવાનું છે. પણ સાથે આ પણ વિચારો કે અર્જુન કોણ હતો? તે યોગી હતો, તે શિષ્ય હતો; તે અવતારની સાથે નજદીકના સંબંધમાં આવેલો હતો, તે સંસારમાં વસનાર સામાન્ય મનુષ્ય ન હતો, પણ તેના અનેક પૂર્વ ભવોમાં અનુભવ મેળવીને મનુષ્યજાતિની

પૂર્ણતા તરફ ઊંચે ઊંચે ચઢ્યો હતો અને તેથી જ તે બોલી ઉઠયો, शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् "હું તારો શિષ્ય છું, તારે શરણે આવેલો છું—મને ઉપદેશ આપો". પણ જો શ્રીકૃષ્ણ એક સામાન્ય લશ્કરી સીપાઇને ઉપદેશ આપતા હોત તો તેમણે તેને ભગવદ્ગીતાનો ઉપદેશ આપ્યો હોત એમ શું તમે ધારો છો? અર્જુન એવી સ્થિતિએ આવી પહોંચ્યો હતો કે જ્યાં કામ કરવાને ઉત્તેજન આપવાને કાંઇ પણ ફળની તેને જરૂર નહતી, પણ જો સામાન્ય મનુષ્ય ફળની ઇચ્છા છોડી દે તો પરિણામ શું આવે? તે કાંઇ પણ ન કરે; તેને કામ કરવાનું કાંઇ પ્રયોજન નથી. દરેક મનુષ્યને કામ કરવાને કાંઈ હેતુ જોઇએ, નહિ તો તે આળસુ થઈ જશે. જો મનુષ્યને ભૂખ ભાગવાનું પ્રયોજન હશે તો ખોરાક મેળવવા તે કામ કરશે. પણ જો તેને કાંઇ પણ ઇચ્છાઓ ન હોય, તંગીઓ ન હોય તો તે લાકડાના ઢીંમચાની માફક પડયો રહેશે. હલકું પ્રાણી ભૂખ, તરસ અને કામવિકારથી પ્રવૃત્તિ કરવા દોરવાય છે, તમે જાણો છો કે તે દિવસના અર્ધા કરતાં પણ વધારે ભાગ સુધી ઊંઘે છે. જ્યાં તેની ક્ષણિક ઇચ્છા તૃપ્ત થઇ, ત્યાં તે ફરીથી ઊંઘમાં પડે છે.

ઇશ્વરે આવી સુંદરતાભરી વસ્તુઓ, અને ઇચ્છવા લાયક પદાર્થોથી આ જગત બનાવ્યું, તેમાં તમને શું કારણ લાગે છે? તે વસ્તુઓ આપણને આકર્ષે તે સિવાય તેમને આપણી આસપાસ મૂકવામાં તેનો બીજો હેતુ શું હોઈ શકે? તેનો હેતુ આપણી શક્તિઓ પ્રકટ કરવાનો છે, અને તે યોજના બહુજ રમ્ય અને પ્રશસ્ય છે. મા પોતાના બાળકને ચાલતાં શી રીતે શિખવે છે? મા તે બાળકને ઉપાડતી નથી કે ઉચકતી નથી, તેમજ તેને ગતિનો મહાન્ સિદ્ધાંત

ઉપદેશતી નથી, પણ બાળકને નીચે મૂકે છે, અને તેના સંમુખ રમકડું મૂકીને તેને ચાલતાં શિખવે છે. તે રમકડું મેળવવાને પ્રયત્ન કરવામાં તે બાળક ચાલતાં શિખે છે; પણ જો રમકડું ત્યાં ન હોય તો તે બાળક જરા પણ પ્રયત્ન કરે નહિ. જ્યાં સુધી મા ઉપાડે નહિ ત્યાં સુધી બાળક ત્યાંનું ત્યાં બેસી રહે, તે ચાલતાં કદાપિ શિખી શકે નહિ. ઈશ્વર પણ આપણી સાથે એવીજ રીતે વર્તે છે. તે પણ આપણા આગળ ભપકાદાર વસ્ત્રો, ધન, કીર્તિ, સમાજમાં માન-પ્રતિષ્ઠા, બીજા લોકોપર સત્તા,આ બધી વસ્તુઓ ધરે છે, અને જેવી રીતે બાળક પોતાના સ્નાયુનો ઉપયોગ કરતાં શિખે છે, તેમ મનુષ્ય પોતાનું મગજ ધીમે ધીમે વધારે સતેજ બનાવે છે, તેને ઇષ્ટ વસ્તુ મળે તેવી યોજનાઓ ઘડે છે, યુક્તિઓ રચે છે, અને શક્તિઓ ખીલવ્યા પછી તે વસ્તુ તે ગ્રહણ કરે છે. તે મેળવ્યા પછી તેમાંથી તેને ક્ષણિક તૃપ્તિ મળે છે. તે ઈશ્વરી લીલા છે. સુખ વસ્તુને શોધ-વામાં છે. તે મળ્યા પછી તરતજ થોડીવારમાં તમે તેનાથી કંટાળી જાઓ છો. એક કરોડાધિપતિ ભણી નજર કરો. જ્યારે તેને પુષ્કળ ધન મળે છે, ત્યારે તે કંટાળે છે. ધન તેને બોજારૂપ લાગે છે. આનું પરિણામ એ આવે છે કે બીજા ભવમાં તે સોનું એકઠું કરવાને પોતાના સર્વસ્વનો ભોગ આપશે નહિં; કારણ કે જ્યારે તેને મળ્યું, ત્યારે તે તેનો ઉપભોગ કરી શક્યો ન હતો. અમર આત્મા ધાતુ—સુવર્ણ કહેવાતી ધાતુ—મેળવીને પણ સંતોષ પામી શકે નહિ. તે વધારે વસ્તુ વાસ્તે પ્રયત્ન કરે છે; તેથી મહત્વાકાંક્ષા અને કીર્તિલોભ કચરી નાખવાના નથી. જ્યાં જ્યાં તે દેખાય, ત્યાં ત્યાં તેને ઉત્તેજન આપવું. ધારો કે તમે પાણીદાર, ઉત્સાહયુક્ત અને બળવાન્ છો, અને તેટલા માટે શાંત નહિ પણ જરા તોફાની છો. હવે તમારામાં મહત્વાકાંક્ષા

કાંતો રાજકીય સત્તા મેળવવાની, કળાકુશળ થવાની, કવિ થવાની, વર્તમાનપત્રના અધિપતિ થવાની, અથવા એવી બીજી કોઈ મહત્વાકાંક્ષા—કે જેથી તમે કામ કરવાને દોરવાઓ એવી ભાવના મને જણાય તો હું કદાપિ એમ નહિ કહું કે ભાવનાનો ત્યાગ કરો. હું તો એમજ કહીશ કે તમારાથી બને તેટલું સખ્ત કામ કરો, તે ચીજ મેળવવાને કામ કરો. યુવકને જે લાલચો નડે છે, તેમાંની ઘણી ખરીથી તમે આ રીતે દૂર રહી શકશો, તેથી તમારૂં જીવન તમે શુદ્ધ રાખશો, તમારૂં શરીર સ્વચ્છ રાખશો; કારણ કે તમે જાણો છો કે હલકું વર્તન તમારા વિજયમાં બાધરૂપ નીવડશે. મહત્વાકાંક્ષા એ ઉચ્ચ મનોભાવ છે અને હલકા વિકારને મારવાને તે ઘણોજ ઉપયોગી છે. આ રીતે પ્રભુ પોતાનાં બાળકોને શિખવે છે. તમે ફળને વાસ્તે જેટલી સખ્ત રીતે મહેનત કરતા હતા એટલીજ સખ્ત રીતે તમે લોક કલ્યાણને વાસ્તે પ્રવૃત્તિ કરી શકો એવી સ્થિતિએ આવી પહોંચો ત્યારે તમે ફળની આકાંક્ષાનો ત્યાગ કરી શકો; ત્યાં સુધી ઈશ્વર ઇચ્છાઓના વિષયમાં છુપાઈ રહે છે કે જેથી કરીને તમે તે વિષયો પાછળ દોડો અને તમારી શક્તિઓ જે ખીલ્યા વગરની પડી રહેત તે આ રીતે ખીલવાવે છે. સ્થિર અથવા અસ્થિર એવી એવી એક પણ વસ્તુ ઈશ્વર વિનાની નથી. આ વિશ્વમાં તેના પ્રેમ સિવાયનો બીજો પ્રેમ નથી. કોઇપણ વસ્તુમાં જણાતું સૌંદર્ય—આકર્ષણ તે તે વસ્તુમાં રહેલો ઈશ્વર છે, જે આપણી આસપાસ સર્વમાં વ્યાપી રહેલો છે, અને જે આપણી અંદર રહેલા ઈશ્વરને બોલાવે છે. આ રીતે વિકાસક્રમ ચાલે છે. આ રીતે શક્તિઓ પ્રકટી નીકળે છે, અને જ્યાં સુધી મનુષ્ય પ્રવૃત્તિ માર્ગપર છે, ત્યાં સુધી તેની ઉન્નતિ થાય તે માટે તે ઇચ્છાપૂર્ણ હોવો જોઇએ.

આ બાબતને લગતી એક બીજી પણ હકીકત છે. ગૃહસ્થાશ્રમનો વિચાર કરો. તે બ્રહ્મચારીનું જીવન નથી. તે પરણેલી જીંદગી છે, પતિ તરીકેનું, પિતા તરીકેનું જીવન છે. અને હિંદુનીતિ પ્રમાણે લગ્નનો ઉદ્દેશ શો છે ? તેના જીવનના ત્રણ ઉદ્દેશ છે; ધર્મ, અર્થ અને કામ. હિંદુધર્મ શું શિખવે છે, એ બાબતનો વિચાર કરતાં લોકો આ બાબતો ભૂલી જાય છે. એક ખ્રીસ્તી થયેલી પારસી સ્ત્રીએ કહ્યું હતું કે "Hinduism is all renunciation" હિંદુ ધર્મ એટલે ત્યાગ ધર્મ. ત્યાગ અથવા સંન્યાસને વાસ્તે પણ હિંદુધર્મમાં ખરેખર સ્થાન છે. પણ તમે ત્યાગ કરો તે પહેલાં ત્યાગ કરવા લાયક તમારે કાંઈ મેળવવું જોઇએ. તમે હિંદુસ્થાનના મહાન્ પુરૂષોનો ઇતિહાસ વાંચો તો તમને જણાશે કે તેઓ પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં પસાર થતા. પછી પતિ થતા, પિતા થતા, ધન કમાતા જીવનમાં સુખ માનતા. જ્યાં સુધી આ બે આશ્રમમાંથી શિખવા લાયક હોય તે બધું તેઓ શિખી રહેતા નહિ, તેમાંથી શિખવા લાયક સઘળું શીખીને જ્યાં સુધી તેની પૂરી કીંમત કાઢી લેતા નહિ, ત્યાં સુધી તેઓ તેનો ત્યાગ કરતા નહિ. તે પૂર્વે નહિ પણ તે પછી તેનો ત્યાગ કરતા. અને હિંદુસ્થાનના ઘણા મહાન્ પુરૂષો, મહાન્ મંત્રીઓ અને મહાન્ રાજાઓ થઈ ગયા છે. તેઓ રાજ્ય કરતા અથવા રાજાઓને સલાહ આપતા હતા; તેઓ જગતની કીર્તિ, સત્તા અને ભવ્યતા પગથિયે પગથિયે ચઢીને પ્રાપ્ત કરતા હતા. જ્યારે તેઓ તે સર્વ કામ કરી રહેતા અને દેશ તરફની ફરજો તેઓ અદા કરી રહેતા, ત્યારે સંન્યાસીનો વેષ ધારણ કરી તેઓ જંગલમાં જતા હતા. પોતાનાં કર્તવ્યો બજાવ્યા પછી તેઓ સંસારનો ત્યાગ કરતા અને યોગિજીવન ગાળતા હતા. સેંટ પીટર જ્યારે સ્વર્ગનો દ્વારપાળ હતો, ત્યારે જેવા

મનુષ્યોના સંબંધમાં તે બોલ્યો હતો તેવા મનુષ્યો આપણે યોગી તરીકે જોઇતા નથી. કેટલાક ખ્રીસ્તીઓ મરણ સમયે પવિત્ર જળથી દીક્ષિત થતા. આ પવિત્ર જળની ક્રિયાથી તેઓ પાપરહિત થતા એવી તેઓની ભાવના હતી, તેથી તે ક્રિયા તેઓ અંત સમય સુધી મૂલતવી રાખતા હતા. તેઓ વિચારતા કે છેલ્લી પળે શુદ્ધ થઈ જઇશું. અને શરૂઆતમાં ખ્રીસ્તી ધર્મમાં એવી પ્રથા ચાલી હતી. જયારે સેંટ એથેનેસીયસ કેટલાક મનુષ્યોને સેંટ પીટર પાસે લાવ્યો ત્યારે તેણે તેમના સામું જોયું, 'અને મ્હોં ફેરવીને બોલ્યો, " આવી સીલ કરેલી, અને સત્ત્વ વિનાની કોથળીઓ મારી પાસે કેમ લાવો છો ? " યોગીઓના સંબંધમાં કેટલાકનો અભિપ્રાય એવો છે, કે યોગીની અંદર કાંઇ પણ હોવું ન જોઇએ. પણ ખરી રીતે જોતાં યોગી ભરેલો-પૂર્ણ હોવો જોઇએ. તેની બુદ્ધિ ખીલેલી હોવી જાઇએ, તેની ભાવનાઓ શુદ્ધ હોવી જોઇએ. આ ભવમાં અથવા પૂર્વ ભવમાં જીવનના અનુભવો મેળવ્યા પછી અને નિત્ય તથા અનિત્ય વસ્તુ વચ્ચેનો ભેદ-વિવેક પ્રાપ્ત કર્યા પછી તે યોગી થાય છે.

આ પ્રમાણે વૈશ્ય વર્ણમાં અને તેની સાથે ગૃહસ્થાશ્રમમાં ત્યાગની જીંદગી હોતી નથી પણ અમુક હદમાં રહી સુખનો ઉપભોગ લેવામાં આવેછે. તે જીવનમાં જીતેંદ્રિયપણાનો પાઠ શિખાય છે. બહારથી શરીર તથા ઇન્દ્રિયોને દાબમાં રાખવા અને મનમાં વિષયોનું ચિંતન કરવું તેના કરતાં ગૃહસ્થાશ્રમમાં રહી ધીમે ધીમે શરીર તથા મનને કેળવીને તેમને મજબૂત, ચપળ તેમજ આપણી ઇચ્છા શક્તિને આધીન બનાવવાં એ કામ વધારે અઘરૂં તથા મહત્ત્વનું છે.

આ પ્રમાણે તમને જણાશે કે આ પ્રવૃત્તિ માર્ગપર દરેક પગથિયે

વસ્તુઓ ગ્રહણ કરવામાં આવતી હતી. કારણ કે મનુષ્યની શક્તિઓના પૂર્ણ વિકાસ સારૂ વસ્તુઓ ગ્રહણ કરવી એ જરૂરનું હતું. આ સમયે સ્વાર્થ એ ઉમદા સદ્દગુણ ગણાતો હતો. હવે આપણે એ પગથિયું ઓળંગી ગયા છીએ; પણ એક વખત એવો હતો કે જ્યારે સ્વાર્થી હોવું એ ઉન્નતિ ક્રમનું પગથિયું હતું. આવાં કારણોને લીધે તેમજ આનાં જેવાં બીજાં તમે વિચારી શકો તેવાં કારણોને લીધે શ્રી કૃષ્ણે તે પ્રખ્યાત શબ્દો ઉચ્ચાર્યા હતા કે **द्यूतं छलयतामस्मि** હું જુગારીઓનો જુગાર છું. જો કે કેટલાક ધર્મો આ બાબત ભૂલી ગયા છે, છતાં સર્વે ધર્મો આ બાબત જણાવે છે. તમે ખ્રીસ્તી બાઇબલના જૂના કરારમાં આવી બાબત જોઈ શકશો. "Shall there be evil in a city and the Lord hath not done it?" શું તમે શહેરમાં અશુભ કામ જુઓ તો શું તે પ્રભુએ નથી કર્યું?" કામ કરનાર એકજ છે અને તેનું સારાપણું અથવા ખોટાપણું તમારી હાલની સ્થિતિ અને કઇ સ્થિતિ તરફ તમે જાઓ છો તેના પર આધાર રાખે છે. આ યોજના એક નિસરણી જેવી છે. જો તમે મધ્યમાં ઉભા હો તો તમે ઉભા હો તેના કરતાં નીચલા પગથિયાપર જવું એ તમારે માટે ખોટું છે, તમારા કરતાં નીસરણીના નીચલા પગથિયા પર ઉભેલા મનુષ્યને માટે તે ઉપરનું પગથિયું ગણાય. આપણે આપણા પડોશી કરતાં આગળ વધેલા હોઇએ, અને આપણે વાસ્તે જે કામ ખોટું ગણાય તે કામ આપણા પડોશી વાસ્તે પણ ખોટું છે એમ માનવાની ભૂલ આપણે કરવી નહિ. હિંદુ નીતિ ભાવનાનો આ એક મોટો પાઠ છે.

આપણાં કરતાં વડિલ, સમાન અને નાનો જીવો તરફના આપણા સદ્દગુણો વિષે આપણે હવે વિચાર કરીએ. આનું આબેહુબ દૃષ્ટાન્ત

કુટુંબમાં મળી આવે છે કે જ્યાં પ્રેમાળ પ્રપિતાઓ, પિતાઓ, અને બાળકો આ નૈતિક નિયમને અનુસરે છે. કારણ કે ત્યાં વડિલ, સમાન અને નાના બધા મળી આવે છે. ત્યાં કુટુંબના માતપિતા પોતાના માતપિતા તરફ ઉંચે જુએ છે, એક બીજા તરફ સમાન દૃષ્ટિથી જુએ છે, અને બાળકો તરફ નીચે જુએ છે. તમે સેવા ધર્મ તેમજ રક્ષણ ધર્મ ત્યાં જોઈ શકશો. પુત્રો પોતાના વડિલો તરફ પૂજ્યભાવ, પ્રેમ અને ભક્તિ રૂપે તે લાગણી પ્રદર્શિત કરે છે. પતિ પત્ની, અને ભાઇ બ્હેન વફાદારી, દયા, પરસ્પર મદદ, સરલતા, પ્રમાણિકપણું વગેરે સદ્‌ગુણો જે સમાન સ્થિતિવાળાએ પરસ્પર દર્શાવવાના છે, તે અન્યોન્ય પ્રતિ પ્રકટ કરે છે અને નાના બાળકો તરફ તેઓ દયા, પરોપકાર, રક્ષણ, દિલસોજી, અનુકંપા વગેરે સદ્‌ગુણો બતાવે છે. આનો અસ્થાને ઉપયોગ કરવો એ મૂર્ખાઇ છે. જેવી રીતે તમારા નાના બાળકનું તમે રક્ષણ કરો છો, તેવી રીતે તમારા પિતાનું તમારે રક્ષણ કરવાનું નથી. તમારાથી સર્વ રીતે આગળ વધેલા પિતા તરફ દયાનો ગુણ બતાવવાનો નથી; જે તમારા કરતાં વધારે નિર્બલ હોય, નાનો હોય, તેના તરફ દયા દર્શાવવી જોઇએ. તમારા પિતા તરફ તમારે પૂજ્યભાવ અને બાળક તરફ રક્ષણ બુદ્ધિ બતાવવી જોઇએ. આ બધી બાબતોમાં તમારા તે મનુષ્યના સાથેના સંબંધ ઉપર તમારા કર્તવ્યનો આધાર છે.

આપણે એક દૃષ્ટાન્ત લેઇએ. સાથે રહેનાર સમાન સ્થિતિના પુરૂષોને એક બીજા પર સત્તા ચલાવવાનો અધિકાર નથી. આમ કરવું એ જેને હક નથી તેને હક આપવા સમાન છે. તમે તમારી સાથે ભણનારા વિદ્યાર્થીઓ ઉપર સત્તા ચલાવશો નહિ અથવા તેમ-

ના ભણી ઉદ્ધત થશો નહિ. પણ ધારો કે તમારા બધાનો એક નોકર છે. તે ખોટું કામ કરવા દોરાય છે. હવે શેઠ અને નોકરના સંબંધને લેઇને, ઉપરી અને હાથ નીચેના માણસના સંબંધની અપેક્ષાએ તેને તેમ કરતાં રોકવો અને ફરીથી તેમ ન કરવા કહેવું એ તમારી ફરજ છે. તમારા હાથ નીચે મુકાયેલા હોય તેમના પર સત્તા રાખવી એ નીતિના સિદ્ધાંતનો એક ભાગ છે, પણ તેવી સત્તા તમારી સમાનસ્થિતિના અથવા તમારા ઉપરી વર્ગ પર ચલાવવી એ નીતિના નિયમપર ત્રાપ મારવા સમાન છે. આ ભેદ સમજવો ઘણો જરૂરનો છે. જ્યારે તમે મોટા થાઓ અને તમને સત્તાવાળી જગ્યા મળે, ત્યારે તમારી તે સત્તાનો સદુપયોગ બીજાનું રક્ષણ કરવામાં, બીજાને દોરવામાં અને બીજાને સંયમમાં રાખવામાં છે, એ બરાબર જો ન સમજો તો તમે નિર્બળતાથી લોકોને નુકસાન કરી બેસો. મનુષ્યોએ શું કરવું યા શું ન કરવું તેનો આધાર પરસ્પરના સંબંધ પર રહેલો છે. એક દાખલો લેઇએ. કોઇ પણ મનુષ્યને ઓરડીમાં બાંધી રાખવાનો તમને હક્ક નથી, પણ સત્તા ધારી મનુષ્ય ચોરને કેદખાનામાં પૂરે એ પૂર્ણ રીતે વ્યાજબી છે. જ્યાં અમુક ફરજ તમને સોંપવામાં આવી હોય ત્યાં તે ફરજને અદા ન કરવી એ નિર્બલતા છે, અને તેમાં નીતિના નિયમનો ભંગ છે.

જો કે આ વિષયને વધારે વિસ્તારથી ચર્ચવાની જરૂર છે, છતાં આપણે હવે એક બીજા પ્રશ્ન ભણી વળીશું. “ જે મનુષ્ય નિવૃત્તિમાર્ગે ચાલે છે, તેને વાસ્તે નીતિના નિયમો કેવી રીતે બદલાઈ જાય છે ? ” જે મનુષ્ય ( દિવ્ય ) ગૃહ ભણી પાછો વળે છે તેને આ જગત પર હક્ક હોતો નથી. પ્રવૃત્તિમાર્ગની જીંદગીઓમાં જે

દેવું તેણે કર્યું હોય, તે દેવું વાળી આપવું એ તેનું હવે કર્તવ્ય બને છે. જ્યારે તે ઘરભણી પાછો વળે છે, ત્યારે બધું દેવું તેણે પતાવી દેવું જોઇએ. તેનું જીવન સંન્યાસનું જીવન છે, બંધનમાંથી આત્માને મુક્ત કરવાનું છે. જે મનુષ્ય આ દિશામાં નિવૃત્તિમાર્ગ તરફ વળે છે, તે વાનપ્રસ્થાશ્રમથી શરૂ કરી સંન્યસ્તાવસ્થામાં તે પૂર્ણ કરે છે. તેને કોઇ પણ ઉપર અધિકાર નથી. તેને કોઇપર પણ હક્ક નથી.

હવે આપણે હક્ક અને ફરજો વિષે વિચાર કરશું. મી. એસ્કિવથે થોડા દિવસ ઉપર મને પ્રિય એવા બોલ ઉચ્ચાર્યા હતા કે "The weak have rights, the strong have only duties" "નિર્બળોને હક્કો છે, અને બળવાનોને ફક્ત ફરજો બજાવવાની છે." આ વાક્યમાં ગંભીર સત્ય રહેલું છે. સંન્યાસીને હક્ક નથી. તેણે સર્વ હક્કોનો ત્યાગ કર્યો છે. તેણે સઘળા અધિકારને તજી દીધો છે, અને સેવાને પોતાની ફરજરૂપે સ્વીકારી છે. તેણે જગતના જીવનને મદદ કરવાને પોતાનું જીવન સમર્પણ કર્યું છે; તેને હવે અંગત હક્કો રહ્યા નથી. માટે નીતિનો સઘળો નિયમ તેને માટે બદલાઇ જાય છે. આપણે હમણાંજ તેના એક બે દાખલા વિચારીશું. ધારો કે એક કુટુંબનો પિતા છે, અને ધારો કે સર્પ પાસે આવે છે. તેના ઘરના મનુષ્યોનું રક્ષણ કરવું એ તેનો ધર્મ છે. તેણે તે સર્પને ગમે તે રીતે દૂર કરવો જોઇએ. કારણ કે, સર્પના જીવન કરતાં તેના હાથ નીચે મૂકાયેલા જીવોનું રક્ષણ એ પહેલી ફરજ છે. પણ ધારો કે એક સંન્યાસી છે, અને સર્પ તેના પર ધસી આવે છે. સર્પને મારવાનો તેને હક્ક નથી. બન્નેમાં એકજ જીવન છે. તેણે પોતાનું જીવન એક જીવનમાં મેળવી દીધું છે. તે પોતાના

એક ભાગનું પોતાના બીજા ભાગ તરફથી થતા હલ્લામાંથી રક્ષણ કરી શકે નહિ. ખરૂં પૂછો તો જો તે ખરો સંન્યાસી હોય તો સર્પ તેના પર ધસેજ નહિ. હું એક સંન્યાસીને ઓળખુંછું કે જે સમાધિમાં બેઠેલો હતો. જ્યારે તે સમાધિ ઉતારી જાગ્રદવસ્થામાં આવ્યો ત્યારે તેની બાજુએ એક વાઘ બેઠેલો હતો. તે વાઘને તેણે બિલાડીની આફક થાબડયો. સંન્યાસીને નુકસાન થાય, છતાં વેર લેવાને તેને અધિકાર નથી. નુકસાન એ ભૂતકાળમાં પ્રવૃત્તિમાર્ગ પર કરેલું દેવું છે, જે તેના ભણી આવ્યું છે. ત ભૂતકાળમાં કરેલી ભૂલનું ફળ ભોગવે છે. તેણે કોઈ મનુષ્યને નુકસાન કર્યું, તે મનુષ્ય હવે તેને નુકસાન કરે છે. હવે નુકસાનનું વેર લેવાનો તેને હક્ક નથી. સંન્યાસીનું જીવન એ સર્વસ્વત્યાગીનું જીવન છે. માટે તેના નીતિના સિદ્ધાંતો એ સંસારી મનુષ્યના સિદ્ધાંતો કરતાં ભિન્ન છે.

જો કોઈ ન્યાયાધીશ પોતાના હોદ્દાને લગતું કામ કરતો હોય અને જો કોઇ ચોરને ન્યાય વાસ્તે તેની પાસે લાવવામાં આવે, તે વખતે તે તે ચોરને પોતાનો ઝભો આપી દે અને તેને છૂટો કરી જવા દે તો તે પોતાના કર્તવ્યમાં ચૂકે છે, કારણ તે તો સંન્યાસીનો ધર્મ છે, અને परधर्मो भयावहः બીજાનું કર્તવ્ય કરવું એ ભયંકર છે. ચોરી ન કરવી જોઇએ એવું ચોરને હજુ શિખવાનું છે. સંન્યાસીનો ધર્મ તેને શિક્ષા કરી શીખવવાનો નથી, પણ ન્યાયાધીશનો તે ધર્મ છે. હું જાણુંછું કે કેટલીકવાર નીતિના એવા પ્રશ્નો ઉઠે છે કે જે ઘણા ગુંચવાડાભર્યા હોય છે. સિદ્ધાંતની રીતે ( theoretically ) આપણે વિભાગ પાડી શકીએ તેવી રીતે વ્યવહારમાં જીવનના યથાર્થ ભાગ જોવામાં આવતા નથી. એક મનુષ્ય જાહેર પુરૂષ

હોય અને સાથે સંન્યાસી પણ હોઇ શકે. કોઇ મનુષ્ય, જનક–સંન્યાસી પાસેથી તેની મીલકત ચોરી જાય, તો તેને તે શિક્ષા કરી શકે નહિ, પણ જનક–રાજા તરીકે જો કોઇ ચોરને સજા સિવાય જતો કરે તો તેણે પાપ કર્યું એમ કહી શકાય. આ જીવનના ઉચ્ચ સિદ્ધાંતો છે. જ્યારે મનુષ્ય ઉચ્ચ સ્થિતિએ પહોંચે છે, અને મન તથા શરીરથી પોતે ભિન્ન છે એવો અનુભવ થાય છે, ત્યારે આ સિદ્ધાંતો તેના કામમાં આવે છે. જ્યારે મિથિલા નગરી બળતી હતી, ત્યારે જનકરાજા કહી શક્યો હતો " આમાં મારૂં કશું બળતું નથી "; આ ઉચ્ચ જીવનનો પાઠ છે. યોગી ફળની ઇચ્છા રાખતો નથી. કારણ કે તે પોતાને એક જીવન–પરમાત્માના એક ભાગરૂપ માને છે, અને જ્યાં સુધી ઈશ્વર કામ કરે છે, ત્યાં સુધી તે પણ કામ કરે છે. તમે ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણના શબ્દો વાંચ્યા હશે કે " અહીં તેમજ ત્રણ ભુવનમાં એવું કાંઈ પણ નથી કે જે મારે પ્રાપ્ત કરવા યોગ્ય હોય, તે છતાં હું નિરંતર કામ કરૂંછું. કારણ કે જો હું કામ ન કરૂં તો જગતમાં અવ્યવસ્થા થઇ જાય. " તેટલાજ માટે તેમણે કહ્યું કેઃ—" જ્ઞાનીઓ મારી સાથે રહી કામ કરે છે, અને સર્વ કાર્યને આકર્ષક બનાવે છે. " જગતનું કલ્યાણ કરવારૂપ નવો હેતુ અત્રે માલૂમ પડે છે. લોકસંગ્રહાર્થે–લોકના કલ્યાણાર્થે અવતાર કામ કર્યાજ કરે છે. આ વિશ્વના રક્ષક અને પોષક વિષ્ણુ આ કારણસર જ જગત્ સાથે સંબંધમાં રહે છે, કારણ કે તેમના વિના જગતના ચૂરેચૂરા થઇ જાય.

કાર્ય કરવાનો આ નવો હેતુ જડયો. અને મનુષ્યને જ્યારે પોતાની દિવ્યતાનું એટલે સુધી ભાન થાય છે કે જગતના કલ્યાણાર્થે

ઈશ્વરની સાથે કામ કરવા માંડે છે, ત્યારે ફળની ઇચ્છા એ તેને માટે હલકી સ્થિતિ ગણાય, કારણ કે હવે ઈશ્વરના સાધન તરીકે કામ કરવાનું ઉચ્ચ પ્રયોજન તેને મળ્યું છે. માટેજ વિવેકની જરૂર છે. તમને જગત્ આપી શકે એવી કોઇ પણ કીંમતી વસ્તુની લાલચ વિના તમે એટલાજ અંતઃકરણથી, એટલાજ આત્મભોગથી અને એટલાજ આત્મસંયમથી કામ કરી શકો એમ જો તમને ખાત્રી થતી હોય તો ઈશ્વરને ખાતર કામ કરવા મંડી પડો અને ઈશ્વરી ઇચ્છાને તમારા જીવનનું સૂત્ર બનાવો. પણ જો ફળની આસક્તિનો ત્યાગ કરવાથી તમને એમ લાગતું હોય કે તમે બેદરકાર બનો છો, વિષયો તમને લલચાવે છે, અશુભ તત્ત્વો તમને દોરી જાય છે, અને શુદ્ધ, પવિત્ર અને ઉપયોગી જીંદગી ગાળવાને તમે જેની કીંમત આંકી શકો તેવું ઉચ્ચ આકર્ષણ તમારે માટે જરૂરનું છે, ત્યાં સુધી તમે ઇચ્છાના વિષયોનો ત્વરાથી ત્યાગ કરતા નહિ. કારણ કે તેમ કરવા જતાં હિંદુસ્થાનમાં જેમ બન્યું છે તેમ તેમ પ્રવૃત્તિહીન—આળસુ બની જશો. જે લોકો જાહેર પ્રજાના લાભને વાસ્તે કાંઇ પણ આત્મભોગ આપવાને તૈયાર નથી તેઓ જણાવે છે કે મનુષ્યોએ ફળની ઇચ્છા વિના કામ કરવું જોઇએ. અને પરિણામ એ આવે છે કે તેઓ બિલકુલ કામ કરતા નથી. જેઓ સખ્ત મહેનત કરે છે, તેઓ હમેશાં કાંઇ ફળને વાસ્તેજ કામ કરે છે. જ્યાં સુધી ઉચ્ચ પ્રકારની ઇચ્છા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી બાળક પાસેથી રમકડું ખુંચવી લેવા નહિ અથવા તો કુતરા સાથે રમતો તેને અટકાવતા નહિ. બાળકને રમવા દો. બાળક કુતરા સાથે રમવાથી પોતાની શક્તિઓ ખીલવે છે. મનુષ્યો પણ કીર્તિ, પદવી અને સત્તાને માટે પ્રયત્ન કરવાથી વધે છે. હિંદુ ધર્મના દષ્ટિબિન્દુથી જુઓ તો દરેક પગલે તમને ઉન્નતિક્રમમાં

મદદ કરનારૂં નીતિનું શિક્ષણ જડી આવશે. તેની કસોટી આ રહી. શું તે શિક્ષણ તે મનુષ્યને વધારે સારો, વધારે ઉચ્ચ, વધારે ઉમદા, વધારે આત્મભોગી, અથવા બીજી કોઇ પણ રીતે તેને વધારે સારો બનાવે છે ? જો એમ તે શિક્ષણ બનાવતું હોય તો તે પ્રસંગે તે શિક્ષણ તેને વાસ્તે ઉત્તમોત્તમ છે.

હવે આપણે ' પર્વતપરના ઉપદેશ ' નો વિચાર કરીએ. હું એવાં વાક્ય લેવા માગું છું કે જે પર તમે પુરતું ધ્યાન આપશો. તે તમને વિચિત્ર ભાસશે, કારણ કે તમને તે પરિચિત નથી. " જો કોઇ તને એક ગાલપર તમાચો મારે તો તેના આગળ બીજો ધરજે; જો કોઇ તને એક માઇલ જવાની ફરજ પાડે તો તેની સાથેજ બે માઇલ જજે; જો કોઇ મનુષ્ય તારો તારો કોટ લેઈ લે તો તેને તારો ઝભો પણ આપી દેજે. " આ કોને લાગુ પડેછે ? સંન્યાસીને. પૂર્ણતા તરફ પહોંચતા મનુષ્યને વાસ્તે આ બહુજ અપૂર્વ શિક્ષણ છે, પણ સંસારી મનુષ્યને વાસ્તે અશક્ય–વ્યવહારમાં ન યોજી શકાય તેવું છે. ખ્રીસ્તી ધર્મે આ ભેદ પાડયો નથી. જો કે આ ભેદ સિદ્ધાંતની રીતે પાડવામાં આવ્યો નથી, છતાં વર્તનમાં તો તે ભેદ હોય એમજ તેઓ વર્તે છે. જે નિયમ પ્રમાણે વર્તી શકો નહિ તે નિયમનો ઉપરથી સ્વીકાર કરવાથી એ અસર થાય છે કે તે તમને ઉંચે ચઢાવવાને બદલે શિથિલ નીતિવાળા બનાવે છે.

જો તમારા જીવનનો એવો નિયમ હોય કે તમારી પાસેથી કાંઈ કાંઇ ચોરી જાય, ત્યારે તમારે તે ચોરને વિશેષ કાંઇ આપવું જોઇએ, અને જો તમે તે પ્રમાણે વર્તો નહિ, તો તમે આ રીતે ઢોંગી બનો છો. અને ઢોંગ એ મોટામાં મોટો દુર્ગણ છે. જો તમે એમ કહેતા

કહો કે "હું ઢોંગ કરીશ નહિ" તો તમે પ્રમાણિક છો. અને તમારી કઈ સ્થિતિ છે તેનું તમને ભાન છે. ખરૂં વર્તન અને ખરો નિયમ સર્વત્ર જીવનને પવિત્ર બનાવે છે. રવિવારે આપણો ખ્રીસ્તી બંધુ મંદિરમાં જાય છે, અને "પર્વત ઉપરનો ઉપદેશ" વખાણે છે. સોમવારે તે ઓફીસમાં જાય છે. અને પોતાના છેતનાર પડોશીને કોર્ટમાં ઘસડે છે. એકને તે પવિત્ર જીવન ગણે છે, બીજાને તે વ્યવહારિક–સાંસારિક જીવન લેખે છે. હિંદુનું આખું જીવન ધર્મમય હોય છે. હિંદુના જીવનનો એક પણ ભાગ એવો નથી કે જે ધર્મથી વિમુખ હોય. કોઈ સીપાઈને એમ કહેવું એ નકામું છે કે "પ્રશીયન એક ગાલપર મારે ત્યારે બીજો ધરજે." તેનું પરિણામ એજ આવે કે રાજદ્રોહી તરીકે બંદુકની ગોળીથી તેને ઉરાડી મૂકવામાં આવે. જો તેને ઉપરનો સિદ્ધાંત શિખવવામાં આવે તો તેના ધર્મ વચ્ચે વિરોધ આવે, અને તે પોતાનું કર્તવ્ય યથાર્થ બજાવે છે એમ તેને પ્રમાણિકપણે લાગી શકે નહિ. સેંટ જોન ધ બેપ્ટીસ્ટ આ બાબતમાં વધારે વ્યવહારકુશલ છે. જ્યારે લશ્કરી સીપાઈઓ તેની પાસે આવીને "શું કરવું ?" એમ પૂછવા લાગ્યા ત્યારે તેણે કહ્યું "કોઈ મનુષ્ય પર જોર જુલ્મ કરશો નહિ. અને તમારા પગારથી સંતુષ્ટ રહેજો" એક સીપાઈ જોર જુલ્મ કરવાને દોરવાતો હતો. સેંટ જોને કહ્યું "ના ! તેમ કરતો નહિ, તે તારા ધર્મવિરૂદ્ધ છે."

તમારા દરેકને વાસ્તે વર્તનનો ઉચ્ચ નિયમ હિંદુ ધર્મમાં તમને મળી આવશે અને તે પ્રમાણે તમારે વર્તવું જોઈએ. તમે હાલ વર્તતા હો તેના કરતાં જરા વધારે ઉચ્ચ તે હોવો જોઈએ પણ એટલો ઉચ્ચ ન હોવો જોઈએ કે જે પાળવો તમને અશક્ય

લાગે. જો તદ્દન અશક્ય હોય તો પછી ઉચ્ચ જીવન ગાળવાને પ્રોત્સાહન આપનારૂં કાંઇ ન રહ્યું. તમારી ભાવનાઓ નિરંતર ઉચ્ચ અને વિશેષ ઉચ્ચ થવી જોઇએ. જ્યારે એક ભાવના પ્રમાણે આપણે ચાલી શકીએ, ત્યારે તે આપણે વાસ્તે ઉચ્ચ ભાવના રૂપ થતી બંધ પડે છે અને આપણી સંમુખ બીજી વધારે ઉચ્ચ ભાવના ખડી થાય છે. એક દિવસ સર્વ સંન્યાસી થશે, પણ તે દિવસ હજુ આવ્યો નથી. સંન્યાસી થવાને લાયક તો કોઈ રડ્યો ખડ્યો એકાદ મનુષ્ય માલૂમ પડશે. જેમ મન બહારના પદાર્થોનો ત્યાગ કરતાં શિખે છે તેમ ધીમે ધીમે તમને અનુભવ થતો જશે કે જગત્ તમને આપી શકે તેના કરતાં કાંઇ વધારે ઉચ્ચ તત્ત્વ છે. કારણ કે શું એમ નથી લખવામાં આવ્યું કે જ્યારે પરમાત્માની જરા સરખી પણ ઝાંખી થાય છે, ત્યારે સઘળી હલકી વાસનાઓ નાશ પામે છે ? આ પ્રમાણે વિચાર કરવાથી જણાશે કે હિંદુ ધર્મ તમારા વિકાસના દરેક પગથિયે તમને આવી મળે છે. તમે ગમે તેટલા ઉચ્ચ થાઓ, પણ તેથી પણ વધારે ઉચ્ચ પગથિયું હિંદુ ધર્મ તમને અવશ્ય બતાવશે. અને તમે ગમે તેવા નીચા પગથિયા પર ઉભા હો છતાં ત્યાં પણ તમને એવી સૂચના મળી શકશે કે જેથી જે સ્થિતિમાં તમે હો તેથી આગળના પગથિયાપર આવી શકો. એજ હિંદુધર્મની ખરી મહત્તા છે. સૌથી મોટો વિચારક પણ તે ધર્મને ઓળંગી શકે નહિ અને ગરીબમાં ગરીબ ખેડૂત પણ તેમાંથી ગ્રહણ કરવા યોગ્ય અને તે પ્રમાણે જીવન ગાળવા યોગ્ય કાંઇક મેળવી શકે. હવે જે મુદ્દાથી આ વિષય શરૂ કર્યો હતો, તે મુદ્દાપર હું ફરીથી આવું છું. ચાલીસ વર્ષ અને તે કરતાં પણ વધારે વર્ષ સુધી દુનિયાના મોટા ધર્મોનો અભ્યાસ કર્યા પછી મને લાગે છે કે હિંદુ ધર્મ જેવો સંપૂર્ણ,

શાસ્ત્રીય, તત્ત્વજ્ઞાનમય, અને આધ્યાત્મિક ધર્મ બીજો એક પણ ધર્મ નથી. જેમ તમે તેને વધારે જાણશો, તેમ તમે તેને વધારે ચ્હાશો, જેમ તમે વધારે સમજવાને પ્રયત્ન કરશો તેમ તમને તેની વધારે હિંમત લાગશે, અને તમારામાંથી જેઓ યુવક છે, જેના ઉપર હિંદુસ્થાનનું ભવિષ્ય આધાર રાખે છે, તેમને હું જણાવું છું કે હિંદુસ્થાનનું ભવિષ્ય આ પ્રાચીન ધર્મ સાથે સંકલાયેલું છે, અને જો યુવકો આ ધર્મને ચ્હાશે નહિ અને તે પ્રમાણે વર્તન કરશે નહિ તો હિંદુ પ્રજા લાંબો વખત સુધી ટકી રહેશે નહિ.

---

# શ્રદ્ધા અને અનુભવજ્ઞાન.*

ધર્મના વિષયમાં શ્રદ્ધાનું સ્થાન કયું છે અને અનુભવજ્ઞાનનું સ્થાન કયું છે તે વિચારવું અત્યારના સમયે ઘણું આવશ્યક છે. હાલ એવા સમયમાંથી આપણે પસાર થઇએ છીએ કે જ્યાં લોકો પ્રાયઃ ધર્મના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખતાં અચકાય છે; કારણ કે બુદ્ધિ અને હૃદય સંતોષ પામે તેવા પ્રત્યુત્તરો આપવાને ધર્મ તેમને સામર્થ્યહીન જણાય છે. એક તરફ, તે કારણથી, અશ્રદ્ધાનો પવન ફુંકાય છે, ત્યારે બીજી બાજુએ અંધશ્રદ્ધાનો પવન ફુંકાય છે. આ અશ્રદ્ધા અને અંધશ્રદ્ધાના પવનના ઝપાટા વચ્ચે ધર્મરૂપી વૃક્ષ ડોલવા લાગ્યું છે.

ધર્મના કેટલાક સિદ્ધાંતો અને વર્ણનો એવાં છે કે જેનો ધર્મગુરૂઓ બુદ્ધિગમ્ય ખુલાસો આપવાનું સામર્થ્ય ધરાવતા નથી; તેથી તેઓ આવા પ્રશ્નો પૂછનારનું મુખ બંધ કરવાને તેમને નાસ્તિક, મિથ્યાત્વી, વગેરે ઉપમાઓ આપે છે. પણ તિરસ્કાર કરવાથી કે

---

* Dogmatiom and Mysticism નામના લેખને આધારે.

આળો દેવાથી કાંઇ મન સંતુષ્ટ થતું નથી, અને દિવસે દિવસે ગુંચવણો વધતી જાય છે. આ જમાનો બુદ્ધિવિકાસયુગ છે.

તેવીજ રીતે, બીજા હાથ ઉપર, આજે એવા પણ ઘણા માણસો છે કે જેઓ ધર્મશાસ્ત્રના મહત્ત્વના સિદ્ધાંતને સાંભળીને કે વાંચીને તેમના વિચારને એકદમ તે બંધબેસ્તો ન લાગવાથી કે તેમની સમજમાં નહિ ઉતરવાથી ખોટો કહી બેસે છે. ખરી વાત તો એ છે કે, જેમ માનવું કે ન માનવું એ બે વચ્ચેની પસંદગીનો તેમનો હક્ક વાજબી છે, તેમ કોઇને અસત્ય ઠરાવવા પહેલાં એમણે એ પક્ષની સઘળી હકીકત વાંચવી યા સાંભળવી જોઇએ, કઇ અપેક્ષાએ એમ કહ્યું છે તે વિચારવા બનતો શ્રમ સેવવો જોઇએ અને પુરતાં કારણ રજુ કરવાની સ્થિતિમાં આવ્યા સિવાય અભિપ્રાય બાંધવાનું સાહસ ન કરવું જોઇએ, એટલી ફરજ પણ તેમણે સ્વીકારવાની છે.

સત્ય કોઇનું પોતાનું નથી, તેથી તેને માનવાની ના કહેનાર ઉપર તિરસ્કાર કરવો એ ગેરવાજબી છે, તેમજ તેનો પુરતો અભ્યાસ કર્યા પહેલાં વિરૂદ્ધમાં અભિપ્રાય બાંધવો એ પણ ગેરવાજબી છે. તેમાં પણ જો મુકાબલો કરવો શક્ય હોય તો, જેઓ પોતાની અપૂર્ણતાને લીધે અમુક સત્યને અસત્ય કહેવા પ્રેરાય છે તેમના કરતાં, જેઓ સત્યને સમજવાનો દાવો કરવા છતાં તે નહિ સમજી શકનાર અજ્ઞાનો ઉપર દયાને બદલે ક્રોધ કે તિરસ્કાર ભાવ દાખવે છે તેઓ વધારે ગેરવાજબી વર્તન ચલાવનારા કહી શકાય.

આટલી ટુંકી પ્રસ્તાવના પછી આપણે આજના વિષયનો વિચાર કરીએ. તમને જે સિદ્ધાંત સત્ય લાગતો હોય તે તમે માનો છો; તમને તે સત્ય લાગતો હોય તેમજ તે ખરો હોય, પણ છતાં શરૂઆતમાં તો તમે બીજાના વચન ઉપરજ તેની સત્યતા સ્વીકારો છો. કાંતો કોઇ ધર્મગુરૂ કે વિદ્વાન કે ફીલસુફના વચન ઉપરથી,

અથવા અમુક શાસ્ત્ર કે પુસ્તકમાં લખેલું છે તે ઉપરથી, અથવા તો ઘણાં વર્ષોથી અમુક ધર્મમાં કે દેશમાં તે સિદ્ધાંત મનાતો આવ્યો છે તે ઉપરથી,–આવા એક અથવા બીજા કારણથી શરૂઆતમાં તમે તે બાબતને સત્ય માનો છો, પણ તેમાં હજી તમારા અંતઃકરણનો આદેશ અવાજ પુરતો નથી. તમે માત્ર બાહ્ય કોઈના આધાર ઉપરથી તે સ્વીકારો છો; આ બાબતનું તમને **અનુભવજ્ઞાન** નથી હોતું. જ્યાં સુધી મનુષ્યને કોઇ બાબતનું અનુભવજ્ઞાન નથી ત્યાં સુધી જેને કાંઈ સત્ય મનાય તે **'શ્રદ્ધાગમ્ય'** કહેવાય છે.

અનુભવજ્ઞાની સત્યને જુએ છે, અને તેટલા માટે તેને માને છે; બાહ્ય સત્તાને તે કબુલ રાખતો નથી. મન કરતાં પણ ઉંચા પ્રકારની એક શક્તિ છે, તેને આંતરૂપ્રતિભા ( intuition ) કહે છે. તે વડે તે સત્યનો સાક્ષાત્કાર કરે છે. તેને તર્ક કરવાની જરૂર પડતી નથી; તે વાદવિવાદમાં કદાચ હારી જાય, છતાં પણ જેનો પોતાને અનુભવ થયો છે તે બાબતમાં તે જરા પણ ડગતો નથી. આખું વિશ્વ તેની સામે થાય છે, છતાં પોતે જાણેલા–અનુભવેલા સત્યમાં તે જરાપણ શિથિલ થતો નથી. તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહે છે, કારણકે તેણે **સત્યને અનુભવ્યું** છે. જગતના બધા મનુષ્યો તેના અભિપ્રાયની વિરૂદ્ધ પોતાના અભિપ્રાયો દર્શાવે, છતાં તે પોતાના નિશ્ચયને વળગી રહે છે. હજારો ઘુવડો જેમણે સૂર્યને જોયો નથી, તેઓ 'સૂર્ય નથી,' એમ જણાવે, તે ઉપરથી શું સૂર્યને જોનાર પક્ષી પોતાના વિચારમાં ડગશે? આ તેનું બળ, આ તેની હિંમત તેના **અનુભવ જ્ઞાનમાંથી** ઉદ્ભવે છે. બાહ્ય સત્તાને તે કબુલ કરતો નથી. તેની શ્રદ્ધા એ કોઇ મનુષ્ય કે શાસ્ત્ર ઉપર આધાર રાખતી નથી,

પણ તેના અનુભવ જ્ઞાનપર અવલંબેલી છે. જ્યારે કોઇ મહાન્ ગુરૂ બહાર પડે છે, ત્યારે તે દલીલ કરવા થોભતો નથી, પણ તે સત્તાથી બોલેછે. તે પોતાના આત્મબળથી બીજાના આત્માપર અસર કરે છે. શ્રોતાવર્ગનો આત્મા સત્ય સાંભળે છે, અને તે મહાન્ આત્માની પ્રબળ સત્તાતળે સત્યને ત્વરાથી સ્વીકારે છે. તે મહાન્ આત્મા પોતાનો ઉત્સાહ બીજામાં રેડે છે. તેના શબ્દોમાં અલૌકિક સામર્થ્ય રહેલું હોય છે, કે જે શ્રોતાવર્ગને તેના વચનમાં શ્રદ્ધા ઉપજાવે છે. તીર્થંકર, બુદ્ધ, ક્રાઇસ્ટ, કૃષ્ણ વગેરે મહાન્ આત્માઓમાં તે બળ વધતા ઓછા પ્રમાણમાં પ્રકટ થયેલું હતું.

પણ તેમની પછી તેમના શિષ્યો આવ્યા તેઓમાં ધર્મના સંસ્થાપકો જેટલું આત્મબળ ન હતું; તેઓ બુદ્ધિના વિષયમાં રમનારા હતા. તેઓએ સત્યને અમુક આકારમાં જકડી બાંધી લીધું. જે સત્ય, નદીના પ્રવાહની માફક સર્વ સ્થળોને ફળદ્રુપ કરી આગળ વધ્યે જતું હતું, તે પરમ પવિત્ર જલને તે ઓછા આત્મબળવાળા શિષ્યોએ એક સરોવર રૂપમાં ફેરવી નાંખ્યું, તેની આસપાસ દિવાલો બાંધી લીધી. આથી તે જળમાંનું જીવન તત્ત્વ બહુ ઓછું થઇ ગયું. સામાન્ય રીતે આ જમાનાની પૂર્વની જમાનાના લોકો જે વસ્તુમાં અક્કલ ન પહોંચે તેને શ્રદ્ધાથી માની લેતા હતા. પણ (જેમ કેટલાક જમાના ભકિતના હોય છે, કેટલાક પ્રવૃત્તિના હોય છે તેમ) આ નવીન જમાનો બુદ્ધિનો છે, અને તેથી આજના મનુષ્યો દરેક વસ્તુનું કારણ પૂછવાને દોરવાય એ તદ્દન સ્વાભાવિક છે. અહીં શ્રદ્ધાનું પ્રાબલ્ય ચાલે તેમ નથી, અહીંતો અનુભવ જ્ઞાનીની જરૂર છે; પછી તે અનુભવ જ્ઞાન intuition (આંતર પ્રેરણા) થી ઉપજેલું હોય કે

અભ્યાસ, પ્રયોગ, મનન વગેરેના પરિણામ તરીકે પ્રાપ્ત થયું હોય—ગમે તે રીતનું હો તેની ચિંતા નહિ. ઘણા પ્રશ્નોના સંતોષકારક ખુલાસા માત્ર અનુભવજ્ઞાની જ આપી શકે. ત્યારે હવે આ વિશ્વમાં શ્રદ્ધાનું સ્થાન શું છે? ધર્મની બાબતમાં શ્રદ્ધાને પણ અમુક સ્થાન મળવું તો જોઇએ જ, આ બાબત ઘણીવાર ભૂલી જવામાં આવે છે. ઉન્નતિક્રમમાં મનુષ્ય જ્યારે અમુક સ્થિતિએ પહોંચે છે, ત્યારે શ્રદ્ધાની આવશ્યકતા જણાય છે. દરેક ધર્મના કેટલાએક સિદ્ધાંતોમાં સત્યતા અવશ્ય હોય છે. છતાં જેમ સાયન્સના સિદ્ધાંતો પ્રથમ શ્રદ્ધારૂપે શિખવવામાં આવે છે, તેમ ધર્મની બાબતમાં પણ અમુક સિદ્ધાંતોને શ્રદ્ધાના વિષય તરીકે પ્રરૂપવામાં આવે છે. જેમ એક મોટો વિજ્ઞાન-શાસ્ત્રી સામાન્ય મનુષ્યો—શિખાઉઓ આગળ સાયન્સની દરેક બાબત સાબીત કરવા થોભતો નથી, પણ અમુક સિદ્ધાંતોને પ્રતિપાદન કરે છે, તેમ ધર્મની બાબતમાં પણ ખરો અનુભવજ્ઞાની પોતાના અનુભવજ્ઞાન વડે અમુક સિદ્ધાંતોને સત્ય જાણી તેનો ઉપદેશ આપે છે. જેમ સાયન્સમાં નિપુણ મનુષ્યો (પ્રોફેસરો) હોય છે, તેમ ધર્મમાં પણ પ્રવીણ મનુષ્યો (વિજ્ઞો) હોય છે. પણ આ શ્રદ્ધાનો દુરૂપયોગ થવાનો સંભવ છે; જ્યારે ધર્મગુરૂ એમ જણાવે કે "આ બાબત તારે માની લેવી, આ બાબત સાબીત કરવાને તારે પ્રયત્ન કરવો નહિ, અને જે મેં કહ્યું છે તેના સંબંધમાં તર્ક ઉઠાવવો નહિ"—ત્યારે આ શ્રદ્ધામાંથી અનર્થ નીપજે છે. સાયન્સ ઘણી વસ્તુઓ જાહેર કરે છે, જેમાંની દરેક બાબત લોકો સાબીત કરવા જતા નથી, પણ સત્ય તરીકે સ્વીકારી લે છે અને સાયન્સના પ્રોફેસરો પ્રયોગો કરીને તથા ઉંડા મનન પછી અમુક સિદ્ધાંત જાહેર કરે છે એવો

વિશ્વાસ હોવાથી તેના ઉપર શ્રદ્ધા રાખી પોતાનું કામ ચલાવે છે. આ રીતે આ શ્રદ્ધાગમ્ય સિદ્ધાંતો પણ ઉપયોગી છે. વ્હાણુ ચલાવતાં ન આવડતું હોય તેવા મનુષ્યો પણ નાખોદાના તે સંબંધી જ્ઞાન ઉપર શ્રદ્ધા રાખી સ્ટીમરમાં બેસી દરિયાને તરી જાય છે. પણ જ્યારે ધર્મના સિદ્ધાંતો સાહાય્યરૂપ થવાને બદલે અડચણરૂપ થાય છે, સાધનરૂપ થવાને બદલે અંકુશ મૂકનારા નીવડે છે, ત્યારે તે શ્રદ્ધાથી માનેલા સિદ્ધાંતો તેમનું કર્તવ્ય બજાવતા અટકી જાય છે. જ્યારે ધર્મ એમ જણાવે કે "તમે આટલે સુધી આગળ વધજો, અને વધારે આગળ વધવાનો તમને હક્ક નથી" ત્યારે તે ધર્મ અંધશ્રદ્ધારૂપ થઇ ગયો છે એમ સમજવું. આવી અંધશ્રદ્ધાથી ધર્મનો પ્રકાશ થતો નથી તેમજ તે ધર્મને માનનારાની પણ ઉન્નતિ થતી નથી; તે એક પડતર જળથી ભરેલા ખાબોચીયા જેવો છે, જેનું જળ હવે વહી શકતું નથી; અને તેની અંદર એવાં રોગજનક જંતુઓ ઉત્પન્ન થાય છે કે જે તે જળમાં બચવા પામેલી થોડીઘણી સ્વચ્છતાનો પણ નાશ કરવાને કારણભૂત થાય છે.

આપણે વિજ્ઞાનનો વિચાર કરીએ. જો વિજ્ઞાનશાસ્ત્રી આપણને એમ જણાવે કે "તમારે જાતે પ્રયોગ કરવો નહિ, હું જે કહું છું તે સત્ય હોય કે અસત્ય હોય, છતાં તમારે તે માનવું જ જોઇએ. તમે હાલના જમાનાના લોકો અમે જે સાબીત કરી ચૂક્યા તે સાબીત કરવાને અને અમારી સ્થિતિએ પહોંચવાને નાલાયક છો," તમારા મનપર આ શબ્દોની શી અસર થાય? તમે તરત જ વિજ્ઞાનને તિલાંજલિ આપશો, અને વિજ્ઞાનશાસ્ત્રીને દૂરથી નમસ્કાર કરશો. પણ ધર્મની બાબતમાં ધર્મગુરૂઓ બહુધા એવા જ પ્રકારનો બોધ આપે

છે. તેઓ જણાવે છે કે "ભૂતકાળમાં મહાન્ પુરૂષો થઈ ગયા; તેઓ ઉંચા પ્રકારનાં જ્ઞાન પામવાને અધિકારી હતા; તેઓ લબ્ધિઓ મેળવવાને લાયક હતા. તમે હાલના જમાનાના લોકો એવી શક્તિઓ પામવાને નાલાયક છો, અને કદાચ તમે તે બાબતનો પ્રયત્ન કરો, અને ફાવો, તો પણ અમે તો જણાવીશું કે તમારૂં જ્ઞાન વિભંગ ( unreal ) જ્ઞાન છે, કારણ કે ખરૂં જ્ઞાન આ કાળમાં કોઇ પામી શકે જ નહિ"! આ રીતે શ્રદ્ધા ઉપર પોતાના અસ્તિત્વને અવલંબનારા, સત્યને સાબીત કરવાની કે સમજાવવાની શક્તિ વગરના, હાલના જમાનાના ધર્મગુરૂઓ સત્યને નવા સ્વરૂપમાં પ્રકટ થતું અટકાવવાને પોતાની કમર કસીને આગળ પડેલા જણાય છે. ધર્મગુરૂઓ જે બાબતનો ઉપદેશ આપે છે, તેમાંના કેટલાક સિદ્ધાતો સંબંધી તેમને પોતાને જ શંકા હોય છે, ત્યારે તેઓ પૂર્ણ જોશથી કેવી રીતે બોલી શકે? જે સવાલોને જવાબ ન આપી શકાય તેવા સવાલો પુછનારનું મ્હોં બંધ કરવા સિવાય બીજો ઉપાય પણ શો? માટે જો કે પ્રારંભકાળમાં શ્રદ્ધાની જરૂર છે ખરી, તથાપિ જો તમે શ્રદ્ધાગમ્ય સિદ્ધાંતોને જ **વળગી રહો**, અને તમારા **અંદરના અનુભવને** દાબી દો, તો, તમારી ઉન્નતિ થવી અશક્ય છે. જે શ્રદ્ધા ગમ્ય છે, તે પણ આગળ વધતાં અનુભવગમ્ય થઈ શકે, પણ તે **પ્રયત્ન વિના નહિ જ.**

શ્રદ્ધાવાળો મનુષ્ય એક આંધળા મનુષ્ય જેવો છે, જે વસ્તુને જોઇ શકતો નથી, પણ તેના ઉપર **હાથ** ફેરવીને તપાસે છે. તે તેની એક જ બાજુ એક વખતે જોઈ શકે છે; તે તેનું **બાહ્ય** રૂપ જુએ છે. પણ અનુભવજ્ઞાનીનાં અંતર ચક્ષૂ ઉઘડેલાં છે, તેથી તે

આંખોવડે વસ્તુને નિહાળે છે, અને **બધી** બાજુએ એકજ વખતે જુએ છે, અને તે બાહ્ય સ્વરૂપમાં અટકી નહિ રહેતાં તેનું અંદરનું સ્વરૂપ પણ જુએ છે.

તે તેની અંતર્ પ્રતિભાવડે જુએ છે, કે જે મનની પેલીપાર આવેલી છે, મન કરતાં વધારે ઉચ્ચ તત્ત્વ છે. મન સત્યની અમુક અપેક્ષાઓ જોઇ શકે છે, પણ સત્યની **બધી** અપેક્ષાઓ આ સ્થૂળ મગજમાં કેદ પામેલું મન જોવાને અસમર્થ છે. તેને વાસ્તે તો **અંતર-પ્રતિભા** જાગ્રત્ થવી જોઇએ. અનુભવજ્ઞાની અંતર્ પ્રતિભા રૂપ સાધન વડે વસ્તુ માત્રનું જ્ઞાન મેળવી શકે છે.

ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે કેવળ શ્રદ્ધા ઉપર બેસી નહિ રહેતાં અનુભવ જ્ઞાન **શી રીતે** પ્રાપ્ત કરવું? આત્માની શક્તિઓ શી રીતે જાગ્રત થઇ શકે? સરેરાસ મનુષ્યની બુદ્ધિ જ્યાં ન પહોંચી શકે ત્યાં પહોંચવાને સાધનરૂપ અંતર પ્રતિભાની પ્રાપ્તિ શી રીતે થાય? ટુંકામાં અનુભવજ્ઞાની (mystic) થવાને મનુષ્યે શું કરવું જોઇએ?

આ માર્ગ આર્યશાસ્ત્રોએ ઘણે સ્થળે ખુલ્લો કરી બતાવ્યો છે. પણ તેઓ ચેતવણી આપે છે કે, એ માર્ગ **સાંકડો** છે, તરવારની ધાર ઉપર ચાલવા જેવો છે; છતાં ભૂત કાળમાં મનુષ્યો તે માર્ગે ચાલ્યા છે, હાલમાં પણ—આ લેખ લખાય છે ત્યારે પણ—મનુષ્યો તે માર્ગે ચાલે છે.

પણ આ માર્ગમાં વિજયી થવાને મનુષ્યે ભારે કિંમત આ-પવી જોઇએ. ભારે કિંમત વિના ઝવેરાત મળી શકે નહિ. જગત્ જે જે વસ્તુઓને મૂલ્યવાન માને છે તે તે વસ્તુઓમાં તેણે નિઃસારતા જોતાં શિખવું જોઇએ, અને **આત્મજ્ઞાન** તથા **જન-સેવા** એ એના જીવનનો પરમ ઉદ્દેશ હોવો જોઇએ. જ્યાં સુધી

જીવનનો ઉદ્દેશ આવા પ્રકારનો થયો નથી, ત્યા સુધી અનુભવજ્ઞાની થવાની આશા ભવિષ્ય માટે મુલત્વી રાખી તેણે સામાન્ય નૈતિક જીવન ગાળવા તરફ પોતાનું લક્ષ દોરવવું જોઇએ.

આપણે તે સાંકડા દરવાજા પાસે જવું હોય તો શું કરવું? પ્રથમ તો આપણા જીવનને શુદ્ધ બનાવવું જોઇએ; લાગણીઓ, હૃદય અને આખા સ્વભાવને નિર્મળ બનાવવો જોઇએ. ઉપનિષદ્‌માં લખ્યું છે કે, આત્માને જોવાની ઇચ્છાવાળાએ પ્રથમ અશુભ માર્ગમાંથી નિવૃત્તિ મેળવવી જોઇએ; તે સિવાય સઘળું નિરર્થક છે. આ બાબતમાં નિયમ ચોક્કસ છે, કે જેઓ પવિત્ર હૃદયના છે તેઓ—અને માત્ર તેઓ—જોઇ શકશે. જ્યાં સુધી એક પણ અશુભ માર્ગે તમે ચાલો છો, ત્યાં સુધી તમે આ માર્ગપર પગ મૂકી શકો નહિ. પણ અશુભ માર્ગથી અટકી ગયા એટલેથી કાંઈ બસ થતું નથી. તેથી મહાત્મા બુદ્ધે કહ્યું છે કે, " **सव्वपापस्स अकरणम् कुशलस्स उपसंपदा** " "સર્વ પ્રકારનાં પાપ **નહિ કરવાં**, અને સર્વ કુશળ—શુભ કર્મ **કરવાં.**" માટે અશુભમાથી નિવૃત્તિ અને શુભમાં પ્રવૃત્તિ એ પ્રથમ પગથિયું છે. પવિત્ર થવાને નિરંતર સતત પ્રયત્ન કરવો એ મુખ્ય બાબત છે, અને તેની સાથે સાથે તમારે ધ્યાન ધરવું જોઇએ. તમે તમારા હમણાંના પરિમિત ચેતનને અપરિમિતતામાં લઈ જવા માગો છો, તમે તમારા મનને અંતર્મુખ વાળવા માગો છો; પણ જ્યાં સુધી તમારૂં મન જગતના પદાર્થોમાં ભળે છે, એટલે કે જગતના વિષયોમાં રસ લે છે, ત્યાં સુધી તે અપરિમિત ચૈતન્યની સાથે શી રીતે સંબંધમાં આવી શકે?

માટે હવે આ બાબતનું બીજું પગથિયું ખુલ્લું છે; તે એ છે કે તમારે તમારા મન અને લાગણીઓને કાબુમાં રાખતાં શિખવું જોઈએ. તમે એક જ વખતે લાગણીઓના વમળમાં અને અનંતતાનો ખડક કે જ્યાં આત્મા રમે છે ત્યાં, એમ બે સ્થળે રહી શકો નહિ.

તમારૂં મન ક્ષણેક્ષણે બદલાય છે; જેની વૃત્તિઓ ક્ષણેક્ષણે નવું રૂપ ધારણ કરે છે—ઘડીમાં આ વિષયમાં અને બીજી ઘડીએ બીજા વિષયમાં તે દોડતું માલૂમ પડે છે—એવા મનને આત્માની સાથે શી રીતે સંબંધ થઈ શકે? કારણ કે આત્મા તો અનંત શાન્તિમાં રહે છે અને નિત્ય-અનિત્ય વસ્તુ વચ્ચેનો ભેદ અનુભવથી જાણે છે.

તમારે વિજ્ઞાન શિખવું હોય છે તો દરરોજ તમે કેટલાક કલાક એ અભ્યાસમાં રોકો છો. જો તમારે સંસ્કૃત શિખવું હોય છે તો તમે દિવસમાં અમુક કલાક તે વિષયનો અભ્યાસ કરવાને ગાળો છો; તો પછી આ આત્મજ્ઞાન-સકળજ્ઞાનનું જ્ઞાન-મેળવવાને તમે થોડો પણ વખત **નિયમસર** જો ન કાઢી શકો તો શું તે મેળવવાની તમારી આશા વાજબી ગણાય? શું તે બાળકની રમત છે? જો તેમ હોત તો રાજાઓ રાજપાટ છોડીને જંગલમાં અનેક પ્રકારની હાડમારી વેઠવા ગયા ન હોત. તમે માનો છો કે જગતની વસ્તુઓ (હવા-પાણી વગેરે) પર જય મેળવવા સારૂ પણ તમારી શક્તિ અને સમયનો તમારે ભોગ આપવો જોઇએ, તો પછી આ દિવ્ય વસ્તુ શું માગતાં વાર જ તમને મળી જશે? શું પ્રશ્ન કરવા સાથે જ તેનો ઉત્તર મળી જશે? જો તમે એમ માનતા હો તો એ

તમારી ભૂલ છે; એ ભૂલને સત્વર દૂર કરવી જોઇએ અને આ વિષયની મહત્તા તથા ગંભીરતાનો ખ્યાલ લાવવો જોઇએ. “In the tranquility of the senses–in the quiet of the mind, he shall behold the glory of the Self.” વિકારો શાન્ત થયેથી—મન આરામ પામ્યેથી—તમે તમારા સ્વસ્વરૂપની ભવ્યતા જોશો.”

ત્યારે બીજું કર્ત્તવ્ય એ છે કે, મનને ખાલી કરવું અને લાગણીઓને ખાલી કરવી. મન અને લાગણીઓ બાહ્ય વિચારોથી નિવૃત્તિ પામતી જશે, તેમ તેમ અંતરની જ્યોતિ ઝળકવા લાગશે, આંતર્ નાદ સંભળાવા લાગશે. જેમ જેમ વખત જતો જશે, અઠવાડીયાં ચાલ્યાં જશે, મહિના ચાલ્યા જશે, અને વર્ષો પણ ચાલ્યાં જશે, તેમ ધીમે ધીમે આત્માનું તેજ વિશેષ ઝળકવા લાગશે અને **તેના તેજમાં સર્વ વસ્તુઓ ખુલ્લી થઇ જશે.** તે વખતે કાંઇ **પણ શંકા રહેશે નહિ.** તે વખતે કોઇ પણ પ્રશ્ન ઉઠશે નહિ, અને સૂર્યથી જેમ આકાશ અને પૃથ્વી છવાઇ રહે છે, તેમ આત્મજ્યોતિથી મન અને હૃદય ઉભરાઇ જશે.

આ પ્રમાણે ધ્યાનથી અને પવિત્ર જીવનથી તમે આત્માનો સાક્ષાત્કાર કરવાને એક દિવસ લાયક થશો.

આ માર્ગે તમે જ્ઞાન અથવા સત્ય અને આનંદ પ્રાપ્ત કરશો. જ્ઞાન અને પ્રેમ એ બે પાંખોવડે અનુભવજ્ઞાની ઉંચે ઉડી શકે છે. અહીં સત્ય અને પ્રેમ વચ્ચે ભેદ છે, પણ ઉંચા ભુવનોમાં–ઉંચી સ્થિતિમાં તે એક હીરાની બે બાજુઓ રૂપ લાગે છે.

પણ આ ભવ્યસ્થિતિ વાસ્તે આખું જીવન જનસેવા અને

સત્યપ્રાપ્તિને અર્પણ કરવું જોઇએ. જે હૃદયમાં સંસારની વાસનાઓ બળીજળી રહી છે, તે હૃદયમાં પ્રભુનો—પ્રભુતાનો વાસ થઇ શકે નહિ. જે હાથ પૃથ્વીને ચોંટેલા છે, તે ઉચ્ચ ભુવનોમાં પહોંચી શકે નહિ. તમારી હાલની સ્થિતિ ગમે તેવી હોય, તમે રાજા હો કે રંક, તમે સ્વતંત્ર હો યા પરતંત્ર, પણ તમારૂં ચિત્ત એકજ સત્ય ઉપર લાગેલું હોવું જોઇએ. સત્ય તમને જંગલમાં લેઇ જાય, તો ત્યાં જવાને તમારે તૈયાર થવું જોઇએ, સત્ય તમને પર્વતપર લઇ જાય તો ત્યાં તમારે ખુશીથી જવું જોઇએ, સત્ય તમને તિરસ્કારમાં કે કારાગૃહમાં જવા ફરમાવે તો ત્યાં જવા તમારે કમર કસવી જોઇએ. તમારૂં જીવન પર્વતની હવા જેવું શુદ્ધ અને પવિત્ર હોવું જોઇએ. આવી કિમત ભરશો તો તમારા ગમે તેવા ખરાબ સંજોગો હશે તે પણ બદલાઇ જશે; કારણ કે તમારી અંદર રહેલો અનંત શક્તિવાળો આત્મા તે સંજોગોને ઓળંગી જશે અને તમે અંતરનો આનંદ અનુભવશો; કારણ કે અનુભવજ્ઞાનીના બળની કિંમત આંકવાને કોઇ સમર્થ નથી. મહાન્ પુરૂષોનું બળ તે તેમનું અનુભવજ્ઞાન છે. કહેવાય છે કે શ્રદ્ધા પર્વતને હલાવી શકે, પણ તે શ્રદ્ધા તે આંધળી શ્રદ્ધા નહિ પણ અનુભવજ્ઞાનીની શ્રદ્ધા, સત્યનિષ્ઠ પુરૂષની શ્રદ્ધા. માટે ધર્મના ખરા રક્ષકો, શ્રદ્ધાવાળું ટોળું નહિ પણ ગુપ્તજ્ઞાનીઓ—અનુભવજ્ઞાનીઓ છે. જે ધર્મમાંથી એવા ગુપ્તજ્ઞાનીઓ ચાલ્યા જાય છે, તે ધર્મ લાંબા કાળ સુધી ટકી શકતો નથી. તે ધર્મમાંથી નવજીવન આપનાર તત્ત્વ ચાલી જવાથી તેની ખરી બાબતો પણ અંધારામાં પડી જાય છે.

---

# નીતિનો પાયો.*

( ૧ )

## પ્રમાણભૂત વાક્યો ( Revelation )

શું ધર્મ અને નીતિ સાથે જ હોવાં જોઇએ ? શું આ બેમાંનું એક બીજાની મદદ વિના ન શીખાય ? કેળવણી આપનારાઓ માટે આ ઘણોજ વ્યાવહારિક પ્રશ્ન છે: ફ્રાન્સે એક નાનો, લુખો, સંબંધ વિનાનો પ્રશ્નોત્તર બનાવીને તે પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો છે. પણ કેળવણીખાતું આપણે દૂર રાખીએ, તોપણ જેના આધારે નીતિ રહેલી છે, જે પાયા ઉપર નીતિની ઇમારત જીવનના તોફાનો સામે ટકી શકે, તે પાયાનો વિચાર કરવો એ ઘણોજ અગત્યનો પ્રશ્ન છે, અને ખરા ખોટાનો વિવેક જાણવો હોય, ખરૂં ખરૂં શા માટે અને ખોટું ખોટું શા માટે એ સમજવું હોય તો આપણામાંના દરેક મનુષ્યે આ પ્રશ્નનો ઉત્તર આપવો જોઇએ.

પ્રમાણભૂત વાક્યોપર રચાયેલો ધર્મ તે વાક્યોમાંજ નીતિનો પાયો જુએ છે. અને પ્રમાણભૂત વાક્યોનો ઉપદેશક જે કરવાની આજ્ઞા આપે તે ખરૂં અને જેની તે મના કરે તે ખોટું, એમ તેઓ માને છે. ઇશ્વર, ઋષિ અથવા પયગમ્બર કહે છે, માટે તે ખરૂં છે, અને તેના ખરાપણાનો આધાર તે નિયમોને રચનારની ઇચ્છાપર રહેલો છે, અને તે ધર્મશાસ્ત્રોમાં પ્રમાણભૂત વાક્યો રૂપે પ્રકટ થાય છે.

* Basis of Moralityનો અનુવાદ.

હવે આ પ્રમાણભૂત વાક્યોને નીતિના પાયા તરીકે સ્વીકારવામાં બે અડચણો નડે છે. તે વાક્યો બદલી ન શકાય એવાં અને તેટલા માટે જમાનાની પ્રગતિ કરવાના સ્વભાવવાળાં નથી. પણ મનુષ્ય પ્રગતિ કર્યા કરે છે, અને પ્રમાણભૂત વાક્યોપર રચાયેલી પાછળના પગથિયાપરની નીતિ આગળના પગથિયા માટે જૂની ઢબની અને ઉપયોગમાં ન આવે તેવી બને છે. લખાયેલું પુસ્તક બદલાય નહિ અને ધર્મના પવિત્ર ગણાતા પુસ્તકોમાંની ઘણી બાબતો હાલના સમયને અને નવા સંયોગોને અનુકૂળ થઇ શકે તેમ નથી; અને જ્યાં મનુષ્યનું અંતઃકરણ આગળ વધ્યું હોય છે, ત્યાં કેટલીક બાબતો તો ત્રાસ ઉપજાવે એવી લાગે છે.

એકજ પ્રમાણભૂત ગણાતા ગ્રન્થમાં અનીતિ સૂચક વાક્યોની સાથે બોધ આપનારાં રત્નો, કાવ્યરૂપી હીરાઓ, અને સત્યનાં મોતી માલુમ પડે છે, તે ઉપરથી આપણા સવાલનું નિરાકરણ થતું નથી.

જો પવિત્રતાના કીમતી બોધની સાથે સાથે જંગલી મનુષ્યોનેજ ઉપયોગી થઈ પડે તેવાં નીતિનાં શિક્ષણો ધર્મપુસ્તકોમાં આપવામાં આવે તો પ્રકાશ અને અંધકાર સાથે મળવાથી નૈતિક પ્રશ્નો વધારે ગુંચવણ ભરેલા બને છે. આ બાબતમાં આપણે વિવેક શકિત અને બુદ્ધિનો આધાર લેઇ શકીએ નહિ, કારણ કે પ્રમાણ આગળ બન્ને ચૂપ થઈ જાય છે. બન્નેનો પાયો એકજ છે. " આ પ્રમાણે પ્રભુ કહે છે " આવાં વાક્ય આગળ દલીલ ઉભી રહેતીજ નથી.

આપણે બે પવિત્ર ગ્રન્થોનો આ સંબંધમાં વિચાર કરીએ. તે તે ધર્મવાળા તે ગ્રન્થને પ્રમાણભૂત ગણે છે, કારણ કે તે દિવ્ય ઉપદેશક અથવા પ્રેરણા પામેલા મનુષ્ય તરફથી મળેલા છે. એકનું નામ

'મનુસ્મૃત' અને બીજાનું નામ 'મોઝીઝના નિયમો.' આ બન્ને પુસ્તકોમાં તે મહાન્ પુરૂષોને લગતી દંતકથાઓ અથવા સેંકડો વર્ષથી ઉતરી આવેલા વાકયોના સંબંધમાં વિચાર કરવાનો છે; એ મારી જાણ બહાર નથી.

આ પુસ્તકોમાં વર્ણવેલી પણ ગુંચાઇ ગયેલી નીતિની દોરીઓને ઉકેલવી એ કામમાં અસામાન્ય વિદ્વત્તા અને અનંત ધીરજની જરૂર છે. આવા કામને માટે આપણામાંના ઘણા થોડાજ યોગ્ય છે. માટે આ વાકય મૂળ લેખકનું અને આ વાકય પાછળથી ઘુસાડેલું એવી ટીકાકારોની ટીકાને દૂર રાખી પુસ્તકો જે રૂપમાં છે તે રૂપમાં સ્વીકારીશું અને તેમને નીતિના પાયારૂપ માનવામાં શી અડચણ નડે છે, તે તરતજ જણાઇ આવશે.

આપણે મોઝીઝના પુસ્તકમાં વાંચીએ છીએ કે "તુ વેર લેતો ના, તેમજ તારા લોકોનાં છોકરાં તરફ અપ્રીતિ રાખતો ના, પણ તારી પોતાની માફકજ તારા પડોશીઓને ચ્હાજે" "જે અજાણ્યો મનુષ્ય તારી સાથે રહે તેને તમારામાં જન્મેલા એકના જેવો ગણજે, અને તારી માફકજ તેના પર પ્રીતિ રાખજે, કારણકે તમે પણ ઇજીપ્તમાં અજાણ્યા પુરૂષોજ હતા." "તમારી જાતને પવિત્ર બનાવો અને શુદ્ધ બનો"–ઉચ્ચ નીતિ બતાવનારા સંખ્યાબંધ દાખલા આ સંબંધમાં તે પુસ્તકમાંથી ટાંકી શકાય. પણ તે સાથે નીચેનાં વાકયો પણ માલુમ પડે છે કે "જો તારો ભાઇ, તારી માનો છોકરો, અથવા તારો પુત્ર, અથવા તારી પુત્રી, અથવા તારી માનીતી સ્ત્રી, અથવા તારા આત્માના જેવો વ્હાલો તારો મિત્ર તને છૂપી રીતે લલચાવે અને 'ચાલો આપણે બીજા દેવોની સેવા કરીએ' એમ કહે તો તેને તું સંમતિ આપતો ના, તેનું કથન સાંભળતો ના, તેમજ તું તેની

તરફ દયાની દૃષ્ટિથી જોતો ના, તું તેનો બચાવ કરતો ના, તું તેને સંતાડતો ના, પણ જરૂર તું તેને મારી નાખજે અને તેને મારી નાખવામાં તારો હાથ તેના પર પ્રથમ ઉગામજે" અથવા "તું ડાકણને જીવવા દેતો ના' વળી એજ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે કે મનુષ્ય કોઈ સુંદર સ્ત્રીને લડાઇમાં પકડી લાવે તો તે તેનો પતિ થાય અને તે તેની સ્ત્રી થાય. અને જો તેને તે સ્ત્રીમાં આનંદ ના પડે તો તેની મરજી આવે તેમ તેને રખડવા દેવી" આ અને આના જેવાં સંખ્યાબંધ વાક્યોએ યુરોપને રૂધિરમાં રગદોળ્યું છે, અને અગ્નિથી બાળ્યું છે. મનુષ્યો આ સ્થિતિને હવે પસાર કરી ગયા છે. તેઓ હવે આવાં વાક્યોની દરકાર કરતા નથી, અથવા તેમને માનતા નથી, કારણ કે મનુષ્યની બુદ્ધિ પ્રમાણભૂત વાક્યોમાંથી પસંદગીનું નામ કરે છે, શુભને સ્વીકારે છે, અશુભનો ત્યાગ કરે છે. આ કામ બહુ સારૂં થાય છે, પણ પ્રમાણભૂત વાક્યને પાયારૂપ માનવાની ના પાડે છે. ખ્રિસ્તી લોકો તેઓના પ્રમાણભૂત વાક્યોમાંના હલકા ભાગની પેલીપાર ગયા છે, અને તે વાક્યને જૂદા રૂપમાં સમજાવવા જતાં તેઓ પ્રમાણરૂપ વાક્યો પર કુહાડીનો ઘા કરે છે, એ તેમના સમજવામાં આવતું નથી.

હિંદુસ્તાનના પવિત્ર ગ્રન્થોમાંથી એકાદનો—નમુના રૂપે મનુના કાયદાઓનો—વિચાર કરીએ તેમાં ઘણાજ ઉમદા પ્રકારનો બોધ છે, તેમાં નીતિનું તત્ત્વ અને સાપેક્ષભાવના તત્ત્વજ્ઞાનરૂપે પ્રતિપાદન કરવામાં આવ્યાં છે. બધા નિયમોનો આધાર સદાચારપર રાખવામાં આવ્યો છે અને તે જણાવે છે કે, સદાચાર એ અધ્યાત્મ વિદ્યામાં આગળ વધવાનો પાયો છે. સામાન્ય નીતિના પ્રશ્નોનો આપણે આગળ જતાં વિચાર કરીશું. હાલ તો જેવા રૂપમાં તે સ્મૃતિ વિદ્યમાન છે,

તેવા રૂપની સ્મૃતમાં સ્ત્રીઓ સંબંધી જૂદા જૂદા શા અભિપ્રાયો આપેલા છે, તે આપણે વિચારીએ. ઘણી બાબતોમાં આ સ્મૃતિના ચોથા પ્રકરણમાં જણાવેલા નિયમો કરતાં વધારે ડહાપણ ભરેલા નિયમો ભાગ્યેજ બીજે મળી શકશે. લગ્નના સંબંધમાં મનુ ભગવાન જણાવે છે કે "સ્ત્રી પુરૂષે બન્નેએ એક બીજાને મરણ પર્યન્ત વફાદાર રહેવું જોઇએ. બાપના સંબંધમાં તે જણાવે છે કે " જે બાપ જ્ઞાની છે, તેણે પોતાની પુત્રીના સંબંધમાં જરાપણ ધન લેવું નહિ. કારણ કે જે લોભથી જરા સરખો પણ બદલો વર પાસેથી સ્વીકારે છે તે પોતાની પુત્રીનો વેચનાર છે." ગૃહના સંબંધમાં તે બોધ આપે છે કે "સુખને ઇચ્છતા પિતાએ, પતિએ, બંધુએ, અને દીયર તેમજ જેઠે સ્ત્રીઓને માન આપવું, અને વસ્ત્રાલંકાર આપવાં જોઇએ. જ્યાં સ્ત્રીઓને સન્માન મળે છે, ત્યાં દેવો પ્રસન્ન રહે છે, પણ જ્યાં તેઓનું સન્માન થતું નથી, ત્યાં દરેક ધાર્મિક ક્રિયા નિષ્ફળ નીવડે છે." "જે કુટુંબમાં પતિ પત્નીથી સંતુષ્ટ રહે છે, અને પત્ની પતિથી સંતુષ્ટ રહે છે ( સરખાપણા તરફ નજર કરો ) તે કુટુંબમાં શાશ્વત સુખ આવી વસે છે." કુટુંબમાં પ્રથમ ખોરાક 'નવી પરણેલી સ્ત્રીને' બાલકને, માંદાને, અને ગર્ભવતી સ્ત્રીને આપવો જોઇએ." પણ તેના તેજ પુસ્તકમાં સ્ત્રીઓના સંબંધમાં ઘણોજ હલકો અને તિરસ્કાર ઉપજાવે તેવો અભિપ્રાય વર્ણવેલો આપણા જોવામાં આવે છે " પુરૂષોને લલચાવવા એ સ્ત્રીઓનો સ્વભાવ છે......પોતાની માતા, બ્હેન અથવા પુત્રી સાથે પણ એકાંતમાં કોઇએ બેસવું નહિ, કારણકે ઇન્દ્રિયોનો વેગ બહુ બલવાન છે અને ડાહ્યા પુરૂષોપર પણ પોતાની સત્તા ચલાવે છે. સ્ત્રીએ પોતાના ઘરમાં પણ સ્વતંત્ર રીતે વર્તવું નહિ; તેણે પિતાને અને પતિના મરણ

પછી પુત્રને સ્વાધીન રહેવું જોઇએ. ” સ્ત્રીઓમાં નીચેના દુર્ગુણો “ હલકી વાસનાઓ, ક્રોધ, કપટ, ઇર્ષ્યા અને અસદાચાર ” ખાસ માલૂમ પડે છે. શુદ્ર સેવકને નાના પુત્ર તરીકે ગણવો જોઇએ. ગુલામને પોતાની છાયા સમાન ગણવો જોઇએ અને ગુલામને લીધે કદાચ પોતાને માઠું લાગે તો પણ તે દ્વેષ વગર સહન કરવું જોઇએ. પણ જો ધર્મની અમુક ક્રિયામાં શૂદ્ર ઘુસી જાય તો તે શૂદ્ર માટે ભયંકરમા ભયંકર સજા તેજ પુસ્તકમાં ફરમાવવામાં આવેલી છે.

આ બધા વિચારનો સાર એ નીકળે છે કે પ્રમાણભૂત વાક્યો અમુક સમય અને અમુક સમાજ સ્થિતિને માટે આપેલાં હોવાથી ઘણીવાર હાલની સમાજ સ્થિતિને લાગુ ન પડે. અને પાડવાં પણ ન જોઇએ. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો જેમનું નામ તેમના પર લખેલું હોય તેમના પોતાનાજ છે એ સાબીત કરવું ઘણું કઠિન છે, અને ઘણી બાબતોમાં તો તદ્દન અશક્ય છે. ખોટાં પુસ્તકો ખરા નામે ચાલતાં હોય, અંદર નવો ઘુસાડેલો ભાગ હોય, ટીકાઓ આગળ જતાં મૂળનો ભાગ બની ગઈ હોય—આવી અનેક અપૂર્ણતાઓ તે પુસ્તકમાં દાખલ થઇ નથી એવી કાંઈ પણ ખાત્રી આપી શકાય તેમ નથી. આપણે અનીતિ સૂચક વાક્યો ન વિચારીએ તોપણ ઘણીવાર પરસ્પર વિરોધી અથવા તો તદ્દન અશક્ય બાબતો તેમાં માલૂમ પડે છે, છેવટે તો દરેક પ્રમાણભૂત વાક્યને બુદ્ધિની કસોટી આગળ લાવવું પડશે. અને વસ્તુતઃ વર્તનમાં આપણે તેવુંજ જોઇએ છીએ. “ મતાગ્રહી ” બ્રાહ્મણ પણ જે શાસ્ત્રના ફરમાનો અશક્ય અથવા અગવડ ભરેલા લાગે છે, તેનો ત્યાગ કરે છે, અને જે ફરમાનો પોતાના ‘ અમતાગ્રહી ’ પડોશીઓનો તિરસ્કાર કરવાને ઉપયોગી લાગે તેને વળગી રહે છે.

પ્રમાણભૂત ગ્રન્થ સર્વથા સ્વીકારવોજ જોઇએ એવું હવે રહ્યું નથી, પણ સામાન્ય સંમતિથી અગવડ ભરેલો ભાગ ચૂપકીથી પડતો મૂકવામાં આવ્યો છે, અને ખરાબ ભાગનો તો તિરસ્કાર કરવામાં આવ્યો છે. પ્રમાણભૂત વાક્યને સર્વથા નીતિના પાયારૂપ ગણવાં એ અશક્ય છે. પણ સઘળાં પવિત્ર પુસ્તકોમાં ઘણી બાબતો પવિત્ર, ઉચ્ચ, ઉત્સાહ આપનારી અને ઉચ્ચ નીતિને લગતી હોય છે—જે સંતો અને ઋષિઓના ખરા ઉદ્ગારો છે.

આ બોધ તરફ ડાહ્યા પુરૂષો માનની નજરથી જુએ છે, અને અજ્ઞાન અને બાલ પ્રજાને બીજા વિજ્ઞાનશાસ્ત્રના પ્રમાણભૂત પુસ્તકની માફક નીતિના પ્રમાણભૂત પુસ્તકરૂપે શિખવવાં જોઇએ. આ નૈતિક સિદ્ધાંતો કેટલાક એવા છે કે જે નિતિમાં આગળ વધેલા મનુષ્યો પુરવાર કરી શકે, અને બીજા કેટલાક સિદ્ધાંતો એવા છે કે જે અસલ મહાન્ ગુરૂની હદે પહોંચેલા જીવાત્માઓજ સત્ય તરીકે સાબીત કરી શકે.

( ૨. )

## આંતર્ પ્રેરણા—અંતઃકરણનો આદેશ.

જ્યારે વિદ્વત્તા, બુદ્ધિ અને અંતઃકરણ પ્રમાણભૂત વાક્યોને નીતિના સ્થિર પાયારૂપ માનવાની અશક્યતા બતાવે છે, ત્યારે સત્ય-શોધક વિદ્યાર્થી—ખાસકરીને પશ્ચિમ દેશમાં—આંતર્ પ્રેરણાને નીતિના પાયા રૂપે ગણવી કે કેમ એ પ્રશ્નનો વિચાર કરવાને સ્વાભાવિક રીતે દોરાવાય છે. પશ્ચિમ દેશમાં તે પ્રમાણમાં આંતર પ્રેરણાને મહત્ત્વ આપવામાં આવ્યુ નથી. પૂર્વ દેશમાં નીતિ શાસ્ત્રે નીતિનો પાયો મોટે ભાગે પ્રમાણભૂત વાક્યો, ઉન્નતિક્રમ અને આંતર્ પ્રકાશપર રચ્યો હોય છે. આંતર પ્રેરણા જેને થીઓડોર પાર્કર, ફ્રાન્શીસ પાવર કોબ જેવા નીતિશાસ્ત્રીઓ અને ઘણા ઇશ્વરવાદીઓ મનુષ્યમાં રહેલા ઇશ્વરના

અવાજરૂપે માને છે તેને બીજાઓ અંતઃકરણ રૂપ ગણે છે. માટે આંતર પ્રેરણા ઉપર નીતિનો પાયો રચવો એ અંતઃકરણ પર તે પાયો રચવા રૂપ છે. આ મનુષ્યો અંતઃકરણનો આદેશ—જે સત્તા રૂપે જણાવે છે કે " તુ આમ કરજે " અથવા તો 'તું આમ કરતો ના' તેને પ્રમાણભૂત માની પોતાનું જીવન ચલાવે છે.

એ વાત ખરી છે કે દરેક વ્યક્તિને માટે પોતાના અંતઃકરણ કરતાં વધારે સારો, વધારે સહી સલામત દોરનાર બીજો કોઈ નથી, અને જ્યારે સત્યશોધકને નીતિશાસ્ત્ર એમ જણાવે છે કે 'તારા અંતઃકરણને અનુસર ' ત્યારે ખરેખર તે વ્યાજબી નૈતિક ઉપદેશ આપે છે. તે છતાં પણ અંતઃકરણને નીતિના પાયારૂપે માનવામાં વિચારકને ભારે અડચણ નડે છે. કારણ કે અંતઃકરણનો અવાજ પણ દુનિયાની પ્રગતિ, કેળવણી, પ્રજા, ધર્મ, રૂઢિઓ, રિવાજો પ્રમાણે બદલાતો લાગે છે. અને જો અંતઃકરણનો અવાજ એ ખરેખર ઇશ્વરનો અવાજ હોય તો પણ તેને એમ લાગે છે કે ઇશ્વર ભુતકાલમાં જૂદી જૂદી રીતે બોલ્યો હતો. વળી તેને ઐતિહાસિક સત્ય તરીકે કબુલ કરવું પડે છે કે મનુષ્ય જાતિને કલંક લગાડનારા ઘણા અપરાધો અંતઃકરણના આદેશને માન આપી કરવામાં આવેલ છે. ક્રોમવેલે ડ્રોઘેડા આગળ જે ઘાતકી કતલ ચલાવી તેમાં તે ઇશ્વરની ઇચ્છા પ્રમાણેજ વર્તતો હતો એમ એનું અંતઃકરણ કહેતું હતું, એ સ્પષ્ટ છે. અને તે કર્વીમેડાએ પોતાના કરતાં જૂદા ધાર્મિક વિચારો ધરાવનાર સાથે જે ઘાતકી રીતોનો ઉપયોગ કર્યો, તેમાં ઇશ્વરી ઇચ્છાને અનુસરતો હતો એમ માનવાને શક નથી.

આ નૈતિક અંધકાર કે જ્યાં આંતર અવાજો પરસ્પર વિરોધી હોય ત્યાં સહીસલામતીનું સુકાન ક્યાંથી જડે ? એક પ્યુરીટનો

ધર્માધ્યક્ષ લોકને જવાબ આપ્યો કે હું મારા અંતઃકરણ પ્રમાણે વર્તું છું, તેના જવાબમાં તે ધર્માધ્યક્ષે કટાક્ષ પૂર્વક કહ્યું કે "વાત તો ખરી છે, પણ યાદ રાખજે કે તારૂં અંતઃકરણ એક મૂર્ખનું અંતઃકરણ ન હોય." જ્યારે જ્યારે અંતઃકરણ બોલે છે, ત્યારે તે સત્તાપૂર્વક બોલે છે. તેનો અવાજ સત્તાધારી, મજબૂત અને સ્પષ્ટ હોય છે. તે છતાં તે ભૂલ ભરેલો, અને અજ્ઞાનજનિત પણ હોય. એક બીજા પ્રકારની આંતર પ્રેરણા છે કે જે મનુષ્યમાં રહેલા આત્માનો—ઇશ્વર પ્રેરિત મનુષ્યનો અવાજ છે પણ તેના સંબંધમાં આપણે પાંચમા વિભાગમાં વિચાર કરીશું. પણ આંતર પ્રેરણા જેનો પશ્ચિમના લોકો સ્વીકાર કરે છે, અને જેને અંતઃકરણ રૂપ માને છે તે જૂદી વસ્તુ છે.

આ વિષય સ્પષ્ટ કરવાને અંતઃકરણ શું છે, તેની વ્યાખ્યા આપવી જોઇએ. કારણ કે તે શું નથી, તે આપણે વિચારી ગયા. અંતઃકરણ એ મનુષ્યમાં રહેલા આત્માનો—પરમાત્માનો અવાજ નથી.

દરેક મનુષ્યે પૂર્વ જન્મમાં એકઠા કરેલા અનુભવોનું પરિણામ તે અંતઃકરણ. આપણામાંનો દરેક અમર આત્મા છે, દિવ્ય અંશ છે. ગીતામાં જણાવ્યા પ્રમાણે " મારોજ અંશ મનુષ્ય લોકમાં સનાતન જીવ રૂપે થઇને પ્રકૃતિમાં સ્થિત થયેલી મન સહિત છ ઇન્દ્રિયોને પોતાના ભણી આકર્ષે છે." દરેક મનુષ્યની આ સ્થિતિ છે. તે દિવ્ય પિતાના વારસ તરીકે મેળવેલી ગુપ્ત શક્તિઓને પ્રકટ શક્તિઓ રૂપે વિકસાવે છે, અને આ કામ તે વારંવાર આ ત્રિભુવનમાં જન્મ અને મરણ પામી કરે છે. તે જ્યારે જન્મે છે, ત્યારે અનેક પ્રકારના અનુભવ ગ્રહણ કરે છે, અને મરણ પામી બીજાં બે ભુવનોમાં જાય છે, ત્યારે નિયમનો અનાદર કરી કરેલાં કાર્યોના પરિણામ રૂપે દુઃખ અનુભવે છે, અને નિયમની સાથે અનુકૂળ થઇ મેળવેલા અનુભવને

પોતાની અંદર ઉતારી તે દ્વારા માનસિક અને નૈતિક શક્તિઓ રચે છે. આ પ્રમાણે અનુભવને શક્તિ રૂપે ફેરવી નાખી નવો અનુભવ લેવાને ફરીથી જન્મ લે છે, અને અનુભવનો સાર મરણ પછીની સ્થિતિમાં અગાઉની માફક ગ્રહણ કરે છે. આ પ્રમાણે આત્મા અથવા મનુષ્ય વિકાસ પામે છે. તેજ રીતે સ્થૂલ શરીર પણ વૃદ્ધિ પામે છે.

મનુષ્ય ખોરાક ખાય છે, તેને પચાવે છે, તેને પોતાની સાથે એકરૂપ બનાવે છે. અને શરીરની રચનામાં તે કામ લાગે છે. ખરાબ ખોરાક દુઃખ અથવા રોગ ઉત્પન્ન કરે છે. સારો ખોરાક શરીરને મજબુત બનાવે છે, તેની વૃદ્ધિ કરે છે. બાહ્ય શરીર એ આંતરનું પ્રતિબિંબ છે.

આપણે કુદરતી નિયમોને અનુકૂળ અથવા પ્રતિકૂળ રીતે વર્તીને જે સુખદાયક કે દુઃખદાયક અનુભવો મેળવ્યા હોય તે સર્વ અનુભવોના સમગ્ર પરિણામ રૂપ આપણું અંતઃકરણ છે. સમગ્ર સ્થૂલ અનુભવોનું પરિણામ વિસ્તૃત અથવા સંકુચિત જીવનમાં આવે છે, અને આપણે તેને સહજબુદ્ધિ—કહીએ છીએ, અને તેનો સ્વભાવ શરીરનું રક્ષણ કરવાનો છે. તેજ પ્રમાણે આપણા બીજાઓ સાથેના માનસિક અને નૈતિક અનુભવોનું પરિણામ એ નૈતિક સહજબુદ્ધિ અથવા અંતઃકરણ છે, અને તે પણ છેવટે ઐક્ય તરફ અને શુભ તરફ દોરી જાય છે.

ત્યારે પૂર્વભવોમાં જે અનુભવોમાં થઈ આપણે પસાર થયા તેના પર આપણા અંતઃકરણનો આધાર છે; અને દરેક વ્યક્તિનું જુદું અંતઃકરણ હોય છે. જ્યાં ભૂતકાળનો અનુભવ જુદો હોય ત્યાં અંતઃકરણ પણ, સુધરેલા અને જંગલી મનુષ્યમાં, જડ અને બુદ્ધિશાળીમાં, મૂર્ખ અને પ્રતિભાશાળીમાં, પાપી અને પવિત્ર પુરૂષમાં જુદું હોય છે. તેમજ ઉન્નતિક્રમમાં લગભગ સરખી સ્થિતિએ પહોંચેલા

મનુષ્યોનાં અંતઃકરણો ખરા ખોટા તેમજ શુભ અશુભના વિશાળ પ્રશ્નોના સંબંધમાં એક સરખી રીતે બોલે છે. આ બાબતમાં 'અવાજ' સ્પષ્ટ હોય છે. પણ એવા ઘણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જે સમયે ભૂતકાળના અનુભવો આપણને કામ લાગતા નથી, ત્યાં અંતઃકરણ બોલી શકતું નથી. આપણે શંકામાં પડીએ છીએ. બે પરસ્પર વિરોધી કર્તવ્યો આવી ઉભાં રહે છે, બન્ને માર્ગો એકસરખી રીતે ખોટા લાગે છે. "મારે આ બાબતમાં શું કરવું તે હું જાણતો નથી" આવા ઉદ્ગારો ગભરાટ પામેલા નીતિશાસ્ત્રીના મુખમાંથી નીકળી પડે છે, કારણ કે તે આંતર અવાજ સાંભળી શકતો નથી. આવા પ્રસંગોમાં જેમ બને તેમ શુદ્ધ નિશ્ચયપર આવવું જોઇએ, અને બહાદુરીથી વર્તતું જોઇએ, આ પ્રમાણે કરવામાં જો અજાણતાં કોઇ નિયમનો ભંગ થઇ જતો હશે તો આપણે દુઃખ ભોગવીશું, અને તે અનુભવના જથામાં ઉમેરાશે. અને ભવિષ્યમાં એવા પ્રસંગે અંતઃકરણ આ અનુભવમાં પસાર થએલું હોવાથી પોતાનો અવાજ પ્રકટ કરશે.

માટે આપણાથી થઈ શકે તેવી સારી રીતે વિચાર કરી બહાદુરીથી વર્તવું જોઈએ, એને તેના પરિણામરૂપે વધારે જ્ઞાન આપણે પ્રાપ્ત કરીશું.

પાપથી ઇશ્વરી ક્રોધ ઉત્પન્ન થાય છે, અને કુદરતી નહિ પણ બનાવટી શિક્ષામાંથી મુક્ત થવા માટે તે પાપની માફી મળવી જોઇએ. આવા ખ્રિસ્તી ધર્મના વિચારથી નૈતિક બીકણપણું ઘણા પ્રમાણમાં ઉત્પન્ન થયું છે, અને જેને લીધે લોકો પ્રવૃત્તિમાં મંદ પડી જાય છે. આપણે અનુભવથી જ્ઞાન મેળવીએ છીએ, અને જે નિયમ આપણે જાણતા નથી, તે નિયમનો અનાદર થાય તો આપણે દુઃખી કે દિલગીર ન થવું અથવા પશ્ચાત્તાપ પણ ન કરવો. ફક્ત મનની

સાથે એટલી નોંધ લેવી જોઇએ કે જે નિયમનો આપણે ભંગ કર્યો તેનો ભવિષ્યમાં આપણા હાથે ભંગ ન થાય અને આપણે તદનુસાર આપણું વર્તન ગાળીએ. જ્યાં અંતઃકરણ ન બોલતું હોય ત્યાં આપણે શું કરવું ? આ પ્રશ્નનો આપણે હવે વિચાર કરીશુ. સઘળા વિચારવંત પુરૂષોને તો આ બાબતમાં શું કરવું તે વિદિત છે. જે બાબતનો નિશ્ચય કરવાનો હોય તે બાબતના સંબંધમાં પ્રથમ તો આપણે આપણી અંગત ઇચ્છાઓને દૂર રાખવી કે જેથી માનસિક વાતાવરણ અંગત સુખ દુઃખની લાગણી રૂપી ધુમસથી મલીન ન બને, તે પછી સઘળા સંયોગોનો વિચાર કરવો અને દરેક સંયોગને ઘટતું મહત્ત્વ આપવું. તે પછી આપણે અમુક નિશ્ચયપર આવવું. તે પછીનું એક પગથિયું છે. પણ તેનો આધાર મનુષ્યની ઉચ્ચશક્તિઓની માન્યતાપર આધાર રાખે છે. જો આપણે દિવ્ય ઉચ્ચશક્તિઓમાં માનતા હોઇએ તો આપણે એકાંતમાં શાંતિથી બેસવું, આપણા મન સંમુખ આપણો નિશ્ચય ધરવો, સઘળી વિચાર ક્રિયા બંધ રાખવી, અને પછી પ્રભુની, આપણા ગુરૂની અથવા અંતરાત્માની સાહાય્ય માગવી; પણ અંતરમાં જે અવાજ ઉઠે, તે સાંભળવાને કર્ણ સાવધાન રાખવા. તે મૌન સ્થિતિમાં અંતરથી અવાજ બોલશે, તેજ આપણો નિશ્ચય. હવે વધારે વિચાર કર્યા સિવાય આપણે તેને અનુસરીએ છીએ, અને પરિણામને તપાસીએ છીએ અને પરિણામ ઉપરથી આપણા નિશ્ચયની કિંમત આંકીએ છીએ. કારણ કે તે અવાજ અંતરાત્મામાંથી આવ્યો હોય અથવા આપણી વાસનામાંથી પણ ઉદ્દભવ્યો હોય; આપણે આપણાથી બનતું કર્યું એથી હવે આપણો અભિપ્રાય ખોટો ઠરે અને તેથી દુઃખ થાય તો પણ શોક કરવાનું કારણ નથી. આપણને અનુભવ મળ્યો, અને બીજી વખત

તેવા સંયોગોમાં આપણે વધારે સારી રીતે વર્તીશું. આપણા અજ્ઞાનપણાને લીધે જે દુઃખ અથવા સંકટ આપણાપર આવ્યું તેની નોંધ લેઇએ છીએ, કારણકે તે જણાવે છે કે આપણે અમુક નિયમનો ભંગ કર્યો છે, અને આ વિશેષ જ્ઞાન આપણને ભવિષ્યમાં ઉપયોગી નીવડે છે.

આ પ્રમાણે અંતઃકરણની ખરી કિંમત સમજવાથી આપણે તેને નીતિના પાયારૂપે સ્વીકારીશું નહિ, પણ તેને સૌથી સારા અંગત પ્રકાશ રૂપ ગણીશું. આપણે આપણા અંતઃકરણનો તોલ બાંધીશું, તેને માનસિક પ્રયત્નથી અને સંભાળપૂર્વક અવલોકનથી વિકસાવીશું. જેમ આપણે વધારે શિખીશું, તેમ આપણું અંતઃકરણ વધારે ખીલશે. જેમ જેમ આપણા જ્ઞાનની મર્યાદામાં આવે એવી ઉચ્ચભાવના પ્રમાણે આપણે વર્તીશું તેમ તેમ આપણી જોવાની દૃષ્ટિ વિશાળ થશે, અને આપણા કાન વધારે તીવ્ર થશે. જેમ શરીરના સ્નાયુઓ કસરતથી વધે છે, તેમ અંતઃકરણ પણ પ્રવૃત્તિથી વિકાસ પામે છે. જેમ દીપકને વાપરીએ છીએ, તેમ તે વધારે તેજથી પ્રકાશે છે, પણ આટલું તો નિરંતર સ્મરણમાં રાખવું જોઇએ કે મનુષ્યે પોતાના અંતઃકરણ પ્રમાણે અમુક બાબતના નિશ્ચય પર આવવું જોઇએ. બીજાના અંતઃકરણને દાબી દેવું એ નૈતિક પક્ષાઘાત કરવા જેવું છે, અને બીજાની ઇચ્છાને પોતાને વશ કરવા મથવું એ એક અપરાધ છે.

( ૩ )

## ઉપયોગિતા.

પ્રમાણભૂત વાક્યોમાં ઉમદા બોધદાયક વચનોની સાથે વિચિત્ર અને અનીતિમય વચનો જોઇને જેમની બુદ્ધિ અને અંતઃકરણ કંટાળો પામ્યાં હતાં, તેમજ આંતરપ્રેરણા—અંતઃકરણના વિવિધ

અવાજોને નીતિના પાયા તરીકે સ્વીકારવાની અશક્યતા જેઓને લાગતી હતી તેવા લોકોને, નીતિ ઉપયોગિતાપર રચાયેલી છે, એ સિદ્ધાંત ઘણોજ આવકારદાયક અને બુદ્ધિગમ્ય લાગવા માંડયો. ઉપયોગિતાનો સિદ્ધાંત તેમને નીતિના વિષયમાં વિજ્ઞાનશાસ્ત્રના સત્ય જેવો જણાવા લાગ્યો, કારણ કે તે સિદ્ધાંત બુદ્ધિને શોધખોળ કરવાની અને દરેક વસ્તુને સ્વીકારતા પહેલાં તેની સત્યાસત્યતા તપાસવાની પૂર્ણ છૂટ આપે છે. તે મનુષ્યને આ જગતમાં મળી આવતાં કારણોપર આધાર રાખતાં શીખવે છે કે જે કારણોની બુદ્ધિ અને અનુભવ વડે કસોટી કાઢી શકાય. ભૂતકાળમાંથી આવેલું માટે ખરૂં અથવા અમુક ધર્મમાં કહ્યું છે, માટે સત્ય એમ આ સિદ્ધાંત સ્વીકારતો નથી. ભૂતકાળના તેમજ હાલના ધર્મોમાં જે પરસ્પર વિરોધી તત્ત્વો માલૂમ પડે છે, તેનાથી તદ્દન સ્વતંત્ર રીતે આ ઉપયોગિતાનો સિદ્ધાંત પોતાના પગ પર ઉભો રહી શકે છે.

ઉપયોગિતાના સિદ્ધાંત પ્રમાણે નીતિનો પાયો 'ઘણા મનુષ્યોનું ઘણામાં ઘણું સુખ સુખ' એ છે. જે ઘણા મનુષ્યોને ઘણામાં ઘણું સુખ આપે તે ખરૂં અને જે એમ ન કરી શકે તે ખોટું.

આ પ્રમાણે સામાન્ય નિયમ નક્કી કર્યા પછી અભ્યાસ કરવો જોઇએ, અનુભવોનું પૃથક્કરણ કરવું જોઇએ. અને મનુષ્ય સ્વભાવનું તેમજ મનુષ્યોના એક બીજા સાથેના સંબંધોનું સૂક્ષ્મ અને સંભાળપૂર્વક અવલોકન કરવું જોઇએ; અને આ રીતે જેથી સામાન્ય સુખ અને કલ્યાણ થાય એવી નીતિની પદ્ધતિ યોજવી જોઇએ. આ પ્રમાણે અત્યાર સુધી કરવામાં આવ્યું નથી.

ઉપયોગિતા એ કામચલાઉ નીતિનો સિદ્ધાંત છે. અને અનુભવવાથી તેમજ જીવનની જરૂરીઆતો પરથી, અનુભવોની બારીક નિરીક્ષા

કર્યા વગર અથવા તે પરથી અમુક વ્યવસ્થાપૂર્વક ગોઠવણ કર્યા વિના, કેટલાક અવ્યવસ્થિત નિયમો રચવામાં આવ્યા છે. સામાન્ય રીતે મનુષ્યનો નીતિનો પાયો—કેટલેક અંશે પ્રમાણભૂત વાક્યો પર, કેટલેક અંશે અંતઃકરણ પર અને તેની સાથે જેનાથી દુનિયામાં ઠીક કામ ચાલે, તેવા તત્ત્વપર આધાર રાખે છે. દુનિયાનો મોટો ભાગ તત્ત્વજ્ઞાની નથી અને તેઓ અમુક તત્ત્વ ન્યાયશાસ્ત્રને આધારે ખરૂં છે કે ખોટું તેની થોડીજ દરકાર રાખે છે. તેઓ અજાણતાં આપખુદી સત્તા ચલાવે છે, અને તેઓની નીતિ પણ આપખુદી હોય છે.

મી. ચાર્લ્સ બ્રાડલોને એમ લાગ્યું કે આ ઉપયોગિતાના સિદ્ધાંતમાં અમુક થોડા મનુષ્યોના હક્કનું રક્ષણ થતું ન હતું, અને બની શકે ત્યાં સુધી તેઓના હકો પણ જાળવવા જોઇએ, અને તેનું રક્ષણ થવું જોઇએ. આ ઉપરથી તેણે તે સિદ્ધાંતમાં એક બીજું વાક્ય ઉમેરી તે સિદ્ધાંતને આ રીતે પ્રતિપાદન કર્યો. 'કોઇનું પણ જેમ બને તેમ ઓછું નુકશાન કરીને ઘણા પુરૂષોનું ઘણામાં ઘણું સુખ શોધવું,' એ ઉપયોગિતાનો સિદ્ધાંત છે. આ શબ્દો ઉમેરવાથી તે નિયમમાં સુધારો થયો, પણ તે નિયમ સામેની દલીલો તેથી રદ થઇ નહિ.

ઉપયોગિતાના સિદ્ધાંતના પક્ષકારો એમ પ્રતિપાદન કરે છે કે તે સિદ્ધાંત સમાજ સ્થિતિમાંથી ઉદ્ભવેલો છે. મનુષ્ય એ સમાજપ્રિય પ્રાણી હોવાથી મનુષ્યોએ એક બીજાની સાથે સ્થાયી સંબંધથી રહેવાની ઇચ્છા કરી, અને તે ઉપરથી કુટુંબો બંધાવા લાગ્યાં. મનુષ્યો એકાંતમાં સુખી થઇ શકે નહિ. કુટુંબના જૂદા જૂદા અવયવો માંહોમાંહે લડી મરતા હોવાથી કુટુંબ જેવી સંસ્થાના ટકાવ માટે એ નિયમ સ્વીકારવામાં આવ્યો કે મોટા ભાગનો હક જાળ-

વવો જોઇએ અને આખા કુટુંબને માટે પણ તેજ નિયમ લાગુ પાડવો જોઇએ.

આ પ્રમાણે કુટુંબ સંબંધી નીતિ રચાઇ, અને જે વર્તનથી કુટું-બનું ભંગાણ પડતું તે વર્તન ખોટું ગણાવા લાગ્યું, અને જે વર્તનથી કુટુંબ મજબૂત અને સ્થાયી થતું, તે સારૂં ગણાવા લાગ્યું; આ પ્રમાણે કૌટુમ્બિક નીતિ સ્થપાઇ. આગળ જતાં એક બીજાના રક્ષણ અને ટેકા માટે કુટુંબો ભેગા થવા લાગ્યા ત્યારે એક કુટુંબનું હિત ઘણીવાર બીજા કુટુંબના હિતની આડે આવતું તે સમયે કુટુંબના સંબં-ધમાં જે નિયમ સ્વીકારવામાં આવ્યો હતો, તે અહીં પણ એક સરખી રીતે લાગુ પાડવામાં આવ્યો. પરસ્પર લડી મરતા અમુક કુટુંબોના હિત કરતાં એકઠા થયેલા કુટુંબોનું—અમુક જાતિનું સામાન્ય હિત પ્રથમ જાળવાવું જોઇએ. જે તે જાતિને નાશકારક હોય તે ખોટું ગણાતું અને જે જાતિને મજબૂત અને સ્થાયી બનાવતું તે સારૂં ગણાતું. આ પ્રમાણે જાતિને લગતી નીતિ નક્કી થઇ. જેમ જેમ જુદી જુદી જાતિઓ એકઠી થવા લાગી અને અમુક પ્રજાની રચના થઇ, તેમ નીતિનું આગળનું પગથિયું લેવાયું. અને અમુક પ્રજામાં વસતી સઘળી જાતો માટે નીતિના નિયમો રચાયા. જે પ્રજામાં ભંગ પાડે તે ખોટું અને જે પ્રજાને મજબૂત અને સ્થાયી બનાવે તે ખરૂં —એ સૂત્ર સ્વીકારાયું. આ પ્રમાણે પ્રજાકીય નીતિની સ્થાપના થઈ. ઉપયોગતાપર રચાયેલી નીત આ કરતાં આગળ વધી નથી. એક પ્રજાના બીજી પ્રજા સાથેના સંબંધમાં અમુક નીતિ નિયમો સ્વીકા-રાયા નથી. તે નિયમો હજુ જંગલી સ્થિતિમાં છે. અને અમુક નીતિ સ્વીકારવામાં આવી નથી. જર્મની નિઃશંકપણે આ સ્થિતિના સંબંધમાં રાજ્યને વાસ્તે બળીયાના બે ભાગનો નિયમ જાહેર કરે

છે અને જણાવે છે કે પોતાની જાહોજલાલી અને સત્તા વધારવાને માટે રાજ્ય જે કાંઇ કરી શકે, તે કરે અને કરવું જોઇએ, કારણ કે પ્રજા પ્રજાના સંબંધમાં અમુક વર્તનના નિયમ માનવાને તે બંધાયલું નથી અને તેણે કાયદો હાથમાં લેવો જોઇએ. જર્મનીએ પોતાના સાહિત્યમાં અમુક વિચારો પ્રતિપાદન કર્યા છે, તેવા બીજી પ્રજાઓએ અમુક રૂપમાં જણાવ્યા નથી. અને જો કે કેટલીક સારી પ્રજાઓમાં પ્રજા પ્રજાના સંબંધની નીતિ વિષે કાંઇક લાગણી જાગ્રત્ થવા લાગી છે; અને તેથી તે પ્રજાઓએ નિર્બળ પ્રજાને થયેલા નુકશાનનું રક્ષણ કરવાને પ્રયત્ન કર્યો છે, છતાં મોટે ભાગે નિર્બળ પ્રજાઓ સાથેના સંબંધમાં સબળ પ્રજાઓ એવીજ રીતે વર્તી છે. જૂદી જૂદી પ્રજા વચ્ચેની નીતિ અનીતિનો જેમાં બિલકુલ વિચાર કરવામાં આવ્યો ન હતો, તેવો આબેહુબ દાખલો યુરોપની પ્રજાઓએ ભેગા મળી ચીન પર ચઢાઇ કર્યાનો છે. તે વખત જર્મન કૈસરે સ્થાપેલી 'ગભરાટ ઉપજાવવા'ની હૂણ લોકોની રીતિનો અમલ કરવામાં આવ્યો હતો. પણ અત્યાર સુધીનો જૂદી જૂદી પ્રજાઓનો ઇતિહાસ નિર્બળ પ્રજાઓને સબળ પ્રજાઓએ વારંવાર કચરી નાખ્યાના બનાવોથી ભરેલો છે. જેમ જેમ ખ્રિસ્તી ધોળાવર્ણની પ્રજાઓ પ્રગતિ કરવા લાગી અને જેમ જેમ તેમનું વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન અને તેની સાથે શક્તિ વધવા લાગ્યાં તેમ તેમ જંગલી અથવા સુધરેલી કાળા વર્ણ વાળી જાતિઓ અને પ્રજાઓ વારંવાર લુંટવામાં આવી છે, અથવા તો તેના પર જૂલમ ગુજારવામાં આવ્યો છે.

પ્રજા પ્રજા વચ્ચેની નીતિ હજુ હયાતીમાં આવી નથી. (કહેવાતા) ઉપયોગીપણાના તત્ત્વપર ન્યાયની રીતે કરવામાં આવેલી ફાંસીની સજા સિવાય એક કુટુંબમાં, જાતિમાં, અથવા પ્રજામાં કરવામાં

બાવહ્યું ખૂન એ મોટો અપરાધ ગણાય છે, પણ પ્રજાની બહાર એક સામટાં યુદ્ધને અપરાધ તરીકે ગણવામાં આવતાં નથી. અને એક મજબૂત પ્રજા નિર્બળ પ્રજાની ચોરી કરે તો તે ચોરીને 'ગુનો' ગણવામાં આવતો નથી. હાલના યુદ્ધમાં વ્યાપી રહેલ અસાધારણ દુ:ખના અનુભવથી પ્રજા પ્રજા વચ્ચેની નીતિના જેવો સિદ્ધાંત જેવા યુદ્ધના અંતે પ્રકટ થાય તો તે સંભવિત છે.

સિદ્ધાંત તરીકે ઉપયોગિતાવાદમાં દોષ છે, છતાં ઇતિહાસની દૃષ્ટિએ નીતિના પાયા તરીકે સર્વત્ર તેનો સ્વીકાર કરવામાં આવે છે, તે બાબતની ના પાડી શકાશે નહિ. પ્રમાણભૂતવાકય અને આંતરૂપ્રેરણાની કસોટી પણ ઉપયોગિતાના સિદ્ધાંતથી કરવામાં આવે છે. અને જે પ્રમાણમાં મનુ, ઝરથુસ્ટ, મોઝીઝ, ક્રાઇસ્ટ, મહમદ વગેરેના ઉપદેશો ઉપયોગી, નુકશાનકારક, અશક્ય, અમુક સમયને અનુકૂળ કે પ્રતિકૂળ હોય તે પ્રમાણમાં તેનો આશ્રય લેવામાં આવે છે, અથવા તો તેનો અનાદર કરવામાં આવે છે. આવી બાબતોમાં જૂદા જૂદા નીતિના નિયમોનું અવલંબન લેવામાં આવે, તો તેમાં દુનિયાના 'વ્યવહાર કુશળ' મનુષ્યને પણ કાંઈ અડચણ લાગતી નથી.

નીતિના પાયા તરીકે ઉપયોગિતાનો સ્વીકાર કરવામાં ખાસ વાંધો ખ્રિસ્તીઓ તરફથી લેવામાં આવ્યો છે. ઘણા મનુષ્યોનું ઘણામાં ઘણું સુખ એમાં સુખનો અર્થ તેઓએ મોજશોખ એવો કર્યો, અને ઘણા મનુષ્યોને બદલે તેઓએ અમુક વ્યક્તિનું સુખ પ્રતિપાદન કર્યું અને આ પ્રમાણે ઉપયોગિતાના સિદ્ધાંતને 'ડુક્કરો વાસ્તેની નીતિ' એવું હલકું નામ આપ્યું. સુખના વિરોધી તત્ત્વ તરીકે તેઓએ સદ્‌ગુણ મૂકયો અને મનુષ્યના જીવનનો ઉદ્દેશ સુખ નહિ પણ સદ્‌ગુણ હોવો જોઇએ એમ જણાવ્યું. આ બધા પ્રશ્નનો આધાર 'સદ્-

ગુણ એ શું?' તે પર રહેલો છે. શું સદ્‌ગુણ સુખનો વિરોધી છે, અથવા સુખનું સાધન છે? ઉપયોગિતાના સિદ્ધાંતની સામે થવામાં સુખને બદલે મોજશોખ એ શબ્દ કેમ વાપરવામાં આવે છે? આપણે બીજો પ્રશ્ન પ્રથમ વિચારીશું.

સામાન્ય રીતે બોલીએ તો મોજશોખ એટલે પાસે દેખાતું થોડા વખત ચાલે તેવું સુખ અને લાગણીઓ; અથવા મનનું નહિ પણ શરીરને લગતું સુખ, એવો અર્થ કરવામાં આવે છે અને તેટલા વાસ્તે ડુક્કરને લગતી નીતિ એવો આરોપ મૂકવામાં આવે છે. ઇન્દ્રિયોનો ઉપભોગ એ મોજશોખ, ઇશ્વરની સાથે એકતા એ મોજશોખ નહિ પણ સુખ ગણી શકાય

મનુષ્યના જીવનનો મુખ્ય ઉદ્દેશ પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે 'ઇશ્વરને જાણવો અને નિરંતર તેની સાથે આનંદમા રહેવું' એવો છે. આ વ્યાખ્યામાં સુખ-આનંદને જીવનના મુખ્ય લક્ષ તરીકે ગણવામાં આવ્યો છે. ઉપયોગિતાના સિદ્ધાંતનો વિરોધી પુરૂષ 'ઘણા મનુષ્યનું ઘણામાં ઘણું સુખ' એ વાક્યને 'અમુક વ્યક્તિનો મોજશોખ' એવા રૂપમાં ફેરવી નાખે છે, આ પ્રમાણે બનાવટી ઘાસનું પૂતળું બનાવે છે, અને તેને ધક્કો મારી પાડી નાખે છે, અને પછી વિજય મળ્યો એમ માની હર્ષ પામે છે.

શું સદ્‌ગુણ સુખ તરફ નથી લેઇ જતો? શું સદ્‌ગુણ એ સુખનું સાધન નથી? ખ્રિસ્તી લોકો સદ્‌ગુણની શી વ્યાખ્યા આપે છે? ઇશ્વરી ઇચ્છા પ્રમાણે વર્તવું એ સદ્‌ગુણ છે. પણ તે પ્રમાણભૂત વાકયોમાં પ્રકટ થયેલી ઇચ્છા જેટલે અંશે ઉપયોગિતાના ધોરણને અનુકૂળ આવે છે, તેટલે અંશે તે સ્વીકારે છે. હવે તે નાસ્તિકને

કાપી નાખતો નથી, અને ડાકણને જીવતી રહેવા દે છે. તેનો કોટ ચોરનાર ચોરને તે પોતાનો ઓવરકોટ આપી દેતો નથી, પણ તે ચોરને પોલિસને સ્વાધીન કરે છે. હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહીએ તો સદ્ગુણ સ્વર્ગ તરફ લેઇ જશે એમ માની તે પ્રમાણે વર્તે છે. જો સદ્વર્તન તેને શાશ્વત નરક તરફ લેઇ જતું હોય તો શું તે તેને અનુસરશે ! અથવા તો શું પોતાનો સદ્વર્તન સંબંધીનો અભિપ્રાય નહિ ફેરવે ? ધર્મને ખાતર જીવ આપનાર જે સત્ય જુએ છે, તે સત્યને ખાતર મરે છે, કારણ કે સત્યનો દ્રોહ કરવો તેના કરતાં મરણને તે વધારે પસંદ કરે છે. અંતઃકરણનો દ્રોહ કરી અસત્યવાદી તરીકે તે જીવી શકે નહિ. મનુષ્યના ચારિત્રના ઉમદાપણાની કસોટી કયી વસ્તુઓ તેને મોજશોખ પુરો પાડે છે, તેના પર આધાર રાખે છે. સત્યને અનુસરવામાં–પોતાને લાગતા ઉત્તમ તત્ત્વ પ્રમાણે ચાલવામાં જે આનંદ પ્રાપ્ત થાય છે, તેજ મોટામાં મોટું સુખ છે. બીજાઓની સેવા માટે હાલના મોજશોખના સાધનોનો ભોગ આપવો એ મનુષ્યમાં રહેલા પરમાત્માની શક્તિનો પ્રકાશ છે.

આધ્યાત્મિક જીવન મોટા ભાગનું નહિ પણ સર્વનું કલ્યાણ શોધે છે. તે આધ્યાત્મિક જીવનને વ્યક્તિના ઉચ્ચમાં ઉચ્ચ સુખ તરીકે જ્યાં ગણવામાં આવતું નથી, ત્યાં ઉપયોગિતાનો સિદ્ધાંત કામ આવતો નથી. કારણ કે તેનામાં બીજાને પ્રોત્સાહન આપવાનું સામર્થ્ય નથી. આત્મિક જીવન ગાળનારને પોતાના અંતરમાંથી પ્રેરણા મળે છે, અને તેને બાહ્ય નીતિના નિયમની આવશ્યક્તા હોતી નથી, તેને બહારથી દબાણ કરનારા નિયમની જરૂર હોતી નથી.

અત્યારે મનુષ્યજાતિ ઉન્નતિક્રમની જે સ્થિતિએ પહોંચી છે, તે

સ્થિતિ લક્ષમાં લેતાં મનુષ્યજાતિના મોટા ભાગને કાંતો આંતરપ્રેરણા જોઇએ અથવા તો બાહ્ય દબાણની જરૂર છે. નહિ તો તેઓ પોતાની પાશવવૃત્તિઓને કાબુમાં લાવી શકશે નહિ, શાશ્વત સુખની વૃદ્ધિને માટે તરતના ક્ષણિક સુખનો ભોગ આપશે નહિ, અથવા તો સામાન્ય લાભને માટે પોતાના અંગત સુખનો ત્યાગ કરશે નહિ. બહુજ ઓછા આગળ વધેલા મનુષ્યો અંગત દુઃખના ભયથી પ્રેરાઇ સઘળાં કામ કરે છે, અથવા તો અંગત સુખને સારૂં તલસ્યાં કરે છે. તેઓ પોતાનો હાથ અગ્નિમાં મૂકતા નથી, કારણ કે તેઓ જાણે છે કે અગ્નિ બાળે છે; અને તેઓ પોતાની જાતને બાળતા નથી, તેટલા માટે તેઓનો આશય હલકો છે, એમ કોઇ કહેતું નથી. ધર્મ તેમને જણાવે છે કે માનસિક અને નૈતિક નિયમના અનાદરનું પરિણામ મરણપૂર્વે તેમજ મરણ પછીથી દુઃખ રૂપમાં આવે છે અને તેજ નિયમો પ્રમાણે વર્તવામાં આવે છે, તો મરણ પછીની સ્થિતિમાં તે સુખરૂપે પરિણમે છે. નૈતિક વિકાસના પ્રારંભના પગથિયામાં ધર્મ આ રીતે ઉપયોગી ભાગ ભજવે છે. આગળ વધતાં પ્રભુ ભક્તિ અને આદર્શજીવન ગાળીને તેની પ્રીતિ સંપાદન કરવાની ઇચ્છા—એ આશયને ધર્મ પુષ્ટિ આપે છે. કારણ કે આવો આશય મનુષ્યને પવિત્રતા અને આત્મભોગ તરફ દોરે છે. વળી પિતા, માતા કે મિત્રની પ્રીતિ સંપાદન કરવા પ્રયત્ન કરવો તેના કરતાં આ કોઇ રીતે ઉતરતો આશય નથી.

ઘણા છોકરાઓ પોતાની માતાની પ્રીતિ સંપાદન કરવાને પવિત્ર જીવન ગાળે છે, કારણ કે તે માતા તેને ચ્હાય છે. તેજ પ્રમાણે ધર્મિષ્ટ પુરૂષ પ્રભુને ચ્હાય છે, માટે તેની પ્રીતિ સંપાદન કરવા ઉચ્ચ જીવન ગાળે છે. તેથી પણ આગળ વધતાં લોકોનું કલ્યાણ, જાતિનું

કલ્યાણુ અને ભવિષ્યમાં મનુષ્યજાતિનું કલ્યાણુ ઉમદા જીવન ગાળવાને પ્રબળ પ્રોત્સાહક સાધન થઇ પડે છે. પણુ આવી બાબતો સ્વાર્થી સામાન્ય મનુષ્યોને અસર કરનારી નીવડતી નથી. તેથી ઉપયોગિતા-નો સિદ્ધાંત ઘણા લોકો પર પોતાની છાપ પાડી શકતો નથી, અને ઉમદા જીવન ગાળવાના આશય તરીકે જોઇએ તેટલો ઉપયોગી થતો નથી. વળી તે સાથે નીતિના નિયમને તે સર્વ વ્યાપી બનાવી શકતો નથી, કારણુ કે તે સર્વનું કલ્યાણુ સાધી શકતો નથી. તે અમુક થોડા ભાગના લોકના સુખ તરફ દુર્લક્ષ કરે છે, અને તેમાંજ તેનું અપૂર્ણપણું જણાઇ આવે છે. ઉપર ઉપરથી તેનો અનાદર કરવામાં આવે અથવા તો સીધી રીતે તેનો તિરસ્કાર કરવામાં આવે ત્યાં પણુ ઉપયોગિતાનો સિદ્ધાંત નીતિની સઘળી વિચાર શ્રેણીઓ ઘડવામાં અસરકારક ભાગ ભજવે છે. સિદ્ધાંત તરીકે પ્રમાણુભૂત વાક્ય અથવા આંતર્પ્રેરણા કરતાં તે વધારે ઉત્તમ છે, પણુ વર્તનમાં તે બહુ ખરાબ નીવડે છે. વળી તે અપૂર્ણ છે. માટે નીતિનો સ્થિર પાયો શોધવાને આપણે વિશેષ શોધ કરવી જોઇએ તે, હવે પછીના પ્રકરણોમાં વિચારીશું.

---

## (૪)

## ઉત્ક્રાન્તિક્રમ–પ્રકટીકરણ.

હવે આપણે નીતિના ચોક્કસ પાયા તરફ આવીએ છીએ. તે કુદરત ઉપર આધાર રાખે છે. અહીં નીતિનું મકાન એવી રીતે બંધાય કે તે જરા પણુ હાલે કે ડગે નહિ. વિજ્ઞાન શાસ્ત્રની માફક

અમુક સ્વીકારાયેલા નિયમપર તે રચી શકાય, અને તેનો આકાર સમજી શકાય; અને તેનામાં કાળક્રમમાં વૃદ્ધિ થવાનો પણ સંભવ રહી શકે. ઉન્નતિક્રમ એ કુદરતી રીતિ છે; અને કુદરત પોતાના બધા પ્રદેશોમાં તેનો આશ્રય લઇ વર્તે છે. અને કુદરતના સિદ્ધ થયેલા નિયમો જેટલા જાણવામાં આવ્યા છે, તે નિયમોનો આશ્રય લેઈ સઘળા ડાહ્યા અને વિચારવંત પુરૂષો પોતાનું જીવન નાવ ચલવે છે. નીતિને વિજ્ઞાનશાસ્ત્રનું રૂપ આપવાથી આપણે તેને વધારે અસરકારક બનાવીએ છીએ, અને તેને સર્વસંયોગોમાં લાગુ પડે તેવી કરીએ છીએ. વળી તે સાથે બીજી વિચાર પદ્ધતિઓમાં જે સત્યના અંશો છે, અને જેને લીધે તે પ્રમાભૂત ગણાઇ છે અને બુદ્ધિ તથા હૃદયને રૂચિકર થઈ પડે છે, તે સર્વ અંશો આપણે આમાં મેળવી દઇએ છીએ.

આપણે પ્રથમ નીતિની વ્યાખ્યા વિચારીએ તો મનુષ્યોના પરસ્પર સંબંધનું અને વર્તનનું શાસ્ત્ર છે અને તેના નિયમો કુદરતના બીજા નિયમોની માફક અચળ અને ચોકસ છે, અને તે શોધી કઢાય તેવા છે, તેમજ તેને અમુક રીતે ગોઠવી શકાય છે. કુદરતના બીજા નિયમોને અનુકૂળ વર્તવાથી જેમ સુખ મળે છે, તેમ આ બાબતમાં પણ આ નિયમોને અનુકૂળ વર્તન રાખવું એજ સુખનું ધોરણ છે. કારણકે જ્યાં નિયમ છે,ત્યાં નિયમને પ્રતિકૂળ વર્તી કોઇ પણ સુખી થઈ શકે નહિ. કુદરતના નિયમો અચળ છે અને કેવી રીતે બનાવો બને છે તે દર્શાવે છે. તે નિયમો આપણા હાથમાં નથી અને આપણી ઇચ્છાથી બદલી શકાય નહિ. આવા ચોકસ પરિણામ લાવનારા નિયમના રાજ્યમાં આપણે રહીએ છીએ, તેનાથી આપણે દૂર ભાગી શકીએ નહિ.

આપણને એક બાબતની પસંદગી કરવાની છૂટ છે. તે નિયમને અનુકૂળ થઇ વર્તન કરવું કે તેને પ્રતિકૂળ વર્તન કરવું. આપણે તે નિયમનો નાશ તો કરી શકીએજ નહિ. આપણે તેની સાથે અથડાઇએ. પણ નિયમ તો પોતાનું કામ કર્યે જાય છે, અને તે નિયમની વિરુદ્ધ વર્તવાથી આપણને દુઃખ ભોગવવું પડે છે. તે નિયમનો તિરસ્કાર કરવાથી જેમ દુઃખ થાય છે, તેમ તે નિયમને અનુકૂળ થઇ વર્તવાથી સુખ થાય છે. આ બન્ને રીતે તે નિયમની હયાતી આપણા જાણવામાં આવે છે. જ્યારે અમુક નિયમ છે, એમ જાણવામાં આવે ત્યારે તો જાણીજોઇને અને ખુશીથી તે નિયમનો તિરસ્કાર કરનાર ખરેખર મૂર્ખજ હોવો જોઇએ. કેટલાક મનુષ્યો એવા પણ માલૂમ પડે છે કે જે અમુક પરિણામ લાવવામાં દુઃખને ગણકારતા નથી અને તે પરિણામને દુઃખની કિંમત કરતાં વધારે મહત્ત્વનું ગણે છે, પણ તેવા અપવાદને બાદ કરતાં નિયમની સાથે પ્રતિકૂળ વર્તવાથી જે દુઃખ થાય તે દુઃખથી દૂર રહેવાય એવું વર્તન રાખવા સ્વાભાવિક રીતે મનુષ્ય ઇચ્છે છે. નીતિ અથવા સદ્વર્તનનું શાસ્ત્ર વ્યક્તિઓ વચ્ચે, કુટુંબો વચ્ચે, સમાજો વચ્ચે, પ્રજાઓ વચ્ચે અને આખી મનુષ્યજાતિને વાસ્તે પરસ્પર અનુકૂળ સંબંધને લગતા કેટલાક નિયમો પ્રતિપાદન કરે છે. આ નિયમોના જ્ઞાન અને પાલનથીજ મનુષ્યો નિરંતર તંદુરસ્ત અથવા નિરંતર સુખી રહી શકે, તેમજ શાંતિ અને વૈભવમાં વસી શકે. જ્યાં નીતિ જાણવામાં આવી નથી, અથવા જ્યાં નીતિનો અનાદર કરવામાં આવ્યો છે, ત્યાં વિરોધ ઉદ્ભવે છે, વિવાદ જન્મે છે અને દુઃખરૂપે તે પરિણમે છે. કારણકે આ સ્થૂલ દુનિયાની માફક કુદરત માનસિક અને નૈતિક પ્રદેશોમાં વ્યવસ્થિત રીતે કાર્ય કરે છે અને તે વ્યવસ્થાના જ્ઞાનથી

અને તે પ્રમાણે વર્તન કરવાથી સંપ, તંદુરસ્તી અને સુખ ચોક્કસ રીતે મળી શકે છે.

ધર્મિષ્ઠ મનુષ્ય કુદરતના નિયમોમાં ઈશ્વરી સ્વભાવનું પ્રકટ સ્વરૂપ જુએ છે. અને તે નિયમો પ્રમાણે વર્તવામાં અથવા તે નિયમો સાથે સહાનુભૂતિથી કાર્ય કરવામાં તે ઈશ્વરી ઇચ્છાને માન આપતો હોય અથવા તો તેની સાથે સહાનુભૂતિથી વર્તતો હોય એમ તેને લાગે છે. જે ધર્મને માનતો નથી તેવો પુરૂષ તે નિયમોને અનુક્રમે બનતા બનાવો રૂપ લેખે છે, જે તે ફેરવી શકે નહિ, પણ તેની સાથે અનુકૂળ થઇ વર્તવા પર તેના સુખ તથા સુખના સાધનોનો આધાર છે, એમ સ્વીકારે છે. ગમે તે વિચાર પદ્ધતિ સ્વીકારો, પણ તે નિયમો જીવન પર અસર કરનારા નીવડે છે. અમુક ધર્મને માનનાર વ્યક્તિ, જેમ ઉન્નતિક્રમ વધે છે, તેમ નીતિ પણ ઉંચા પ્રકારની થતી જાય છે, એ સૂત્ર સ્મરણમાં રાખી પોતાના પવિત્ર ગ્રન્થોના ફરમાનને આધારે તેમાં યોગ્ય ફેરફાર કરે છે. સિદ્ધાંત તરીકે મનુષ્ય સ્વીકારે યા ન સ્વીકારે, પણ વર્તનમાં તો તે અમુક નિયમો પ્રમાણે વર્તે છે, અથવા અમુક નિયમોને તિરસ્કાર કરે છે, અને આ રીતે તેના પવિત્ર ગ્રન્થોના ફરમાનોમાં તે ફેરફાર કરતો જણાય છે. પણ તેના સિદ્ધાંત અને તેનું વર્તન આ બન્નેમાં એકવાક્યતા હોય તો વધારે સારૂં.

આંતર્ પ્રેરણાને નીતિના પાયા તરીકે સ્વીકારનાર વ્યક્તિ પણ સમજી શકશે કે અંતઃકરણ પણ આ નિયમમાં રહી અનુભવ લેવાથી વિકાસ પામે છે. ઉપયોગિતાના સિદ્ધાંતને માનનાર પુરૂષ સમજતો થશે કે ખરી નીતિથી મોટા ભાગનું નહિ પણ સર્વનું કલ્યાણ થવું

જોઇએ, અને ખરી નીતિના પરિણામે સુખ કેમ સંભવે છે, તે પણ જાણુતો થશે. ખરી વાત તો એ છે કે નિયમને અનુકૂળ વર્તન કરવાથી–ઈશ્વિરી ઇચ્છા જે નિયમમાં પ્રકટ થઇ છે તે પ્રમાણે વર્તવાથી–ખરૂં સુખ સંભવે છે. અને સદ્ધર્તનનું શાસ્ત્ર સત્યનિષ્ઠા દ્વારા સુખને ઉત્પન્ન કરે છે. તો હવે આપણે સત્ય રીતે કહી શકીએ કે નીતિનો હેતુ સર્વનું સુખ છે. સત્કાર્ય કરતાં ઉત્પન્ન થતા ક્ષણિક દુઃખની વચ્ચે પણ તે કરનારમાં સુખનો પ્રવાહ કેમ વહે છે, તે આપણે છેલ્લા પ્રકરણમાં ' સ્વાનુભવ ' ના વિષયમાં વિચારીશું.

આપણે ઉન્નતિક્રમને નીતિના પાયા તરીકે સ્વીકારીએ, તો આપણને તે સ્પષ્ટ જણાય છે કે ઉન્નતિના પગથિયા પ્રમાણે નીતિ બદલાવી જોઇએ; અને સુધરેલા અથવા આગળ વધેલાનું કર્તવ્ય એક જંગલીના કર્તવ્ય જેવું હોઇ શકજ નહિ. મનુસ્મૃતિ જણાવે છે કે કૃતયુગમાં અમુક ધર્મો–કર્તવ્યો કરવાનાં હોય છે, ત્રેતાયુગમાં જૂદાં, દ્વાપરમાં જુદાં, કલિયુગમાં તેથી પણ જૂદાં કર્તવ્યો હોય છે. જૂદા જમાનામાં જૂદી અને નવી ફરજો ઉભી થાય છે. પણ જો ઉન્નતિક્રમને નીતિના પાયારૂપે સ્વીકારાય તો ખરૂં શું અને ખોટું શું તેની વ્યાખ્યા તરતજ આપી શકાય. જે ઉન્નતિક્રમને સાહાય્ય આપે તે ખરૂં, અને જે ઉન્નતિક્રમને બાધ કરે તે ખોટું. બીજા શબ્દોમાં કહીએ તો આપણામાંથી જે લોકો એમ માને છે કે ઉન્નતિક્રમ એ ઇશ્વિરી યોજના છે, તેમને માટે તો ઇશ્વિરી ઇચ્છાને અનુકૂળ થવું તે ખરૂં અને તે ઇચ્છાની સામે થવું તે ખોટું. અમુક સમયે ખરૂં અથવા ખોટું શું તે જણાવવાનો પ્રયત્ન પ્રમાણભૂત વાક્યમાં કરવામાં આવ્યો હોય છે. ખરૂં અથવા ખોટું શું તે જાણ-

વાને કરેલા ફતેહમંદ પ્રયત્નોના પરિણામને આંતર પ્રેરણા કહે છે. અમુક નિયમ પ્રમાણે ચાલવાથી સુખ ઉદ્દભવ્યું કે દુઃખ, તે પરિણામની નોંધ ઉપરથી ઉપજાવી કાઢેલા સિદ્ધાંતને ઉપયોગિતાનો સિદ્ધાંત કહે છે.

જીવનશક્તિઓનું પ્રગટ થવું અથવા ચૈતન્યનો વિકાસ થવો અથવા વધારે સારા અને વધારે ખીલેલા શરીરોદ્વારા વધતી જતી શક્તિઓનું પ્રગટ થવું આનું નામ ઉન્નતિક્રમ છે, ધર્મ અને વિજ્ઞાન શાસ્ત્રની માફક નીતિનો મુખ્ય સિદ્ધાંત જીવનની એકતા છે. એકજ જીવન અનેક વિવિધ પ્રકારના આકારમાં પ્રગટ થતું જાય છે, અને જગતમાં જણાતી અસમાનતાઓ ઉપરથી જીવનના વિકાસનાં જૂદાં જુદાં પગથિયાનું ભાન થાય છે. જ્યારે આપણે ઉન્નતિક્રમને નીતિના પાયા તરીકે સ્વીકારીએ ત્યારે સર્વને વાસ્તે અમુક ચોક્સજ નિયમ હોઇ શકે નહિ એ ખુલ્લી વાત છે. જેઓને અમુકજ નિયમ જોઇતા હોય તેમણે ધર્મ ગ્રંથો તરફ વળવું, અને ત્યાં પણ એકજ પવિત્ર ગ્રન્થમાં અથવા ભિન્ન ભિન્ન પવિત્ર ગ્રન્થોમાં નિયમો ઘણીવાર પરસ્પર વિરોધી હોવાથી, છેવટે તેઓને આંતરપ્રેરણા અને ઉપયોગિતાના સિદ્ધાંતનો આશ્રય લેઇ અમુક નિયમો પોતાને માટે પસંદ કરવા પડશે. અમુક જમાનામાં અમુક દેશના લોકો કયા નિયમોને વધારે માન આપે છે, કયા નિયમોને નિરર્થક ગણે છે, આ સર્વ લક્ષમાં લેઇ તેને પસંદગીનુ, કામ કરવું પડશે; અને તે વખતના લોકોની સામાન્ય નીતિના દર્શક આ નિયમો થશે. જો સદ્વર્તનના નિયમ શોધવાની આ અગવડ ભરેલી અને અચોક્કસ રીત આપણને નાપસંદ આવતી હોય તો આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ, ઉન્નતિક્રમની રીતિનો ખ્યાલ લાવવો જોઈએ, અને અમુક પગથિયે કયા નીતિના

નિયમોનું અનુકરણ કરવું એ આપણી બુદ્ધિવડે શોધી કાઢવું જોઇએ. આ શોધમાં ઘણી મહેનત તો અવશ્ય પડશે. પણ આ શોધનું ફળ સત્ય છે; અને જેઓ આલસુ અને બેફીકરા છે, તેમને તે સત્યની બક્ષીસ મહેનત કર્યા વિના મળવાની નથી.

ઉન્નતિનો જે ક્રમ છે, તેનું જો વિશાળ સ્વરૂપ વિચારીએ તો તેનો આપણે બે વિભાગમાં અભ્યાસ કરી શકીએ. પ્રથમ વિભાગ તે છેક જંગલી મનુષ્યથી શરૂ કરી ઘણા સુધારેલા મનુષ્ય સુધીનો છે કે જે મનુષ્ય હજુ પોતાને અને પોતાના કુટુંબને વાસ્તેજ મહેનત કરે છે, અને જે મુખ્યત્વે કરીને સ્વાર્થી હેતુથીજ પ્રયત્નશીલ થાય છે. બીજો વિભાગ તેવા મનુષ્યને લાગુ પડે છે કે જે, વિશ્વનો દરેક વ્યક્તિપર હક્ક છે, એમ માને છે અને તે કારણસર જાહેર પ્રજાસેવાનાં કામો મોટે ભાગે કરે છે, અને જે સ્વાર્થી અને અંગત લાભનો ત્યાગ કરી પ્રભુ તથા મનુષ્યની સેવામાં પોતાની જાતને અર્પણ કરે છે. હિંદુ ધર્મ ઉન્નતિક્રમના આ પ્રથમ વિભાગને પ્રવૃત્તિ માર્ગ કહે છે, અને બીજા વિભાગને નિવૃત્તિ તરીકે જણાવે છે.

પ્રથમ વિભાગમાં મનુષ્ય ગ્રહણ કરવાથી આગળ વધે છે, બીજા વિભાગમાં આપવાથી આગળ વધે છે. પ્રથમ વિભાગમાં તે દેવું કરે છે; બીજા વિભાગમાં તે આપે છે. પ્રથમ ભાગમાં તે પોતાના નાના 'હું' ને વાસ્તે જીવે છે, બીજા વિભાગમાં એક પરમાત્માની સેવા માટે તે જીવે છે. પ્રથમ વિભાગમાં તે હક્કો માગે છે, બીજા વિભાગમાં તે પોતાનાં કર્તવ્યો અદા કરે છે.

આ પ્રમાણે નીતિ બે દૃષ્ટિબિન્દુથી જોવામાં આવે છે અને તેને લગતા સદ્દગુણોના પણ બે વિભાગ પડે છે. મનુષ્યોની ચારે

બાજુએ ઇચ્છાના પદાર્થો આવી રહેલા છે. અને તેઓનો ઉપયોગ તે મેળવવાની મનુષ્યોમાં ઇચ્છા ઉત્પન્ન કરવામાં, ઉદ્યમ કરાવવામાં, પ્રવૃત્તિને પ્રોત્સાહન આપવામાં અને આ પ્રમાણે બળ, બુદ્ધિ, ચપળતા, ન્યાયશક્તિ, ખંત, ધીરજ, હીમત વગેરે ગુણો અને શક્તિઓ ખીલાવવામાં રહેલો છે. જેઓ એમ માને છે કે આ સૃષ્ટિ ઇશ્વરમાંથી ઉત્પન્ન થઇ છે, અને ઇશ્વર આ સૃષ્ટિને દોરે છે, તેઓને તો ચોક્કસ રીતે આ વાત અનુભવાની જરૂર પડશે કે સુખકર અથવા દુઃખકારક—સંયોગો--પરિસ્થિતિનો--હેતુ મનુષ્યમાં સુખકર વસ્તુઓ મેળવવાની અને દુઃખકર વસ્તુઓથી દૂર ભાગવાની ઇચ્છા ઉત્પન્ન કરવાનો છે. વસ્તુતઃ સુખો મારફતે પ્રભુ મનુષ્યને પ્રવૃત્તિ કરવા દોરે છે; અને દુઃખો મારફતે અમુક અપ્રિય વસ્તુથી દૂર ભાગવાની ચેતવણી આપે છે. અને મનુષ્ય અને તેની પરિસ્થિતિની એક બીજા પર અસર થાય છે. તેથી ઉન્નતિક્રમ ચાલે છે. જે મનુષ્ય ઇશ્વરને માનતો નથી, તેણે પ્રભુને સ્થળે ‘ કુદરત ’ એ શબ્દ ગોઠવવો અને યોજનાનું ( Design ) તત્ત્વ દૂર કરવું, એટલે ઉપરની દલીલો એક સરખી રીતે તેને પણ ઉપયોગી થશે. પોતાની પરિસ્થિતિ સાથેના મનુષ્યના સંબંધી પ્રવૃત્તિ ઉદ્ભવે છે અને આથી ઉન્નતિક્રમ ચાલે છે.

પ્રવૃત્તિમાર્ગવાળો મનુષ્ય શરૂઆતમાં બીજાની દરકાર કર્યા વિના ઇચ્છાના પદાર્થો ગ્રહણ કર્યાજ કરશે, પણ તેણે હેરાન કરેલા મનુષ્યોના સામા પ્રહારથી તે ધીમે ધીમે બીજાના હક્કોને માન આપતા શીખશે. ઋષિઓ, ધર્મસ્થાપકો, મહાત્માઓ વગેરે આગળ વધેલા જીવાત્માઓના ઉપદેશથી નીતિના પાઠ ત્વરાથી શીખાય છે. તેઓ તેને જણાવે છે કે જો તું બીજાને મારીશ, લૂંટીશ અથવા કચરીશ

તો તું દુ:ખી થઇશ. તે તેવો ઉપદેશ મળવા છતાં પણ આ બધાં કામ કરે છે, દુ:ખ ભોગવે છે; અને તે કડવા પાઠ શીખે છે--મરણ પછીની સ્થિતિ આ પાઠ શીખવામાં તેને ઘણી મદદ કરે છે. તે પછી તે વધારે નિયમિત અને જીતેંદ્રિય જીવન ગાળે છે. અને જો તે ઇચ્છાના પદાર્થો મેળવવામાં બીજાને હેરાન કરતો ન હોય તો ભલે તે ઇચ્છાના પદાર્થો નિર્દોષ રીતે ભોગવે, હિંદુ ધર્મ જણાવે છે કે ગૃહસ્થાશ્રમીઓને વાસ્તે ધન કમાવું, પોતાની સ્થિતિને અનુસાર કર્તવ્ય કરવાં અને ઇચ્છાઓ તૃપ્ત કરવી એ યોગ્ય પ્રવૃત્તિઓ છે. જેમ બુદ્ધિ ખીલતી જશે અને હલકા મનોવિકારોને બદલે ઉંચી ભાવનાઓ ઉત્પન્ન થતી જશે તેમ ઇચ્છાઓ પણ ઊંચી અને સૂક્ષ્મ થતી જશે; પણ આખા પ્રવૃત્તિમાર્ગ પર ફળની ઇચ્છા એ ઉદ્યોગ કરવાને માટે જરૂરનો તેમજ નિર્દોષ આશય છે. ફળની ઇચ્છા સિવાય આ સ્થિતિમાં મનુષ્ય તદ્દન સુસ્ત બની જાય અને આગળ વધી પણ ન શકે. ઇચ્છા એ ઉન્નતિક્રમને ઘણીજ મદદ કરે છે, અને તે ઇચ્છાની તૃપ્તિ બીજાને નુકસાન પણ કરી બેસે, અને આ બાબત સમજવા જેટલી શક્તિ જ્યાં મનુષ્યમાં આવી ત્યાં તે ઇચ્છાની તૃપ્તિ એ અયોગ્ય ગણાય; કારણ કે બધા જીવાત્માઓ એકજ પ્રભુના અંશો હોવાથી એકજ જીવનના ભાગીદાર છે, એ એકતાનો સિદ્ધાંત ભૂલીને તે બીજા જીવાત્માને નુકશાન કરે છે અને આ પ્રમાણે તેની ઉન્નતિને ખલેલ પહોંચાડે છે. એકતાનું મૂળ પ્રેમ છે, જે સર્વને ભેગા કરે છે. જૂદા પડેલાનું એક બીજા તરફ ખેંચાણ તે પ્રેમરૂપે પ્રકટ થાય છે. બુદ્ધિપૂર્વક અને સર્વના સુખની ઇચ્છાથી ઉદ્ભવેલા પ્રેમમાંથી સઘળા સદ્‌ગુણો જન્મે છે. કારણ કે, સઘળા સદ્‌ગુણો એ પ્રેમના સ્થાયી, વિશ્વવ્યાપી અમુક રૂપો છે.

તેજ પ્રમાણે ભેદભાવનું મૂળ દ્વેષ છે. તે બધાને જૂદા પાડે છે. જૂદા પડેલા જીવાત્માઓની અલગ થવાની વૃત્તિ તે દ્વેષરૂપે પ્રકટ થાય છે. તે દ્વેષમાંથી સઘળા દુર્ગુણો જન્મે છે. દુર્ગુણો એ દ્વેષના સ્થાયી વિશ્વવ્યાપી અમુક રૂપો છે. પ્રેમ પોતાના પ્રેમપાત્રને વાસ્તે જે કાંઈ કરે છે, તેજ પોતાની શક્તિના પ્રમાણમાં સદ્‌ગુણ સર્વ અર્થિજનોને વાસ્તે કરે છે. દ્વેષ જે રૂપમાં ધિક્કારનાપાત્ર તરફ પ્રકટ થાય છે, તેજ રૂપમાં દુર્ગુણ પોતાના માર્ગમાં વિઘ્ન નાખનાર તરફ પોતાની શક્તિના પ્રમાણમાં પ્રકટ થાય છે. સદ્‌ગુણો અને દુર્ગુણો એ સ્થાયી લાગણીઓ છે. સદ્‌ગુણો એ એકતા જોનારી વિકાસ પામેલી બુદ્ધિથી નિયમિત થયેલી અને દોરવાયેલી સ્થાયી પ્રેમની લાગણીઓ છે. અને દુર્ગુણો એ ભેદભાવ જોનારી પ્રકાશ વગરની બુદ્ધિથી વૃદ્ધિ પામેલી અને મજબુત બનેલી દ્વેષની સ્થાયી લાગણીઓ છે. સદ્‌ગુણો ઉન્નતિ તરફ દોરનારા છે, ત્યારે દુર્ગુણો વિનાશ તરફ લેઇ જનારા છે. કારણ કે પ્રેમ એકત્ર કરે છે; અને દ્વેષ છૂટા પાડે છે. પણ મનુષ્યજાતિના શરૂઆતના પગથીઆમાં વિરોધ અને હરીફાઈ જે દ્વેષના મંદ રૂપાન્તરો છે તે યોગ્ય ગણાતાં હતાં, કારણ કે તેથી બળ, ધૈર્ય અને સહનશક્તિ ખીલતાં હતાં. અને પ્રેમથી લોકો એકત્ર થઇ તેમની પ્રજા બનતી હતી, ત્યારે હરીફાઇથી દરેક પ્રજા તેની હરીફ પ્રજા સામે લડવાને તૈયાર થઇ મજબૂત બનતી હતી. દરેક પ્રજામાં પણ વર્ગ અને વર્ગ વચ્ચે જાત અને જાત વચ્ચે યુદ્ધ ચાલી રહેતું હતું, પણ સાર્વજનિક કલ્યાણના પ્રશ્ન આગળ આ વિરોધ મંદ પડી જતો અથવા શમી જતો હતો. છેવટે પ્રવૃત્તિમાર્ગનું મુખ્ય લક્ષણ જે હરીફાઇ તે સહકારીપણા ( co-operation ) ના રૂપમાં ફેરવાઇ જતી કે જે સહકારીપણું નિવૃત્તિમાર્ગનું મુખ્ય લક્ષણ છે. હજુ ઘણા

પુરૂષો પ્રવૃત્તિમાર્ગપર ચાલનારા છે; પણ તે ચાલનારાઓની સંખ્યા ઓછી થતી જાય છે.

કારણ કે વધારે અને વધારે પ્રમાણમાં જીવાત્માઓ નિવૃત્તિમાર્ગ તરફ વળતા જાય છે. મનુષ્યજાતિના અગ્રેસરો ઉચ્ચભાવનાઓ રચતા જાય છે. અને હાલની ઉચ્ચ ભાવનાઓ મોટે ભાગે પ્રેમ અને સેવાની છે. " પ્રારંભના પગથિયામાં મનુષ્ય પોતાની ઇચ્છાના વિષયરૂપ દરેક પદાર્થને મેળવવા પ્રયત્ન કરે છે, અને બીજાઓ સાથે વિરોધ કરીને પોતાનું વ્યક્તિત્વ રચે છે. બીજા ભાગમાં–નિવૃત્તિમાર્ગમાં પોતાની પાસે જે કાંઇ હોય તે બીજાઓને વ્હેંચી આપવા ઇચ્છે છે, અને પોતાનું વ્યક્તિત્વ સેવા માર્ગમાં અર્પણ કરે છે. વધતો જતો ભેદ-ભાવ એ પ્રવૃત્તિમાર્ગનું લક્ષણ છે. નિરંતર વૃદ્ધિ પામતી એકતા એ નિવૃત્તિમાર્ગનું લક્ષણ છે. આટલા માટે જંગલી સમયના ભયંકર વિગ્રહો અને શત્રુ ઉપરના અયોગ્ય ધસારા કેવળ અશુભ હતા, એમ આપણે ગણીશું નહિ. તે ઉન્નતિક્રમમાં જરૂરનાં પગથિયાં હતાં, અને તે પગથિયાને માટે તે યોગ્ય હતા અને ઇશ્વરી યોજનામાં તેમને પણ સ્થાન હતું. પણ હવે તે દિવસો પુરા થયા છે. વ્યક્તિત્વનું બળ ખીલી નીકળ્યું છે. સમય એવો આવ્યો છે કે જ્યારે જુદા જુદા જીવાત્માઓએ ધીમે ધીમે એક બીજા પ્રતિ પ્રેમથી દોરાવું જોઇએ, અને એકતા માટે પ્રયત્ન કરતી ઇશ્વિરી ઇચ્છાને અનુકૂળ થઇ વર્તવું એ ખરો માર્ગ છે. ઉન્નતિક્રમની હાલની સ્થિતિમાં બુદ્ધિથી દોરવાતો પ્રેમ એકતા તરફ વિશેષ ને વિશેષ લેઈ જાય છે, અને જીવાત્માને એક બીજા તરફ ખેંચે છે. આ એકતાના માર્ગને અનુસરવામાં ખરો માર્ગ રહેલો છે. જે સંપ ઉત્પન્ન કરી એકતા તરફ લેઇ જાય તે ખરૂં, અને જે વિભાગ પાડી છૂટા કરે અને ભેદભાવ ઉત્પન્ન

કરે તે ખોટું–એ નિયમ હાલના ઉન્નતિ ક્રમમાં લાગુ પડે છે.”

આ ઉન્નતિક્રમનો સિદ્ધાંત જે હિંદુ ધર્મને આધારે વર્ણવવામાં આવ્યો છે, તેણે ખરાખોટાનું ઉપર જણાવેલું ધોરણ બતાવ્યા ઉપરાંત જીવનના ચાર આશ્રમો પાડયા છે, કે જેમાં અમુક સદ્‌ગુણો મનુષ્યને શીખવાના હોય છે.

વિદ્યાર્થી અવસ્થા–બ્રહ્મચર્યાશ્રમ–માં બ્રહ્મચર્ય, ઉદ્યમ, કરકસર અને પ્રવૃત્તિ; ગૃહસ્થાશ્રમમાં તે આશ્રમને યોગ્ય સદ્‌ગુણો ઉપરાંત ધન કમાવું અને ઇચ્છાઓની તૃપ્તિ કરવી તે; વાનપ્રસ્થાશ્રમમાં ઐહિક લાભનો ત્યાગ અને પરાર્થે આત્મભોગ; અને સંન્યસ્ત આશ્રમમાં સર્વ પરિત્યાગ, ધ્યાન અને મરણ પછીની સ્થિતિને માટે તૈયારી. ખરા અથવા ખોટાનો નિશ્ચય કરવામાં આ સૂચનાઓ ઘણી ઉપયોગી થઇ પડશે.

ઉન્નતિક્રમપર રચાયેલ નીતિ વિષે જેમ આપણે વધારે વિચાર કરીએ છીએ, અને જેમ આપણે સવિસ્તર તેનો ખ્યાલ લાવીએ છીએ, તેમ આપણને તેનામાં રહેલું ઉંડું તત્ત્વ જણાય છે અને કુદરતના બીજા નિયમોની માફક નીતિનો નિયમ પણ આપણે અવલોકનથી, બુદ્ધિથી અને અનુભવથી જાણીએ છીએ. જો મનુષ્ય અજ્ઞાનતાથી અથવા જ્ઞાનપૂર્વક તે નિયમનો ભંગ કરે કરે છે તો તે દુઃખ ભોગવે છે. મનુષ્ય અજ્ઞાનતાથી સ્થૂલ આરોગ્યવિદ્યાના નિયમનો ભંગ કરે છે, તે છતાં તે નિયમના ભંગના પરિણામરૂપે શારીરિક રોગ તેને સહન કરવો પડશે. તેજ પ્રમાણે અજ્ઞાનતાથી મનુષ્ય નીતિના નિયમનો ભંગ કરે છે તે છતાં નૈતિક રોગથી તેને દુઃખ સહવું પડશે. બન્ને બાબતમાં રોગનું ચિન્હ દુઃખ અને અશાંતિ છે. બન્ને બાબતના અનુભવીઓ આપણને આગળથી ચેતવણી આપે છે

પણ આપણે તે બાબતનું સત્ય કડવા અનુભવથી શીખીએ છીએ આ બાબતમાં ઉતાવળથી કામ સરે તેમ નથી. નિયમ ચોક્કસ છે. જો કોઈ નિયમને અનુકૂળ થઈ વર્તે તો સુખ સાથે તે શીઘ્રતાથી આગળ વધે છે, જો નિયમની વિરૂદ્ધ વર્તે તો દુઃખ અનુભવી ધીમેથી આગળ વધે છે. બન્ને રીતે તે આગળ વધે છે. એક રીતે આનંદપૂર્વક સ્વતંત્ર મનુષ્ય તરીકે તે વધે છે, બીજી રીતે ગુલામ તરીકે ચાબકા ખાઇને આગળ વધે છે. આ સંસારરૂપી શાળામાં જીવનરૂપી વર્ગમાં ભણવાને અરૂચિવાળો હઠીલો મૂર્ખ સુભાગ્યે મરણને શરણ થાય છે, ત્યારે મરણ પછી તેની મૂર્ખાઇનું જ્ઞાન કડવા અનુભવરૂપે તેને મળે છે, અને આ રીતે તે પણ આગળ વધે છે.

દરેક મનુષ્ય જો ઉન્નતિક્રમનો સિદ્ધાંત અને પ્રવૃત્તિ માર્ગ તથા નિવૃત્તિ માર્ગરૂપ તેની બે ક્રમાંના અજમાયેશ માટે સ્વીકારે, અને નૈતિક સિ-સિદ્ધાંતોનો ખુલાસો તે દ્વારા મેળવવા પ્રયત્ન કરે તો ખરૂં શું અને ખોટું એ ગુંચવણ ભરેલા પ્રશ્નનો ઘણોજ બુદ્ધિગમ્ય, ન્યાયપૂર્વક અને વ્યવ-હારોપયોગી ખુલાસો તેને મળી શકશે. આ ઉન્નતિક્રમનો સિદ્ધાંત આગળ જણાવેલા બધા માર્ગોનાં સારાં તત્ત્વો ગ્રહણ કરે છે અને તે તત્ત્વોને બુદ્ધિગમ્ય બનાવેછે. તે મનુષ્યને ખબર પડશે કે નીતિ કેવળ મહાન્ ગુરૂઓના સૂત્રોપરજ આધાર રાખતી નથી,—જો કે તે ગુરૂઓએ તેના અવિચળ નિયમો પ્રતિપાદન કર્યા છે,—તેમજ અંગત અનુભ-વોના પરિણામપર જ આધાર રાખતી નથી, તેમજ મનુષ્યજાતિના મોટા ભાગના સુખના સિદ્ધાંતપર જ ટકી રહેતી નથી, પણ તે વસ્તુમાં પોતાનામાં રહેલી છે કે જે સુખી જીવન અને વ્યવસ્થિત પ્રગતિને વાસ્તે જરૂરની છે. અહીં નીતિ એવા પાયાપર રચાઇ છે કે જે પાયો કદાપિ ડગી શકે નહિ. આમ કરવુંજ જોઇએ એવું

સૂત્ર તે પ્રતિપાદન કરે છે કે જેનો અનાદર કોઈથી થઇ શકે નહિ. જેમ મનુષ્યજાતિ પૂર્ણતા તરફ આગળ વધતી જાય છે, તેમ નીતિની સુંદરતા પ્રકટ થાય છે અને શાશ્વત આનંદ—બ્રહ્માનંદ ભણી તે લેઇ જાય છે, જ્યાં મનુષ્યની ઇચ્છા, પૂર્ણ સ્વતંત્રતા સાથે, દિવ્ય ઇચ્છાને અનુકૂળ થઇ વર્તતી જણાય છે.

(૫)

## સ્વાનુભવ.

જે રીતે આપણે પ્રમાણભૂત વાક્યોને, આંતર્ પ્રેરણા—અંતઃકરણના અવાજને, ઉપયોગિતાને અથવા તો ઉન્નતિક્રમને નીતિના પાયા તરીકે જણાવીએ છીએ, તે રીતે સ્વાનુભવને નીતિના પાયા તરીકે ગણી શકાય નહિ, કારણ કે તે સર્વને માટે નહિ પણ અમુક વ્યક્તિને માટે ઉપયોગી થઇ પડે તેમ છે. ખરા સ્વાનુભવીને માટે તેના અંતર્યામી આત્માના વચનો બહુજ અસરકારક અને સત્તાવાળાં હોય છે, પણ બીજાઓને તો તે તદ્દન અપ્રમાણ ભૂત જણાય છે. તે છતાં સ્વાનુભવીનાં વચનોને ઘણા મનુષ્યો આધારભૂત માને છે, અથવા વિકાસ પામેલા અંતઃકરણની આંતર પ્રેરણારૂપ ગણે છે, અથવા ઘણાજ ઉપયોગી લેખે છે, અથવા અસાધારણ ઉન્નતિના પરિણામરૂપ માને છે, તેથી તે વચનોની કીંમત સમજવી એ નિરર્થક નથી.

સ્વાનુભવ એ સર્વ વ્યાપી પરમાત્મા 'અથવા પ્રભુનો સાક્ષાત્કાર છે. પોતાની અંદર અથવા બાહ્ય પ્રભુને જોવાથી તે સ્વાનુભ મેળવાય છે. અમુક ધર્મમાં રહીને અત્યંત અસાધારણ પ્રેમ અને ભક્તિ વડે, તથા પવિત્ર જીવન વડે તે સ્વાનુભવની સ્થિતિ પ્રાપ્ત થઈ શકે છે; કારણ કે ' જે હૃદયના પવિત્ર છે તેજ પ્રભુને જોઈ શકશે. ' બાહ્ય સાધનમાં પોતાના ઇષ્ટદેવ—શ્રીરામ—શ્રીકૃષ્ણ, શ્રીવન, મહાત્માજીસસ,

અથવા મહમદ સાહેબની પ્રાર્થનાનો તથા લાંબા વખત સુધીના સતત ધ્યાનનો સમાવેશ થાય છે. આ સાધનો વડે ભક્ત પ્રભુની સાથેની પોતાની એકતાની ખુમારીદ્વારા પોતાની દિવ્યતાનો અનુભવ કરી શકે છે. આવા સ્વાનુભવીઓ જગતમાં આધ્યાત્મિકતાનું વાતાવરણ ફેલાવવામાં ઘણાજ ઉપયોગી છે, અને જેઓ તે વાતાવરણના પ્રદેશમાં આવે છે તેમનામાં ધાર્મિક લાગણી ફેલાવામાં તે વાતાવરણ ઘણીજ મદદ કરે છે. ભૂતકાળમાં હિંદુસ્થાનમાં આવા સ્વાનુભવીઓની સંખ્યા મોટી હોવાથી હિંદુસ્થાનને ઘણીજ આધ્યાત્મિક સાહાય્ય, મળતી હતી, હાલમાં પણ થોડે ઘણે અંશે તેવા સ્વાનુભવી દ્વારા હિંદુસ્થાનને લાભ થાય છે. જે લોકો ધ્યાન કરે છે, તે લોકો જણાવે છે કે બીજા દેશો કરતાં હિંદુસ્થાનમાં ધ્યાન કરવું એ વધારે સુગમ પડે છે, અને અતીંદ્રિય આંદોલનો ગ્રહણ કરનારા સઘળા પુરૂષોને હિંદુસ્થાનના વાતાવરણની અમુક ખાસ અસર થાય છે. આ સિવાય પણ આવા સ્વાનુભવીઓ બહુજ કીંમતી પુસ્તકો લખે છે જેમાં આધ્યાત્મિક જીવનની ઉચ્ચ ભાવનાઓ વ્યાપી રહેલી માલૂમ પડે છે. મોટે ભાગે તેઓ બાહ્ય જગતના કામમાં ભાગ લેતા નથી, કારણ કે તેમને તે બીનમહત્વની બાબતો લાગે છે. આ જગત્ ખરાબ છે, એવી તેઓ બુમ પાડવા કરે છે, અને તેઓ જગતને સુધારવાનો નહિ પણ તેનો ત્યાગ કરવાનો ઉપદેશ સતત આપ્યાજ કરે છે. તેવા મનુષ્યો પ્રભુ અને દુનિયાને એક બીજાના વિરોધી ગણે છે; તેઓ જણાવે છે કે 'દુનિયા, શરીર અને સેતાન' એ આધ્યાત્મિક જીવનના ત્રણ મોટા શત્રુઓ છે. પશ્ચિમમાં તો આ વિચાર લગભગ સર્વવ્યાપી જણાય છે. કારણ કે રોમનકેથોલિક પંથમાં એકાંતવાસ એ ધાર્મિક જીવનનું મુખ્ય લક્ષણ છે, અને તે પંથના

સાધુઓ તથા સાધ્વીઓને ' ધર્મિષ્ઠ ' નું નામ આપવામાં આવે છે. કારણ કે ત્યાં વ્યવહાર અને ધર્મનો, એક બીજાના વિરોધી હોય તેમ, ભેદ પાડવામાં આવે છે.

વસ્તુતઃ જ્યાં ભક્ત પ્રભુને પોતાની બહાર શોધે છે, ત્યાં પ્રભુની સાથેની એકતાનો અત્યાનંદ ઉદ્ભવે તે પૂર્વે જે ધ્યાનની જરૂર છે, તે ધ્યાનને વાસ્તે જોઇતા વખત સુધી એકાંતવાસની જરૂર છે. કેથોલિક પંથ સિવાયના પંથમાં કેટલાક એવા પણ સ્વાનુભવીઓ હોય છે કે તેમની અને પ્રભુની એકતા ભાગ્યેજ તેમના પોતાના જાણવામાં આવે છે, અથવા સમજી શકાય છે. દિવ્ય વ્યક્તિ પોતાની સમીપ ઉભી છે, એવું પ્રબળ ભાન થાય છે, પણ તે વ્યક્તિ પોતાનાથી જૂદી છે, એવું ભાન રહે છે. આ સ્થિતિ થયા પછી તે જ્ઞાનપૂર્વક પોતાની ઇચ્છા પ્રભુને સમર્પે છે, અને પોતે પ્રભુની ઇચ્છાનું હથીઆર છે, એમ પોતાને ગણે છે. આ ભાવના સાથે લઇ પોતે પોતાના સંસારવ્યવહારના કાર્યમાં જોડાય છે, પણ આવા સ્વાનુભવીમાં જો પ્રેમની ખામી હોય અને બુદ્ધિની ન્યૂનતા હોય તો તે તદ્દન ઘાતકી અને મતાંધ બનવાનો સંભવ રહે છે. ઓલીવર ક્રોમવેલના પત્રો વાંચનાર દરેક કબુલ કરશેજ કે તે સ્વાનુભવી હતો પણ તે અપૂર્ણ અથવા અર્ધો વિકાસ પામેલો સ્વાનુભવી હતો, અને તેના જીવન ઉપરથીજ લૉર્ડરોઝબરીને કહેવાની ફરજ પડી હતી કે "વ્યવહારમાં જોડાયેલો સ્વાનુભવી એ ભયંકર મનુષ્ય છે." પોતાની પાછળ દિવ્યશક્તિ ઉભેલી છે, એનું સતતભાન હોવાથી તે મનુષ્યનું બળ એટલું બધું હોય છે કે સામાન્ય મનુષ્યો કદાપિ તેની સામે લડીને ફાવી શકે નહિ. પણ ડ્રોઘેડામાં ક્રોમવેલે ચલાવેલી કતલ ઉપ-

રથી એટલું સિદ્ધ થાય છે કે આ ભાનથી તેનામાં નીતિનો પાયો આવે છેજ એમ કહી શકાય નહિ. આવો સ્વાનુભવી ઘણું કરીને અમુક ધર્મનો માનનાર હોવાથી પોતાના ધર્મના પ્રમાણભૂત ગ્રન્થોને પોતાના નૈતિક સિદ્ધાંતરૂપે સ્વીકારે છે અને આ કારણથીજ પોતે ઈશ્વરની વતી તરવાર ચલાવે છે એમ ક્રોમવેલને લાગતું હતું. એમેલકાઇટસની સાથે લડતી વખતે યાહુદી લોકોને પણ તેમજ લાગતું હતું. જે મનુષ્ય પ્રમાણભૂત ગ્રન્થોનેજ પોતાના આધારરૂપ ગણે છે, તે મનુષ્યને થોડા આગળ વધેલા સ્વાનુભવી કરતાં વધારે ગણી શકાય નહિ. જેનામાં તે સ્વાનુભવીનો સ્વભાવ નથી તેના કરતાં તે વિશેષ બળવાન ગણી શકાય.

પ્રભુનો સાક્ષાત્કાર કરનાર સ્વાનુભવીને ધર્મ ગ્રન્થોની જરૂર રહેતી નથી. કારણ કે જે મૂળમાંથી ધર્મગ્રન્થો ઉદ્ભવે છે, તે મૂળના સંબંધમાં તે આવ્યો છે. શ્રીકૃષ્ણ કહે છે કે " જળથી ઉભરાઇ જતા સ્થાનમાં મનુષ્યને તળાવની જરૂર નથી, તેમ પ્રબુદ્ધ થયેલા બ્રાહ્મણને વેદોની જરૂર નથી." જે મનુષ્ય સતત વ્હેતા ઝરાની પાસે એઠેલો છે તેને ટાંકીઓ અને જળાશયોની બીલકુલ જરૂર રહેતી નથી. ધર્માધ્યક્ષ ઈન્જના કથન પ્રમાણે સ્વાનુભવ એ ધર્મનું ઉચ્ચમાં ઉચ્ચ વિજ્ઞાનશાસ્ત્ર છે; કારણ કે તે વિજ્ઞાનશાસ્ત્રની માફક અનુભવ અને પ્રયોગપર આધાર રાખે છે અને પ્રયોગ એ પણ એક પ્રકારનો અનુભવ છે, કે જેનો હેતુ નવી શોધ કરવાનો અથવા શોધેલી વસ્તુની સત્યતા સાબીત કરવાનો હોય છે.

જે પ્રભુને પોતાની બહાર શોધે છે, અને તેની સાથે એકતા પામવા ઇચ્છે છે, એવા સ્વાનુભવીનો વિચાર આપણે કરી ગયા.

એક બીજા પ્રકારનો સ્વાનુભવ છે, જે ઘણોજ રમ્ય અને ઘણોજ અસરકારક છે, અને તે પોતાની અંદર પ્રભુનો સાક્ષાત્કાર કરવા રૂપ છે. અહીં પણ ધ્યાનની જરૂર છે, અને જે મનુષ્ય એકાગ્રતા કરવાની પ્રબળ શક્તિ સાથે જન્મ્યો હોય તેણે પૂર્વ ભવોમાં તે બાબતનો અભ્યાસ કરેલો હોવો જોઇએ. સ્થૂલ જગત્ પર સતત અને સખ્ત પ્રવૃત્તિ થાય તે પહેલાં અભ્યાસ અને એકાંતવાસમાં એક અથવા એક કરતાં વધારે જીંદગીઓ ગાળવી પડે છે. અનુભવ થાય તે પહેલાં શરીર, લાગણીઓ અને મનનો સંયમ થવો જોઇએ; કારણકે જેમાં આંતર્ પ્રભુનું દર્શન થઇ શકે, તે પોતાના ઉંડા સ્વભાવનો ખ્યાલ લાવવો હોય તો શરીર, લાગણીઓ અને મન સંપૂર્ણ શાંત હોવાં જોઇએ. જેવી રીતે હાર્મોનીઅમના બેસૂર અને કઠોર નાદ આગળ વીણાના કોમળ નાદ ડુબી જાય છે, તેમ ઉચ્ચ પ્રદેશનું મધુર સંગીત આ શરીરોના ઘોંઘાટ આગળ ડુબી જાય છે—સંભળાતું નથી. પૂર્ણ શાંતિમાંજ તે શાન્ત નાદ સાંભળી શકાય. ઇન્દ્રિયો અને મનની શાંતિની વચ્ચે આત્માની સત્ય ભવ્યતાનો ખ્યાલ આવે તે પૂર્વે હૃદયની સર્વ વાસનાઓ નાશ પામેલી હોવી જોઇએ. એકાંતતાના અરણ્યમાંજ સૂર્ય પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશે છે, કારણ કે તેના પ્રકાશને અંતરાય કરનારા સઘળા પદાર્થો ત્યાં નાશ પામેલા હોય છે.

જ્યારે ‘ અર્ધ–દેવો ’ નાશ પામે છે, ત્યારે ‘પૂર્ણ દેવ’ ઉદય પામે છે. અંતરમાં પ્રભુ જડે તે પૂર્વે બહાર પ્રભુને શોધવાનો પ્રયત્ન બંધ થવો જોઇએ. જેની વાસનાઓ બળી ગયેલી છે, એવા અભ્યાસીના મુખમાંથી બળતા હૃદયે નીચેના ઉદ્‌ગારો નીકળી પડે

છે કે "મારા પ્રભુ! મારા પ્રભુ! તેં પણ મને કેમ તજી દીધો?" અને ત્યાર પછીજ અંતરમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય છે.

આ જગતમાં મોટી સેવાને માટે જે સ્વાનુભવીઓની જરૂર છે, તે સર્વે આ બધી સ્થિતિઓમાં પસાર થાય છે. આવા મનુષ્યોને એગશોટ નામનો તત્ત્વજ્ઞાની 'ખરેખરા વ્યવહારકુશળ સ્વાનુભવીઓ' તરીકે જણાવે છે. જેઓ પોતાની બહાર પ્રભુને શોધે છે, તેઓ 'ભાવનાત્મક સ્વાનુભવીઓ' કહી શકાય, અને તેઓ ઉપર આપણે વિચારી ગયા તે પ્રમાણે જગતની સેવા કરે છે. પણ બીજા પ્રકારના સ્વાનુભવીઓ જેઓ પ્રભુને અંતરમાં જુએ છે, તેઓ, એગશોટના અભિપ્રાય પ્રમાણે, પોતાના સ્વાનુભવના વિચારોને વ્યાવહારિક શક્તિરૂપે પ્રકટ કરે છે, અને આવા મનુષ્યો આ સ્થૂલ દુનિયામાં જણાયેલી મોટામાં મોટી ભયંકર શક્તિરૂપ છે. અન્યાય, કપટ અને ખોટું જેનો પાયો છે તે સર્વ, જ્યારે આવો સ્વાનુભવી પ્રકટ થાય છે, ત્યારે ધ્રુજવા લાગે છે, કારણ કે ગુપ્ત પ્રભુ પ્રકટ થયો છે, હવે તેના માર્ગમાં કોણ અડચણ નાખી શકે?

આવા સ્વાનુભવીઓ ધર્મનાં બાહ્ય ચિહ્ન કોઇ પણ પ્રકારનાં ધારણ કરતા નથી. તેઓનો ત્યાગ બાહ્ય નહિ પણ આંતર્ છે. બાહ્ય પવિત્રતા બતાવવાનો ડોળ હોતો નથી. જગતથી કોઇ પણ રીતે તે જૂદા પડતા જણાતા નથી. રાજા તરીકે જનક અને રાજદ્વારી યોદ્ધા તરીકે શ્રી કૃષ્ણ આના દૃષ્ટાંતો છે. તેઓ સોનેરી વસ્ત્રો પહેરે કે સાદાં વસ્ત્ર પહેરે એ કાંઇ મહત્ત્વનું નથી. તેઓ ગરીબ હોય કે તાલેવર હોય એ એમને મન હિસાબનું નથી. વિજય અથવા પરાભવ તેમને કાંઈ ગણત્રીમાં હોતો નથી, કારણ કે બાહ્ય પરાભવ તે

વધારે વિજયનો માર્ગ છે, અને વિજય તેમજ પરાભવ તેવા સ્વાનુભવીના સ્વામી નહિ પણ સેવકો છે. તેમના પ્રયત્નોને વિજયજ મળે છે. તે વિજય અત્યારે મળે કે એક સૈકા પછી મળે, તે તેમને સમાન લાગે છે, કારણ કે તેઓ અનંતકાળમાં રહે છે, અને તેઓને મન તો કાળ એ સર્વથા આજનો દિવસ—વર્તમાનકાળ છે. કોઇ પણ વસ્તુના માલીક નહિ હોવા છતાં સર્વ વસ્તુઓ તેમની છે. સર્વ વસ્તુઓ ધારણ કરવા છતાં તેમનું કાંઇ નથી.

તેમના સંબંધી ખોટા ખ્યાલ બાંધવામાં આવે અથવા તેમના વિચારો ખોટા રૂપમાં દર્શાવવામાં આવે તો તેથી તેઓને હાસ્યજ આવે છે, તેઓને કાંઇક મઝા પડે છે, પણ તે છતાં તેઓ પૂર્ણ ક્ષમાશીળ હોય છે. જેઓની સેવા કરવાને તેઓ જીવે છે, તે લોકોનાં ઠુરકીઆં, મ્હેણાં અને નિંદાઓ એ વિશેષ સાબીતી આપે છે કે તેવા મનુષ્યોને વધારે મદદની જરૂર છે, અને જેમના પર અનંતતાની શાંતિ વ્યાપી રહેલી છે, તેવા મનુષ્યોને આવા મૂર્ખ લોકો કેવી રીતે હેરાન કરી શકે ?

આવા સ્વાનુભવીઓ બહારના નિયમોને અનુસરવાને બદલે પોતાના આંતર્ નિયમને અનુસરી વર્તે છે. તે આંતર્ નિયમ બહુ પ્રબળ હોય છે, કારણકે તે તેઓના સ્વભાવનો નિયમ છે. તે બહુ અસરકારક હોય છે, કારણકે તે ઇશ્વરી ઇચ્છાનો અવાજ છે, તે બહુ સખ્ત હોય છે, કારણકે તે પોતા પ્રત્યે દયા કે ક્ષમા કરતો નથી; તે બહુ સર્વવ્યાપી હોય છે, કારણકે આખામાં તે વિભાગનું શું સ્થાન છે, તે સમજી શકે છે.

પણ આવો આંતર્ નિયમ તે સ્વાનુભવી સિવાય બીજાને

પ્રમાણભૂત ગણી શકાય નહિ. તે બીજાને સમજાવે, બીજાને પોતાના વિચારના કરી શકે, બીજાને પ્રોત્સાહન આપે ; પણ તે હક્ક તરીકે બીજાઓ પાસે પોતાનો વિચાર અંગીકાર કરાવી શકે નહિ.જ્યારે બીજાની અંદર રહેલો પ્રભુ તે સ્વાનુભવીનો સંદેશો સાંભળે, અને પોતે જાતે જે ભાવના ઉત્પન્ન કરી શક્યો ન હોત, તે ઉચ્ચ ભાવનારૂપ તે સંદેશાને સ્વીકારે તોજ તે મનુષ્ય સ્વાનુભવીના આંતર્ પ્રભુના અવાજને પ્રમાણભૂત માની શકે. સ્વાનુભવી દીપક તરીકે પ્રકાશે, પણ દરેક મનુષ્યે પોતાની આંખોવડે તે દીપક જોવો જોઇએ. આમાંજ જગતની સહીસલામતી રહેલી છે. 'વ્યવહાર કુશળ સ્વાનુભવી' ગમે તેટલો બળવાન્ હોય તો પણ પોતાની અંદર રહેલા પ્રભુની ખાતર કદાપિ પોતાના જાતિબંધુઓને ગુલામ બનાવવાને ઇચ્છશે નહિ.



# કર્તવ્યનો નિયમ.*

ઉચ્ચ જીવન એટલે શું ? અને તે વ્યક્ત કરવાને કેવું જીવન ગાળવું જોઇએ ? આ બે અગત્યના પ્રશ્ન આજના લેખમાં વિચારવા લેખક ઇચ્છે છે. સામાન્ય રીતે એમ મનાય છે કે જો મનુષ્ય પોતાની ઈંદ્રિયોને કાબુમાં રાખે અને મનને સંયમમાં રાખે તો તે ઉચ્ચ જીવનને વાસ્તે લાયક થયો. આ વાત ખરી છે, પણ ઉચ્ચ જીવનનો તેટલામાંજ સમાવેશ થતો નથી. તે તેના કરતાં કાંઇક વધારે ઉત્કૃષ્ટ અને ભવ્ય સ્થિતિ છે.

* Law of Duty એ લેખને આધારે.

આ બાબતનો વિચાર કરતાં પ્રથમ આપણે ઉચ્ચ અને આધ્યાત્મિક જીવન એટલે શું તે વિચારીએ. જે ચૈતન્ય સર્વત્ર ઐક્ય અનુભવે છે, દરેકમાં એક આત્માને જુએ છે, અને આત્મામાં દરેક વસ્તુને જુએ છે, તેજ ચૈતન્યનું જીવન આધ્યાત્મિક જીવન ગણી શકાય. જે જીવન હજારો બનાવોની અંદર થઈને, માયાની જાળ ભેદીને દરેક બદલાતા આકારમાં પણ એ શાશ્વત તત્ત્વને જુએ છે તેજ આધ્યાત્મિક જીવન છે. **આત્માને જાણવો, આત્માપર પ્રીતિ રાખવી, આત્માનો અનુભવ કરવો એજ ખરી આધ્યાત્મિક વિદ્યા છે.**

આ સિવાયનું સર્વ અજ્ઞાન છે. જો એકવાર આ વ્યાખ્યા બરાબર રીતે આપણા સમજવામાં આવે તો આપણે માયાની આકારોને નહિ પણ તે આકારોની પાછળ રહેલા તત્ત્વને શોધતાં શિખીશું; અને આત્મિક જીવન ગાળવાને જે જે મદદગાર થાય તેવાં ચોક્કસ સાધનોનો આશ્રય અવશ્ય લેઈશું કે જેને લીધે સર્વવ્યાપક ચૈતન્યની સાથે આપણા ચૈતન્યના ઐક્યનો આપણને સાક્ષાત્કાર થશે અને તે વખતે દરેક આકાર આકારને ખાતર નહિ પણ તે આકારની અંદર રહેલા આત્માને ખાતર પ્રિય લાગશે.

"દરેક વસ્તુ આપણને શાથી પ્રિય લાગે છે?" આવો પ્રશ્ન જ્યારે **મૈત્રેયીએ યાજ્ઞવલ્કયને** પૂછ્યો હતો ત્યારે તે ઋષિએ જે જવાબ આપ્યો હતો તે આપણે વિચારીએ. તેમણે કહ્યું હતું કે:—

"પતિ પતિને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પતિ પ્રિય છે. પત્ની પત્નીને ખાતર પ્રિય નથી પણ આત્માને ખાતર પત્ની પ્રિય છે. આ પ્રમાણે દરેક ચીજ, બાળક, પ્રિયજન, મિત્ર,

અને સ્થૂળભુવનની પેલીપારની જીંદગી વગેરે સર્વ બાબતો આત્માને લીધેજ પ્રિય છે. દેવો પણ દેવોને ખાતર પ્રિય નથી; પણ આત્માને ખાતર દેવો પ્રિય છે. " આવું જ્ઞાન તેજ આત્મજ્ઞાન. આવા જ્ઞાન પુર્વકનું જીવન તેજ ઉચ્ચ જીવન.

હવે તે ઉચ્ચ જીવનનો અનુભવ કરવાને કયાં સાધનોનો આશ્રય આપણે લેવો જોઇએ? ઉચ્ચ જીવન ગાળવાને સૌથી અગત્યનું અને સૌથી પ્રથમનું સાધન કર્તવ્યનો નિયમ ( Law of Duty ) છે. અંતઃકરણના આદેશ પ્રમાણે આપણને જે આપણું કર્તવ્ય લાગે-કરવા યોગ્ય કામ લાગે તે કરવાથી અને સત્યમાં અડગ રહેવાથી આપણી આંતર પ્રતિભા ( Intuition ) ખીલવા માંડે છે, અને ઉચ્ચ જીવનનો અનુભવ કરવાને આંપણે આગળ વધતા જઇએ છીએ.

કેટલીકવાર એમ કહેવામાં આવે છે ( અને તે વાત ખરી પણ છે, ) કે જેને અંગ્રેજીમાં ( Conscience ) 'કોન્સ્યન્સ' ( અંતઃકરણ-ઇશ્વરનો-અંતરનો અવાજ ) કહે છે એ શબ્દનો યથાર્થ ભાવસૂચક સંસ્કૃતમાં એક પણ શબ્દ નથી. સંસ્કૃતના વિદ્વાનોના અનુભવ પ્રમાણે 'કોન્સ્યન્સ' એ શબ્દનો બરાબર અર્થ દર્શાવતો શબ્દ નથી એમ આપણે કબુલ રાખીએ, પણ આપણે શબ્દોને શોધતા નથી, પણ વસ્તુઓને શોધીએ છીએ. વળી આપણે એ જોવાનું છે કે પૂર્વના ધાર્મિક પુસ્તક કે સાહિત્ય કરતા બીજા કયા દેશના પુસ્તકોમાં કે સાહિત્યમાં અંતઃકરણના આદેશનો યથાર્થ ચિતાર તમને જડી આવશે? કારણ કે અંતઃકરણ જે ઇશ્વરી અવાજ ( Inner Voice of God ) છે તેના આદેશને માન આપવું અને કર્તવ્ય તરફ માન ભરી લાગણી રાખવી આ બે ભાવ પ્રાચીન

હિંદુસ્થાનના મનુષ્યોમાં તેમજ પ્રાચીન સંસ્કૃત પુસ્તકોમાં આપેલા ઉપદેશ વાક્યોમાં પણ જ્વલંત મૂર્તિરૂપે પ્રકાશી રહેલા છે. એક બે દૃષ્ટાંત ઉપરના વિચારને પુરી રીતે સમર્થન કરી શકશે.

ધર્મિષ્ઠ રાજા યુધિષ્ઠિરનું ચરિત્ર વિચારો. તે યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણે જાતે મૂકેલી કસોટી વખતે એકવાર સત્યથી ચલિત થયા, પણ તે બનાવથી તે સ્વાશ્રયનો પાઠ શિખ્યા, એ વાતને તેમની જીંદગીનો છેલ્લો ભાગ પુરવાર કરે છે. જે પ્રસંગે ઇંદ્રરાજા નીચે આવે છે અને વિમાનમાં બેસી તેમને પોતાની સાથે સ્વર્ગમાં આવવા જણાવે છે તે પ્રસંગનું સ્મરણ કરો. જે નિમકહલાલ કૂતરો મ્હોટા જંગલમાંની ભયંકર મુસાફરીમાં પણ જીવતો રહ્યો હતો તે કૂતરાને આંગળીથી બતાવીને યુધિષ્ઠિરે કહ્યું, “ આ કૂતરાને વાસ્તે મારૂં હૃદય દિલસોજીથી બહુ ઉભરાય છે ” ઇંદ્રે જવાબ આપ્યો, “ સ્વર્ગમાં કૂતરાને વાસ્તે સ્થાન નથી. ” ત્યારે યુધિષ્ઠિરે સ્વર્ગમાં આવવાની ના પાડી. ઇંદ્રે જરી કડક મિજાજ કરી કહ્યું “ તમે તમારા ભાઇઓને જંગલમાં મરવા દીધા, તમે દ્રૌપદીને પણ મરવા દીધી, અને તેનું મુડદું તમને આગળ વધવામાં અડચણરૂપ થયું નહિ. ભાઇઓ અને સ્ત્રીને પાછળ છોડીને આગળ વધનારા તમે આ કૂતરાને વળગી રહેવાનો શું દેખાવ કરો છો ? ”

યુધિષ્ઠિર જે સ્વાશ્રયનો પાઠ શિખ્યા હતા, તેમણે આ વખતે કહ્યું:—**મરણ પામેલા વાસ્તે** આપણે કાંઇ કરી શકીએ નહિ. હું મારા ભાઈઓ કે મારી સ્ત્રી વાસ્તે કાંઇ કરી શક્યો નહિ, કારણ કે તે મરણ પામ્યાં, પણ આતો **જીવતું પ્રાણી** છે; તે મરેલું નથી. બ્રાહ્મણ મારવામાં જેટલું પાપ છે, બ્રાહ્મણના ધનમાલ ને નુકશાન

કરવામાં જેટલું પાપ છે, તેટલુંજ પાપ આશ્રય શોધનાર એક નિરાધારનો ત્યાગ કરવામાં છે. હું એકલો સ્વર્ગમાં જવા માગતો નથી." અને જ્યારે ઇંદ્રની દલીલોથી, અને દેવની યુક્તિઓથી યુધિષ્ઠિર ડગ્યા નહિ ત્યારે તે કૂતરો અદૃશ્ય થયો અને ધર્મની મૂર્તિ તેની જગાએ ખડી થઈ, અને સ્વર્ગમાં આવવાને તેમને આજ્ઞા કરી. **ઇંદ્રની આજ્ઞા કરતાં પણ તે રાજાનું અંતઃકરણ વધારે મજબુત હતું, અમરપણાના લોભથી તે રાજા ધર્મથી પતિત થયો નહિ.** તેમજ તેના અંતઃકરણે બતાવેલા ધર્મના માર્ગની બાબતમાં તે દેવની મધુર વાણીથી પણ અંધ બન્યો નહિ.

મારી સાથે ભૂતકાળમાં પાછળ ચાલો અને એક બીજું પણ આવુંજ ચિત્ર તમારી દૃષ્ટિ સંમુખ જુઓ. દૈત્યોનો રાજા બલિ પરમાત્માને યજ્ઞ અર્પણ કરતો હતો તે પ્રસંગનું ચિત્ર જુઓ. તે વખતે બેડોલ આકૃતિવાળો વામન આવે છે અને તે બલિરાજા પાસે વરદાન માગે છે કે "રાજન્! યજ્ઞની દક્ષિણા તરીકે ત્રણ પગલાં ભરાય તેટલી પૃથ્વી આપો." તે વામનના ત્રણ ટુંકા માં પગલાં મપાય તેટલી પૃથ્વી આપવી એ ખરેખર નજીવી બાબત હતી. તેની માગણી કબુલ કરવામાં આવે છે, અને જુઓ! પહેલુંજ પગલું આખી પૃથ્વીને ઢાંકી દે છે, બીજું પગલું આકાશને ભરી દે છે, હવે ત્રીજું પગલું ક્યાં મુકવું ? પૃથ્વી અને આકાશ તો ઢંકાઈ ગયાં. હવે બાકી શું રહ્યું ? તે ભક્ત અને સત્યપ્રિય રાજા પોતાના મસ્તકપર ત્રીજું પગલું મુકવામાં આવે તે માટે જમીનપર મસ્તક ધરે છે, અને ચારે બાજુએથી ઠપકાના શબ્દો સંભળાય છેઃ "કપટ! કપટ છે!!" "હરિજ તારા નાશને વાસ્તે તને લલચાવે છે; તારા

વચનનો ભંગ કર, અને તારો પોતાનો નાશ થાય એવી રીતે સત્યને અનુસરતો નહિ." જો કે આવા શબ્દો તેના કાને પડે છે છતાં, તે જીંદગીના કે રાજ્યના નુકશાન કરતાં સત્ય, કર્તવ્ય અને અંતઃકરણ-ને વધારે મહત્ત્વનાં ગણે છે અને જરાપણ ડગ્યા વિના જમીનપર પડી રહે છે. એવામાં તેના ગુરૂ જે ગુરૂ કરતાં કોઈ વધારે પૂજ્ય હોઈ શકે નહિ તે આવે છે, અને તેના વચનનો ભંગ કરવા આજ્ઞા કરે છે. પણ જ્યારે તે ગુરૂના શબ્દોને પણ કાને ધરતો નથી ત્યારે ગુરૂ તેને આજ્ઞા નહિ માનવા ખાતર શાપ આપે છે. પણ પછી-જેણે પૃથ્વી અને આકાશ ભરી દીધાં હતાં તે વિષ્ણુ ત્યાં પ્રકટ થાય છે, અને કોયલ જેવા મધુર કંઠથી તે શાંતિમાં આ પ્રમાણે અવાજ સંભળાય છે. "સઘળી બાજુએથી હારેલો અને હેરાન થયેલો, મિત્રોએ નિંદેલો, ગુરૂએ શાપ આપેલો, એવો આ બલિરાજા સત્યને તજી દેશે નહિ." પછી વિષ્ણુ જણાવે છે કે "આ બલિ ભવિષ્યના કલ્પમાં ઇન્દ્ર થશે, દેવોનો રાજા થશે; કારણકે જ્યાં સત્યની ઉપાસના છે, ત્યાંજ સત્તા સોંપી શકાય, તેજ સત્તા જીરવી શકે."

આવા દાખલાઓ અને આના જેવા બીજા અનેક દાખલાઓ-આપણી સંમુખ છતાં "કોન્સ્યન્સ" જેવો એકાદ શબ્દ ન મળે તો તેથી શું થયું? કર્તવ્યની એક નિષ્ઠા અને કર્તવ્યના નિયમનું જ્ઞાન આ વિચાર પ્રાચીન મહાપુરૂષોનાં ચરિત્રો વાંચતાં આપણી આંખ આગળ તરી આવે છે. તેજ ધર્મ છે.

ત્યારે હવે કર્તવ્યના નિયમની વ્યાખ્યા શી છે? જો કે તેનું સ્વરૂપ મૂળતત્ત્વે એક છે, છતાં ઉન્નતિક્રમના જૂદાં જૂદાં પગથિયાં અનુસાર તે બદલાય છે, કર્તવ્યનો નિયમ બધાને સારૂ એક સરખો

હોઇ શકે નહિ. જેમ ઉન્નતિક્રમમાં મનુષ્યો આગળ વધે છે, તેમ નિયમ પણ જૂદું અને ઉચ્ચ પ્રકારનું સ્વરૂપ ગ્રહણ કરતો જાય છે. જે જંગલીનો ધર્મ છે, તે સુધરેલા અથવા કેળવાયેલાનો ધર્મ હોઇ શકે નહિ. જે ગુરૂનો ધર્મ છે તે રાજાનો ધર્મ હોઇ શકે નહિ. જે વેપારીનો ધર્મ છે તે લડવૈયાનો ધર્મ હોઇ શકે નહિ. માટે જ્યારે આપણે ધર્મ, કર્તવ્યના નિયમ સંબંધી અભ્યાસ કરતા હોઇએ ત્યારે ઉન્નતિક્રમની નિસરણીના ક્યા પગથિયે આપણે ઉભેલા છીએ, આપણી આસપાસ—આપણા કર્મને લઇને કેવા સંજોગો મળેલા છે, આપણી પ્રકટ અને ગુપ્ત શક્તિઓ કેટલી છે અને આપણી ખામીઓ શી છે, તેનો અભ્યાસ કરીને આપણે આગળ વધવું જોઇએ. આ રીતે બારીક અભ્યાસ કરવાથી આપણે કર્તવ્યનો નિયમ શોધી કહાડીશું કે જે વડે આપણે આપણાં પગલાં આગળ દોરવી શકીએ. જેઓ ઉન્નતિક્રમના એકજ પગથિયાપર ઉભા હોય, જેઓ એકજ પ્રકારના સંજોગોમાં હોય તેમને વાસ્તે એકજ ધર્મ છે. અને સઘળાઓને માટે કેટલોક સામાન્ય ધર્મ છે. સઘળાને વાસ્તે કર્તવ્યો કરવાનાં કહેલાં છે. જેઓ ઉન્નતિના પ્રવાહ સાથે કામ કરે છે તેમને વાસ્તે મનુમહારાજે જણાવેલી દશ આજ્ઞાઓ ઘણી ઉપયોગી છે. એવી દશ આજ્ઞાઓ ખ્રીસ્ત ધર્મમાં પણ છે, જેને ' Ten Commandments of God " "ઈશ્વરની દશ મહા આજ્ઞાઓ " કહેવામાં આવે છે. બૌદ્ધધર્મમાં તેને દશશીલ કહે છે અને જૈનધર્મમાં દશવિધ યતિ ધર્મ કહે છે. મનુષ્યોએ એક બીજાના સંબંધમાં કેમ વર્તવું તે આ દશ પ્રકારની આજ્ઞાઓથી જાણવામાં આવે છે.

પણ કર્તવ્યના સંબંધમાં કેટલાક એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જેનું સ્વરૂપ વિચારવું એટલું બધું સાદું નથી. જેઓ ઉચ્ચ

જીવન ગાળવાને પ્રયત્ન કરતા હોય તેમને વાસ્તે મોટી અડચણ, તેઓનો અમુક વખતે શો ધર્મ છે, શું કર્ત્તવ્ય છે તે સમજવામાં રહેલી છે.

આપણા અનુભવમાં એવા ઘણા બનાવો દરરોજ બને છે કે જેમાં કર્તવ્યની મારામારી ઉદ્દભવે છે. એક કર્તવ્ય આપણને એક માર્ગ બતાવે છે, ત્યારે બીજું કર્તવ્ય બીજોજ માર્ગ દર્શાવે છે. તે વખતે અર્જુનની કુરૂક્ષેત્રપર જેવી સ્થિતિ થઇ હતી તેવી આપણી પણ આપણી ઉન્નતિના પ્રમાણમાં થાય છે.

જે કર્તવ્ય સાદું છે તેતો અડચણ વેઠીને પણ આપણે બજાવીએ, પણ જ્યાં દર્તવ્યનો માર્ગ ગુંચણભરેલો લાગે છે, જ્યાં આગળ કયું પગલું ભરવું એ બાબતના સંબંધમાં આપણને સૂઝ પડતી નથી, ત્યાં અંધારામાં અચોક્સ માર્ગપર કેમ ચાલવું એ પ્રશ્ન ઉચ્ચજીવનના અભ્યાસીઓને ઘણો અગત્યનો છે, અને તે પ્રશ્ન યથામતિ યથાશકિત ચર્ચવા આ પ્રસ્તુત લેખ લખવામાં આવ્યો છે.

મન, શરીર, અને વાસના, જેનો ‘ હું ’ બને છે, તે ઘણીવાર આપણને અવળે માર્ગે દોરી જાય છે, અને તેથી ઘણીવાર કર્તવ્યનો માર્ગ ભૂલી આપણે ઇચ્છાના માર્ગે ચાલીએ છીએ. હુંપણા અને કર્તવ્ય વચ્ચેની મારામારી ઘણીવાર અસહ્ય થાય છે, અને બેમાંથી કોનો અવાજ આપણને દોરવે છે તે જાણવું તે પણ કેટલીકવાર મુશ્કેલ હોય છે.

આવે સમયે હૃદયરૂપી મંદિરમાં શાન્તિથી પ્રવેશ કરવો તેના કરતાં વધારે સહીસલામતી ભર્યો માર્ગ બીજો એક પણ નથી. તે

હૃદય મંદિરમાંથી આપણે આપણી અંગત ( Personal ) ઇચ્છાઓને દૂર કરવી જોઇએ. હું તે મન, લાગણી કે શરીર નહિ પણ પરમાત્મા સ્વરૂપી છું, અને એ સર્વનો નિયંતા છું, એવું ભાન રાખી દરેક સવાલને વધારે વિશાલ અને વધારે નિર્મળ સ્વરૂપમાં વિચારવો જોઇએ; તેમજ આપણે આપણા ઇષ્ટ ગુરૂદેવને પ્રાર્થના કરવી જોઇએ કે તે આપણને સીધે માર્ગે દોરવે. પ્રાર્થનાથી, આત્મનિરીક્ષણથી અને મનનથી જે પ્રકાશ મળે તે પ્રકાશ વડે આપણને જે કર્તવ્યનો માર્ગ લાગે તે માર્ગ અંગીકાર કરવો જોઇએ. ચોખી રીતે જોવાનો પ્રયત્ન કર્યા પછી, અંતઃકરણની પ્રેરણા પ્રમાણે કર્તવ્ય સમજવાને શ્રમ લીધા પછી પણ જો કદાપિ ભૂલ થાય તો આપણે માનવું કે આપણી ઉન્નતિને માટે જે પાઠ શિખવો જરૂરનો હતો, તે શિખવાને તે ભૂલ ઘણી જરૂરની હતી. કદાચ ધર્મનો-કર્તવ્યનો માર્ગ ગ્રહણ કરવા જતાં ઇચ્છાથી પણ દોરવાયા હોઇએ, અને આપણે કર્તવ્યના માર્ગે ચાલીએ છીએ, એમ ધારતા હોઇએ, ત્યારે પણ પાછળ અંગત ઇચ્છા—અહંકાર આપણને દોરવતો હોય તો ભૂલ થવાનો સંભવ છે, પણ સત્ય જોવાનો અને સત્ય પ્રમાણે કર્તવ્યનો માર્ગ અંગીકાર કરવાનો આપણે પ્રયત્ન કર્યો છે, તો તે ભુલ અવશ્ય સુધરશે; અંતઃકરણના આદેશ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવા છતાં પણ ભૂલ થાય તો નિરાશ શા સારૂ થવું જોઇએ ? સત્ય પ્રમાણે ચાલવા જતાં અજ્ઞાનતાને લીધે કદાપિ ભૂલ થઇ તો તે ભૂલને લીધે જે દુ:ખ આવે તે સહન કરવું જોઇએ, કારણકે દુ:ખ આપણી જ્ઞાનચક્ષુ પર આવેલું પડલ દૂર કરે છે. કારણકે " Miseries are blessings of God in disguise" દુ:ખો એ ઇશ્વરના છુપા આશીર્વાદો છે.

પણ જો આપણે કાયર થઇ, અમુક બાબતના નિશ્ચયપર આવવાની જોખમદારીથી ડરીને, અંતઃકરણના અવાજ તરફ અભાવ કરીને, બીજો કોઇ આપણને જે સરળ માર્ગ બતાવતો હોય, અને જે આપણને ખોટો લાગતો હોય તે માર્ગે જો આપણા અંતઃકરણ વિરૂદ્ધ વર્તીએ તો તેનું શું પરિણામ આવે છે? આમ કરવાથી અંતઃકરણનો અવાજ મંદ પડી જાય છે, અને આપણે ઉચ્ચ નહિ પણ હલકો માર્ગ ગ્રહણ કર્યો છે. અને બીજાએ બતાવેલો માર્ગ એ માર્ગમાં વધારે સારો હોય, છતાં જો આપણું અંતઃકરણ ના પાડતું હોય તો જે આપણને ખરૂં લાગતું હતું તે પ્રમાણે નહિ વર્તવામાં આપણેજ આપણા ઉન્નતિક્રમમાં વિઘ્ન નાંખીએ છીએ. અમુક કર્તવ્યનો માર્ગ છે, એમ સમજી ભૂલથી અહંકારના માર્ગે પ્રવર્તીએ અને તેથી જે અશુભ પરિણામ આવે તેના કરતાં અંતઃકરણના આદેશ વિરૂદ્ધ એક પણ કામ કરવાથી હજારગણું અશુભ પરિણામ આવે છે. બીજાની સૂચના કે આજ્ઞા પ્રમાણે ચાલીને જે તમારા અંતઃકરણથી ખોટું લાગતું હોય, તે પ્રમાણે વર્તો તો તમારી સત્યાસત્ય પારખવાની વિવેક શક્તિ જડ થતી જાય છે અને તમારો અંતરપ્રતિભાનો પ્રકાશ ધીમે ધીમે ઓલવાઇ જશે અને તમારે કેવળ અંધકારમાં ફાંફાં મારવાં પડશે. જો તમારી આવી સ્થિતિ થઇ તો પ્રકાશ અને અંધકાર, દૈવી અને આસુરી શક્તિઓ, દેવ અને અસુર વચ્ચેનો ભેદ કેવી રીતે પારખી શકશો? તમારા ઉચ્ચ જીવન ગાળવાના એકના એક સાધનનો આ રીતે જો તમે તમારી મેળે નાશ કરી દેશો તો પછી કયા સાધનનો તમે આશ્રય લઇ શકશો? માટે બીજો તમને જે કર્તવ્ય ધર્મ બતાવે તે પ્રમાણે નહિ પણ તમારા અંતઃકરણના આદેશથી જે તમારા કર્તવ્યરૂપ લાગે તે પ્રમાણે વર્તો. આજ

હેતુથી શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્‌ગીતામાં લખ્યું છે કે:—

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

સ્વધર્મમાં-પોતાના કર્તવ્યમાં-પોતાનેજ કરવા યોગ્ય હોય તે કામ બજાવતાં મરણ થાય તે પણ ઇષ્ટ છે,પણ બીજાનો માર્ગ સુંદર હોવા છતાં ભય ભરેલો છે, કારણ કે તેથી આપણી ઉન્નતિ થવાની નથી. આ શ્લોક બીજા ધર્મોની નિંદારૂપ નથી, પણ, સ્વકર્તવ્ય શું છે તે સમજી મનુષ્યો તદનુસાર વર્તે તે પ્રતિબોધવાને માટે છે.

ઉચ્ચ જીવનનો માર્ગ ઉપર જણાવ્યું તેમ સરળ નથી. ઘણીવાર પ્રયત્ન કર્યા પછી અને અનેકવાર પરાભવ પામ્યા પછી સત્ય માર્ગ આપણને જડે છે. સતત ઉદ્યોગ સિવાય કર્તવ્યનો માગ જડતો નથી. જો આપણી સત્ય જાણવાની તીવ્ર જીજ્ઞાસા હશે તો ગમે તેટલાં વિઘ્નો આપણા માર્ગમાં આવશે, છતાં આપણને તે જડશેજ.

Think truth, speak truth, act truth. Then only you shall acquire the power to know truth when you see it with a swift intuition which is above all reason.

અર્થ:—સત્ય વિચારો, સત્ય બોલો અને સત્ય આચરો. આ રીતેજ તમે સત્ય જાણવાની શક્તિ મેળવશો અને બુદ્ધિની પણ પેલી પાર રહેલી આંતરપ્રતિભા ( Intuition ) વડે સત્યને જોતાંજ તમે તે ઓળખી શકશો.

ઉચ્ચ જીવન ગાળવામાં આપણા કરતાં આત્મવિદ્યામાં આગળ વધેલા પુરૂષોનો સંગ કરવો એ પણ બીજું અગત્યનું સાધન છે.

પણ તેઓ અધ્યાત્મવિદ્યામાં ( Spirituality ) ખરેખર આગળ વધેલા છે તે બાબતમાં આપણી ભૂલ ન થાય તે માટે ખરા આત્મજ્ઞપુરૂષનાં લક્ષણો અને ચિન્હો આપણે જાણવાં જોઇએ.

જે ગુણો મેળવવાને આપણે પ્રયત્ન કરતા હોઇએ, તે ગુણો જેનામાં પૂર્ણપણે વિકાસ પામ્યા હોય, જે કામ આપણે અપૂર્ણ રીતે કરતા હોઇએ, તે કામ જે સંપૂર્ણ રીતે કરી શકે, અને જે આપણી ઉચ્ચભાવનાના આદર્શરૂપ હોય તે આપણો નાયક ( Guide ) ગુરૂ અને મદદગાર થવાને લાયક છે. જે ખરો આત્મજ્ઞ છે, તેનું જીવન કેવા પ્રકારનું હોવું જોઇએ તે સંબંધમાં કાંઇક વિચાર આપણે કરીએ.

આપણી આસપાસ ઉન્નતિને વાસ્તે, પ્રકાશને વાસ્તે, ફાંફાં મારતાં અનેક સ્ત્રી પુરૂષો નજરે પડે છે. તેમની તરફ આપણે કેટલીક ફરજો બજાવવાની છે. આ જગતની વ્યવસ્થા આકસ્માતિક-નિયમ વિનાની—નથી. વિશ્વનું ચક્ર અમુક નિયમાનુસાર ચાલે છે. આપણા સંબંધમાં જે જે પુરૂષો આવે છે, તે નિષ્કારણ આવતા નથી; માટે તે પુરૂષો પ્રતિ આપણે કેટલીક ફરજો બજાવવાની છે. જો કે દરેક પુરૂષના સંબંધે જૂદીજૂદી ફરજો બજાવવાની છે, છતાં તેના આપણે સામાન્ય રીતે ત્રણ વિભાગ પાડી શકીએ. જે આપણા કરતાં જ્ઞાનમાં, ગુણમાં અને બીજી કોઇ રીતે આગળ વધેલા હોય તેમના તરફ પૂજ્ય બુદ્ધિ દર્શાવવી અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. જે આપણી સમાન કક્ષામાં હોય તેમના પ્રતિ નમ્ર અને પ્રેમાળ થવું અને તેમને મદદગાર થવું, અને આપણાં કરતાં ઉતરતા મનુષ્યો તથા પશુઓ વગેરે તરફ દયા અને દિલસોજી બતાવવી

જોઇએ. આ સર્વ સામાન્ય કર્તવ્યો છે. ઉચ્ચજીવનના અભ્યાસકે આ કર્તવ્યમાં તો જરાપણ ચૂકવું નહિ; કારણ કે જે આવી સામાન્ય ફરજો પણ બજાવી શકતો નથી, તે આત્મમાર્ગને વાસ્તે અનધિકારી છે.

આપણે જ્યારે કુટુંબને લગતી, સમાજને લગતી, આપણા સંજોગોને લીધે ઉત્પન્ન થયેલી ફરજો બજાવી રહીએ ત્યારે પણ એક ઉચ્ચ પ્રકારની ફરજ અદા કરવાની રહે છે, કારણકે તે ફરજ બજાવ્યાથીજ આપણા માર્ગ ઉપર પ્રકાશ પડશે, અને આત્મવિદ્યાના વિકટ માર્ગમાં કેટલેક અંશે સરલતા થશે.

જો કોઇ માણસ આપણા સંબંધમાં આવે તો તે આપણા સંબંધથી વધારે સારો મનુષ્ય થાય, એ બાબત આપણે કાળજી રાખવી જોઇએ. જો કોઇ અજ્ઞાની મનુષ્ય આપણા સમાગમમાં આવે અને આપણામાં જ્ઞાન હોય તો આપણા જ્ઞાનને લીધે તેના જ્ઞાનમાં કાંઇપણ વધારો થવો જોઇએ. જો કોઇ દુઃખી માણસ આપણા સંસર્ગનો લાભ મેળવે તો આપણી દિલસોજીથી કોઈપણ અંશે તેનું દુઃખ ઓછું થાય તેમાંજ આપણા સંસર્ગનું ફળ છે. જો કોઇ નિરાધાર મનુષ્ય આપણી સંગતિ શોધતો આવે અને જો આપણામાં બળ હોય તો આપણા બળને લીધે તેનું દુઃખ ઓછું થવું જોઇએ, એમાં આપણી સંગતિની સાર્થકતા છે. દરેક સ્થળે આપણે વધારે માયાળુ, નમ્ર અને દિલસોજીવાળા થવું જોઇએ છે. આપણે સખ્ત થઈને બીજાઓને ગુંચવણમાં નાખવા એ આપણું કર્તવ્ય નથી; જગતના દુઃખનો પાર નથી, તો ખરા આત્મજ્ઞાનની ઇચ્છાવાળા મનુષ્યે શાંતિ અને દિલસોજીનું મધ્યબિન્દુ બનવું જોઇએ.

આપણે પ્રકાશરૂપ થવું જોઇએ કે જેથી આપણા સંસર્ગમાં આવતા મનુષ્યો તે પ્રકાશને લીધે સહીસલામતીથી પોતાના કર્તવ્યમાં ચાલી શકે. આપણી બીજાના પર કેવી અસર થાય છે, તેમાંજ ખરી અધ્યાત્મવિદ્યા સમાયેલી છે અને આપણે જગતમાં વસીએ છીએ, તેથી જગત્ વધારે શુદ્ધ અને વધારે ઉચ્ચ ભાવનાવાળું થાય એ આપણે જોવાનું છે.

આપણો જન્મજ બીજાને મદદ કરવાને, બીજાને આગળ વધારવાને અને બીજાની ઉન્નતિમાં સહાય કરવાને છે, એવો આદર્શ હૃદય આગળ રાખી આત્મજ્ઞાનના અભ્યાસકે દરરોજ જીવન વ્યવહારમાં વર્તવું જોઇએ. આ માર્ગમાં જો કાંઈપણ અડચણ હોય તો તેનું ઉદ્દ્ભવસ્થાન આપણે પોતેજ છીએ. તમારા બંધુઓને મદદ કરો, પણ તેમની અજ્ઞાનતા ખાતર, તેમની નિર્બળતા ખાતર, તેમની અશુદ્ધિ ખાતર તેમની તરફ સખ્ત થતાં ના. તેઓ જ્યારે પડે—આખડે ત્યારે તેમને ઉભા થવામાં મદદ કરો. યાદ રાખવું જોઇએ કે આપણે જ્યાં ઉભા છીએ ત્યાંથી કદાચ પડી પણ જઈએ અને આપણને પણ ઉભા થવામાં બીજાની મદદ જરૂર પડે.

દરેક ધર્મપુસ્તકમાં કહ્યું છે કે વિશ્વની વ્યવસ્થા અનંતશક્તિ અને અનંત પ્રેમવાળી સત્તાના હાથમાં છે. માટે ખરો આત્મજ્ઞાની અત્યંત પ્રેમાળ હોવો જોઇએ. આખું વિશ્વ જે પ્રેમસાગરમાં સ્નાન કરે છે તે સાગરમાંનું એકાદ પ્રેમનું બિન્દુ પણ આપણે આપણી શક્તિના પ્રમાણમાં બીજાને આપવા તત્પર રહેવું જોઇએ. તમારા જાતિબંધુને તમે મદદ કરો તેમાં કદાપિ ભૂલ થવાનો સંભવ છેજ નહિ.

આનું નામજ ખરૂં આત્મજ્ઞાન. આ રીતે આપણે જે વિષ-

યથી આ લેખનો પ્રારંભ કર્યો હતો તે મૂળ વિષયપર આપીએ છીએ. જ્યારે સર્વમાં એક આત્મા જોતાં શીખીએ ત્યારેજ આપણી ભાવના ઉપર પ્રમાણે થાય છે. આત્મજ્ઞાનીનું જીવન પરોપકાર કરતાં પણ વધારે ઉચ્ચ હોવું જોઇએ. જે સર્વમાં પ્રાણ છે, જે સર્વ જીવે છે, તેની સાથે ઐક્ય અનુભવતાં તેણે શિખવું જોઇએ. જ્યાં સર્વ એક છે, ત્યાં ભેદભાવ હોઇ શકેજ નહિ. અને ઉપાધિ તરફ દૃષ્ટિ કરતાં ભેદ દેખાય છતાં તે ઉપાધિની પાછળ રહેલી આત્મજ્યોતિ તો એકજ છે.

ઉચ્ચજીવનનું રહસ્ય બહુ વિકટ છે, અને તે પ્રમાણે ચાલવું તેથી પણ વિકટ છે; છતાં જો આ ઉચ્ચ ભાવના આપણને તે તરફ ચાલવાને પ્રેરણા કરતી હોય તો આપણા જીવન વ્યવહારમાં નાની બાબતોમાં પણ આપણે તદનુસાર વર્તવા પ્રવૃત્ત થવું જોઇએ.

દૃઢ નિશ્ચય કરો, અને મનમાં જરાપણ ભય રાખતા નહિ. કદાપિ તમે પડો, આખડો, ફરીથી ચડો, છતાં જો તમારો આ માર્ગે ચાલવાનો દૃઢ નિશ્ચય હશે તો ઘણી જલદીથી શાન્તિનુ સ્થળ તમે પ્રાપ્ત કરી શકશો.

આત્માની શક્તિ અનંત છે, અને જો એકવાર આપણો અંતરાત્મા આ માર્ગે ચાલવાનો દૃઢ નિશ્ચય કરે તો સઘળી અડચણો સ્વયમેવ દૂર થશે અને અનંત શાંતિ સ્વયમેવ આવી મળશે. ઉચ્ચ જીવનના ફળરૂપે એ શાંતિ આખા વિશ્વને હો એવી ભાવના સહિત આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

---

# શાન્તિનું સ્થળ.*

સંસારની ધાંધલમાં, કામકાજની ઉતાવળમાં તથા મનને વિક્ષોભ પમાડે એવી પ્રવૃત્તિઓમાં, મનુષ્યજાતિનો ઘણો ભાગ મગ્ન થયેલ છે એવી ફર્યાદ આપણે ચારે બાજુએથી સાંભળીએ છીએ. 'મ્હને જરા પણ અવકાશ નથી' એ બ્હાનું લોકમાં સામાન્ય થઇ પડયું છે. હાલમાં લોકો મ્હોટે ભાગે ઉપલકીયા જ્ઞાનથી સંતુષ્ટ છે; દાખલા તરીકે, કોઇ પણ પુસ્તક વાંચવાની ગરજ, તે ઉપર આપેલા અભિપ્રાય વાંચવાથી સરતી હોય એમ તેઓને લાગે છે; રાજ્યનીતિ સંબંધી લેખો વાંચવાનું કામ વર્તમાનપત્રોમાં તે સંબંધી ચર્ચાતા આર્ટીકલો વાંચી તેઓ ચલાવી લે છે, અને કોઇ પણ અગત્યની શોધ કરવાની બાબતો સંબંધીનું જ્ઞાન તે વિષય ઉપર કોઇએ આપેલા ભાષણથી મેળવી લે છે. આ પ્રમાણે સ્ત્રી અને પુરૂષોનાં મન જીંદગીની ઉપર ટપકેની અને બ્હારથી ભપકો આપનારી ચીજો તરફ વધારે ને વધારે ખેંચાય છે. વ્યાપારમાં સહેજ વધારે ફતેહ મેળવવા માટે, જનસમાજમાં જરા ઉંચી પદવી અથવા માન પામવા માટે, અથવા રાજ્ય કારભાર કે વિદ્યાના વિષયમાં ક્ષણવાર પ્રતિષ્ઠા મેળવવા સારૂ મનુષ્ય અને સ્ત્રીઓ વલખાં મારે છે અને પ્રયત્ન કરે છે. આરંભેલા કાર્યનું પરિણામ શીઘ્ર આવવું જોઇએ. નહિ તો તે કાર્ય કરનાર નિષ્ફળ નીવડેલો ગણવામાં આવે છે. જરા વધારે શ્રમ લેવાથી ઇચ્છિત વસ્તુ લોકની પ્રશંસા અને તાળીઓ વચ્ચે મળે તે વાસ્તે સઘળો પ્રયત્ન કરવામાં આવે છે. આખી જીંદગી સુધી ખંતથી

*"Place of Peace" નો અનુવાદ.

અને એકાગ્રતાથી શ્રમ કરી મેળવેલી ચારિત્રપ્રતિષ્ઠા; જે કાર્યનું ફળ મળે તે પ્હેલાં તો તે કાર્ય કરનાર મરણના દરવાજામાં થઇ પસાર થયેલો હોય તેવું જીવનપર્યંત મહેનત કરી કરેલું કાર્ય; કોઇ પણ પ્રકારની ઉચ્ચભાવના જે તરફ સાધારણ મનુષ્યોનું લક્ષ ખેંચાતું નથી અને જે એક ભવમાં પ્રાપ્ત થઇ શકતી નથી તેવી ભાવના અનુભવવાનો દૃઢ નિશ્ચય; આવી બાબતોને સામાન્ય મનુષ્ય વર્ગ હશી કાઢે છે અને તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરેનારની તરફ ઇર્ષ્યા તથા શંકાની નજરથી જુએ છે. આજના જમાનાના લોકોની વૃત્તિનો ખ્યાલ એક ચીનના તત્ત્વવેત્તાના શબ્દોથી સારી રીતે આવી શકે "He looks at an egg and expects to hear it crow" અર્થાત્ "ઇંડાને જોતાં વારજ તેને કાકા અવાજ કરતું સાંભળવાની ઇચ્છા રાખે છે." કુદરતનો પ્રવાહ ધીમે ધીમે આગળ ચાલે છે. અને ઉતાવળથી કરેલું કાર્ય સંગીનપણામાં કાચું હોય છે એ વાત આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ.

આ જગતના "ઢીંગલા ઢીંગલીના નાચ" માં જ કાંઇ મનુષ્યની જીંદગીનું સાર્થક આવી રહેલું નથી તેવો વિચાર કરનાર પણ કેટલાક મનુષ્ય આપણને મળી આવે છે. તેવા મનુષ્યોના હૃદયમાં ધીમો પણ અસરકારક અવાજ આ પ્રમાણે નીકળે છે; "દુનિયાની ક્ષણભંગુર વસ્તુઓ મેળવવા માટે થતી આ સઘળી ધમાલ અને મારામારી એ કેવળ પડદા ઉપર 'મેજીકલેન્ટર્ન' થી પાડેલાં પુતળાં બરોબર છે." સાંસારિક ફતેહો, વ્યાપારની સારી કમાણી, લોક વખાણ, આખરે તો ઘણાજ તકલીદી વસ્તુઓ છે અને જોરભેર વ્હેતી નદીના પ્રવાહમાં એક ક્ષણે ઉત્પન્ન થઇ બીજી ક્ષણે નાશ પામતા પાણીના પરપોટા સમાન છે એની પક્કી ખાત્રી તેમના હૃદયમાં થયેલી

હોય છે. અને તેને વાસ્તે જે હરીફાઇ, ઇર્ષ્યા અને મનની આકુળ વ્યાકુળતા થાય છે તે તદ્દન નિરર્થક છે.

જો જીંદગીનું સ્વરૂપજ આવું હોય તો પછી જીવનમાં કાંઇપણ ઉત્તમ રહસ્ય રહેલું નથી ? શું એવો એક પણ શું ઉત્તમ સિદ્ધાંત નથી કે જે કહેતાં વારજ સમજવામાં આવે ? શું એવો એક પણ ખજાનો નથી કે જે ચારે બાજુએ વેરાયેલો માલુમ પડે ? આવા પ્રશ્નો સ્વાભાવિકરીતે મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે.

દરેક સ્ત્રી પુરૂષના પોતાના અનુભવની પેલી પાર ગયા સિવાય પણ તે પ્રશ્નોનો ખુલાસો મળી શકે તેમ છે અને તે ઉત્તરની અંદરજ ઉંડું સત્ય સમાયલું માલુમ પડશે. એકાદ વસ્તીવાળા શહેરની ધોંધાટવાળી અને મનને ક્ષોભ પમાડનારી જીંદગીમાં સામાજીક કુતેહના ક્ષણભંગુર સુખ માટે પ્રયત્ન કરવામાં, હલકી અભિલાષા—આશાઓની આતુરતામાં, નજીવી નિરાશાઓના સંતાપમાં, આપણા સરખાજ સ્વાર્થી બીજા પુરૂષો સાથે સ્વાર્થની ખાતર કલેશ ઉત્પન્ન કરવામાં એક અઠવાડીયું અથવા માસ ગાળ્યા પછી તે ગરબડ અને કલબલાટવાળા ગીચ શહેરમાંથી ઘણે દુર જ્યાં આગલી રાતના વર્ષાદનું એકઠું થએલું પાણી ધોધબંધ વહે છે, ઝીંણુ સસલાના ચાલવાથી સુકાંપાંદડાંનો ખણખણાટ અવાજ નીકળે છે, બરૂના છોડવામાંથી પસાર થતી મરઘીને લીધે ઝરામાંથી નીકળતો સણસણાટ અવાજ સંભળાય છે, કિનારાપરના કાંકરા સાથે અથડાવાથી પાણીમાંથી ધુધવાટ કરતો અવાજ શ્રવણ ગોચર થાય છે, ઘાસની ઝાડીમાં ઉડતાં પતંગીઆઓ ગણગણાટ કરી રહ્યા છે, અને છાયા નીચે પાણીના ખાબોચીઆમાં આવેલી માછલીઓ ફડફડાટ કરી મુકે છે; જ્યાં આવા કુદરતની શાંતિમાં ઓરજ પ્રકારનો વધારો કરનારા નાદ ચારે

બાજુએથી નીકળે છે અને કોઇ પણ રીતે સર્વત્ર પ્રસરી રહેલી કુદરતની શાંતિમાં વિઘ્ન કરતા નથી; ત્યાં પર્વતમાં આવેલી એકાંત વાસવાળી શાંત જગામાં અથવા પવિત્ર તીર્થમાં આપણે જઇએ તો તેવા મનુષ્યોથી દૂર આવેલા સ્થળમાં કુદરતના અસરકારક સ્પર્શથી મન શાંત થઇ જાય છે. આવા સર્વ બાજુએ પ્રસરી રહેલા શાંતિના વાતાવરણમાં, શહેરના ધંધારોજગાર તથા સ્વાર્થી મારામારને લીધે ઉત્પન્ન થતાં કલકલાટ, ખીજવાટ, અને મૂર્ખતા કેવા સ્વરૂપમાં આપણી આગળ ખડા થાય છે? તે સમયે આપણને લાગે છે કે એક નાની બાબતમાં આપણે જીત્યા હોઇએ કે હાર ખાધી હોય તો તેથી શું થયું? આપણી કોઇએ પ્રશંસા કરી હોય કે કોઇએ આપણી નિંદા કરી હોય તો તેમાં શું થયું? તે જીંદગીના પાણીના વમળથી અને જોરભેર ઉછળતા કલ્લોલથી દૂર જવાથી આંતર દૃષ્ટિ ક્ષણવાર ખુલે છે અને આપણને સહજ ભાન થાય છે કે બહારની કંટાળા ભરેલી અને સ્વાર્થી જીંદગીને અંતરની ખરી અને શુદ્ધ માગ ભણી દોરનારી જીંદગી સાથે ઘણોજ થોડો સંબંધ છે.

જગ્યાની માફક કાળમાં પણ દુર જવાથી જીંદગીના સુખ દુઃખનો યથાર્થ ખ્યાલ મેળવવા માટે આપણને પ્રસંગ મળે છે. સુખો, આશાઓ, કસોટીઓ, નિરાશાઓ જે સમયે આવી પડયા હતા તે સમયને દશ વર્ષ વીતી ગયા પછી તે બાબતો સંબંધી વિચાર કરીશું તો તે નજીવી બાબતોને આપણે તે સમયે એટલું બધું ગંભીર રૂપ કેમ આપ્યું હતું તે વિષે આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહિ. આ પ્રમાણે કાળ વીત્યા પછી જીંદગીના ભારેમાં ભારે સંકટો, આફતો પણ, સૂક્ષ્મ વિચાર કરતાં, આપણને વિચિત્ર રીતે અસત્ય ભાસે છે.

એક સમય એવો હતો કે જ્યારે આપણું જીવન બીજાના જી-વન સાથે જોડાઇ ગયેલું હતું, અને તે વખતે જીવનમાં જે કાંઇ આ-નંદદાયક હતું તે સર્વ તેમાં આવી વસ્યું હતું. જ્યારે તે પ્રેમપાત્ર નાશ પામ્યું ત્યારે આપણને લાગ્યું કે જીંદગી હવે નિષ્પ્રયોજન થઇ, હૃદયના ચુરેચુરા થઇ ગયા અને હવે જીવન અને મૃત્યુ સમાન છે. પણ વખત જતાં તે કારી ઘા રૂઝાયો અને આપણી જીંદગીમાં આ-નંદ આપનારાં નવાં પુષ્પો ખીલી નીકળ્યાં, અને અત્યારે તે જીંદગીના ચુરેચુરા કરનાર પ્રસંગ વિષે જરા પણ દિલગીર થયા શિવાય આ-પણે વિચાર કરી શકીએ. અથવા એક અપ્રિય—કટુ શબ્દ બોલી મિત્રતા તોડી હોય; દશ વર્ષ વીત્યા પછી તે સમયનો વિચાર કરીએ તો તે વખતનો આપણો ક્રોધ અને ગુસ્સો તદ્દન મૂર્ખાઇ ભરેલાં હતાં એમ જણાયા વિના નહિ રહે.

અથવા અતિશ્રમ લેઈ મેળવેલી ફતેહથી આપણે આનંદની રેલમાં તણાયા હોઇએ; પણ જીંદગીના ચિત્રમાં તે ફતેહની ખરી સ્થિતિ શી છે તેનો અત્યારે શાંત મને વિચાર કરીએ તો તે ફતેહ કેવી સાધારણ હતી અને આપણે તેના સંબંધી કેવી અતિશયોક્તિથી વિચાર કર્યો હતો તે સઘળું નજર આગળ ભરી આવશે. તે સમયે તે બનાવે આપણું માનસિક આકાશ ભરી નાખ્યું હતું, પણ હાલ તેનો તે બનાવ એક બિંદુ રૂપે ભાસે છે.

જગ્યાથી તેમજ કાળથી દુર જઇએ અને આપણે પૂર્વ કાળની ફતેહો તથા નિરાશાઓ વિષે વિચાર કરીએ અને તેથી તત્ત્વજ્ઞાનને લીધે જે શાંતિ મળે તે જ્યારે આપણે પાછા સંસાર વ્યવહા-રમાં ગુંથાઇએ છીએ ત્યારે પહેલાની માફક અદૃશ્ય થાય છે. સર્વ સાધારણ વસ્તુઓ તેઓના નવા સ્વરૂપમાં આપણું મન આકર્ષે છે.

પૂર્વના સુખ દુઃખ નવા આકારોમાં આપણાપર અસર કરતાં જણાય છે, અને ઇંદ્રિયો તેમજ વિકારોનો જુસ્સો હૃદયને ઘસડી જાય છે. અને આ પ્રમાણે પૂર્વની માફક નજીવી ચિંતાઓમાં નાની તકરારોમાં ક્ષણિક આશાઓમાં અને નિરર્થક નિરાશાઓમાં આપણો અમૂલ્ય સમય વ્યતીત થાય છે.

શું નિરંતર આમજ ચાલ્યાં કરશે? આપણે જગતમાં રહી જીવનરૂપી નાટકમાં આપણો ભાગ ભજવવા માગતા હોઇએ તો શું સઘળી ક્ષણિક વસ્તુઓની વચમાં આપણે રહેવું જ જોઇએ? અથવા તો જો કે તે વસ્તુઓની વચમાં આપણે રહેવાનું હોય અને કાળમાં ચારે બાજુએ તેમનાથી ઘેરાયેલા હોઇએ છતાં તે જગ્યા અને કાળથી આપણે દૂર આવ્યા હોઇએ તેવું શાંતિનું સ્થળ શું આપણને મળી શકે? જે ઉત્તર પ્હેલાં આપણે આપી ગયા તે ઉપરના ઉત્તરમાંજ આ સંબંધી સત્ય રહેલું છે.

મનુષ્ય તે એક અમર પ્રાણી છે. ઇચ્છાઓ અને વિકારોથી ગતિમાન થતા અને જીવનમય દેખાતા જડ દેહ રૂપી વસ્ત્ર તેણે ધારણ કરેલું છે. આ વસ્ત્ર સાથે મનુષ્યનો અમર સ્વભાવ એક દોરીથી જોડાયેલો છે, જે દોરી તે મન છે. આ મન અસંયત અને અસ્થિર હોવાથી જગતના બાહ્ય વિષયોમાં આમતેમ ભટકે છે, અને વિકારો તેમજ ઇચ્છાઓ, આશાઓ તેમજ ભયને લીધે ચપળ બને છે. ઇંદ્રિયોના વિષયમાંથી ઉપજતા ક્ષણભંગુર આનંદના ઘુંટડા પીવાને તે તૃષાતુર હોય છે, અને આસપાસના ખાલી ભપકાથી અને ઘોંઘાટથી તેને ઝળઝળીઆં આવેછે અને અર્જુનને જણાવ્યા પ્રમાણે મન ચપળ, ક્ષોભ પમાડનારૂં, મજબુત અને હઠીલું છે. આ ચકડોળે ચઢતા

મનની પેલીપાર સાક્ષીરૂપે શાંત નિર્વિકારી મનુષ્યનો અંતર્યામી આત્મા રહેલો છે. જો કે નીચે તોફાન હોય તોપણ ઉપર તો શાંતતાજ પ્રસરી રહેલી હોય છે. અને તેજ શાંતિનું સ્થળ છે. કારણ કે આત્મા તો અમર—શાશ્વત છે, અને સંસારની વસ્તુઓ અનુભવ લાવી આપે તેમજ સારાસારનું જ્ઞાન આપી શકે તે શિવાય તેને શા અર્થની છે? તેણે આ માટીના દેહમાં રહી ઘણીવાર જન્મ અને મરણ, લાભ અને હાનિ, આનંદ અને વિષાદ, સુખ અને દુઃખ અનુભવ્યા છે, અને તેને લીધે તેમને પડદા ઉપર દેખાઈ અદૃશ્ય થતાં ચિત્રો સમાન ગણે છે. બ્હારની ઉપાધિને દુઃખ થતાં કોઇપણ ઠેકાણે ઐક્ય ( Harmony ) નું ચક્ર બગડયું હશે તેમ તેને જણાય છે અને તેવા મનુષ્યને દુઃખ પણ આવકારદાયક થઈ પડે છે. કારણ કે દુઃખરૂપી ગુરૂ આપણી ભુલ બતાવે છે અને જ્યાંથી તે દુઃખ ઉદ્દભવ્યું તેનો ત્યાગ કરવાનું શીખવે છે. અંતરાત્માને આ જડ વસ્તુઓ ઉપર જય મેળવવાનો છે તેમજ તે દ્વારા તેને શુદ્ધ અને ઉચ્ચ બનવાનું છે અને પોતાનું કામ શી રીતે કરવું તે દુઃખને લીધે મળતા અનુભવથી શીખી શકે છે.

હવે તે શાંતિનું સ્થળ મેળવવાનો માર્ગ આપણા અંતરાત્માનું બહિરાત્મા સાથે નહિ પણ પરમાત્મા સાથે ઐક્ય અનુભવવામાં રહેલો છે. આપણે ઘણીવાર મન તેમજ શરીરની અંદર કાર્ય કરતા મગજને આત્મારૂપ માનવા **અજ્ઞાનથી** દોરાઇએ છીએ. વિકારો તેમજ ઇચ્છાઓ સાથે આપણે ભુલથી આપણું ઐક્ય કબુલ કરીએ છીએ અને " અમે આશા રાખીએ છીએ. " " અમને ભય લાગે છે " આવા શબ્દો ઉચારીએ છીએ. કેટલીક વાર તો આ જગતમાં કાર્ય કરવાના સાધનરૂપ જે સ્થૂલ દેહ તેજ **આપણે** છીએ એમ જો કે

શબ્દોમાં આપણે જણાવતા નથી તોપણ આપણા કાર્યપરથી તેમ જણાઇ આવે છે.

આપણા બંધારણના આ સઘળા ભાગો બાહ્ય વસ્તુઓના સંબંધમાં આવ્યાથી જ્યારે જાગૃત થાય ત્યારે સ્થૂલ જીવન આપણાપર પૂરેપૂરી અસર કરે છે, અને આપણા ચૈતન્યમાં પણ વિકૃતિ થાય છે. અને જેમ ઉછળતા મોજાવાળા સમુદ્રપર આવેલું વ્હાણુ તોફાનને લીધે આમતેમ ચકડોળે ચડે છે તેજ રીતે અસંયત હ્રદય મનોવિકારોની આજ્ઞાને સ્વાધીન થઇ આપણા આત્મિક જ્ઞાનને દુર ફેંકી દે છે અને તે સમયે શાંતિ, બળ અને ધૈર્યથી વિમુખ બનાવનારી સઘળી વૃત્તિઓ—ઉશ્કેરાયેલું મન, મનની સમાધાનતાનો અભાવ, ચીડીઆપણું, વેર લેવાની ઇચ્છા; આ સર્વ પોતાનાં સઘળા જોરથી તેના પર અસર કરે છે.

જે માર્ગે શાંતિના સ્થળ ભણી જવાય તે માર્ગે ચાલવાનો પ્રારંભ કરવો તેજ અંતરાત્માનું પરમાત્મા સાથે ઐક્ય અનુભવવારૂપ, તેમજ તે જે રીતે જુએ છે અને વિચારે છે તે રીતે જોવા અને વિચારવારૂપ છે. આપણે એકદમ તે કાર્ય કરી શકીએ નહિ તે તો ખરૂં છે; પણ તે પ્રમાણે ચાલવાનો પ્રારંભ કરવો તે તો આપણા હાથમાં છે અને તે પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધન નીચે પ્રમાણે છે:—

(૧) ઇંદ્રિયોના વિષયથી પરાઙ્-મુખતા, (૨) ફળ—પરિણામમાં નિરાસક્તિ (૩) પરમાત્માનું સતત ધ્યાન.

અનુક્રમે તે ત્રણ સાધનોમાંથી એક પછી એક વિચારીશું. પ્રથમ, ઇંદ્રિયોના વિષયની પરાઙ્-મુખતારૂપ પ્રથમ સાધન મેળવવાને માટે નિરંતર ડહાપણ ભરેલી રીતે આત્મકેળવણીની જરૂર છે, તેને વાસ્તે નાની ઉદ્વેગ પમાડનારી ચીજો તરફ, ખાવાપીવાની મોજ-

મજા તરફ અને સ્થૂલ શરીરના ભોગ તરફ વિરાગવૃત્તિ રાખવાની આવશ્યકતા છે અને નાનાં પ્રકારનાં સુખ મેળવવાની અને દુઃખ ત્યાગ કરવાથી ઇચ્છા પણ ધીમે ધીમે નાશ કરવી જોઇએ. અને આ રીતે ચિંતાગ્રસ્ત થયા વિના નાની બાબતો સંબંધી ઉદાસીન વૃત્તિ ( Indifference ) આપણા હૃદયમાં જાગ્રત કરી શકીશું અને જેને લીધે લોકો જરાકમાં મિજાજ ખુએ છે તેવી બાબતો આપણને અસર કરી શકશે નહિ અને આ પ્રમાણે આપણા સ્વજન તથા પડોશીઓ જેઓને આવી અડચણો હેરાન કરે છે તેમને મદદ કરવાને આપણે યોગ્ય બનીશું. અને આ રીતે આપણા કરતાં નાજુક પગવાળાનો માર્ગ થોડે ઘણે અંશે સરળ બનાવવામાં સાધનભૂત થઇશું. આ ઉદાસીન વૃત્તિ મેળવવાની મધ્યમસરપણું તેજ કુંચી છે. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે " આ દૈવી કેળવણી જે મનુષ્ય વધારે ખાય છે અથવા જે ઓછું ખાય છે, જે લાંબો વખત સુઈ રહે છે અને જેને ઉજાગરા કરવાની ટેવ પડી છે તેનાથી મેળવી શકાય તેમ નથી. જે મનુષ્ય ખાવાપીવામાં, એશઆરામમાં નિયમિત રહે છે, જે કાર્ય કરવામાં મધ્યમસર છે અને જે ચાલવામાં તેમજ ઉંઘવામાં નિયમ પ્રમાણે વર્તે છે તેવા મનુષ્યના હૃદયમાંજ દુઃખનો અંત લાવનાર ધ્યાન–મનન ઉત્પન્ન થવા પામે છે." **શરીરના કકડા કરવાના નથી પણ તેને કેળવી નિગ્રહમાં લાવવાનું છે. शरीरमाद्यं खलु धर्मसाधनं।** [ ધર્મ સાધનમાં પ્રથમ નિરોગી શરીર છે. ]

બીજું સાધન કાર્યના ફળની ઇચ્છા ન રાખવી તે છે. આપણે આગળ કેવી રીતે પ્રવૃત્તિ કરવી તે જાણવાને સારૂ આપણા કાર્યના ફળની તપાસ ન રાખવી, એમ આ ઉપરથી સમજવાનું

નથી; કારણ કે આવાં પરિણામનો અભ્યાસ કરવાથી અનુભવ મળે છે. અને તે દ્વારા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે જ્યારે આપણે કોઇપણ કાર્ય આપણી વિચાર શક્તિથી, બળથી અને શુદ્ધ આશયથી કર્યું હોય ત્યાર પછી તેને " જતું કરવું " અર્થાત્ તેના સંબંધી જરા પણ ચિંતા ન રાખવી એ વાત ધ્યાનમાં રાખવાની છે. જે કાર્ય કર્યું તે ન કર્યું થવાનું નથી અને કેવળ ઉદ્વેગ કે ચિંતાથી આપણને કાંઇ પણ લાભ મળતો નથી. જ્યારે કાર્યનું પરિણામ આવે ત્યારે ફક્ત **જ્ઞાનની ખાતર** તે ફળની નોંધ લેવી પણ તેમાં હર્ષિત તેમજ દિલગીર થવું નહિ. કારણ કે આનંદ યા વિષાદની વૃત્તિ આપણું ધ્યાન, આપણા **હાલના કર્તવ્યમાંથી ખેંચી લેછે,** અને તે કાર્ય કરવાને આપણને નિર્બળ બતાવે છે. અને તેટલા વાસ્તે શોક કે હર્ષની કોઇપણ વૃત્તિને વાસ્તે આપણને અવકાશ નથી, ધારો કે પરિણામ ખરાબ આવ્યું તે વખતે સુજ્ઞ મનુષ્ય મનની સાથે નીચે પ્રમાણે વિચાર કરશે " મેં ભુલ કરી તેથી અનિષ્ટ પરિણામ આવ્યું અને ભવિષ્યમાં તેવી ભુલ કરતાં અટકવાને પ્રયત્ન કરીશ. પણ વિષાદ અને શોકને લીધે તો મારાં હાલનાં કર્તવ્ય બજાવવાને માટે હું અયોગ્ય થઇશ. અને તે છતાં પણ મારી ભુલથી કરેલા કાર્યના પરિણામમાં જરા પણ ફેરફાર થવાનો નથી, તેથી આવા શોકમાં કાળ નિર્ગમન કરવાને બદલે વધારે સારી રીતે કાર્ય કરવાને પ્રયત્ન કરીશ, " આ પ્રમાણે પોતાની જાતને પોતાના કાર્યના ફળથી ભિન્ન ગણવામાં **શાંતિનો માર્ગ** રહેલો છે. ધર્મ શાસ્ત્રોમાં કહેલું છે. કે " જેઓ કોઇપણ કાર્ય કરતી વખતે પરમાત્માને તે કાર્ય અર્પણ કરે છે અને તેના પરિણામ સંબંધી સર્વ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરે છે તે મનુષ્ય જેમ કમળ જળમાં

ઉગવા છતાં પણ જળથી નિર્લિપ્ત રહે છે તેમ કર્મ કરવા છતાં પણ કર્મથી બંધાતો નથી." ખરા ભક્તો તો સ્વાર્થનો વિચાર દૂર કરી તેઓના શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી કેવળ હૃદય શુદ્ધિને અર્થે કાર્ય કરે છે અને જે મનુષ્ય ભક્ત છે અને કાર્યના ફળમાં આસક્ત નથી તે માનસિક શાન્તિ અનુભવે છે, પણ જે મનુષ્ય સ્વાર્થને લીધે તેના કાર્યના ફળમાં આસક્તિ રાખે છે તે કર્મબંધનથી બંધાય છે.

ત્રીજું સાધન ધ્યાન, તે મનની શાંતિને સારૂ ઘણુંજ ઉપયોગી તેમજ ઘણુંજ દુષ્કર છે. પરમાત્મા સાથે આપણા જીવાત્માની એકતા અનુભવવાનો સતત પ્રયત્ન કરવામાં તેમજ તેના જેવા આ જગતમાં સ્વાત્મ ભાનવાળા થવામાં તે રહેલું છે.

આ ભમતું અને અસ્થિર મન કોઇ પણ વસ્તુ પ્રતિ આકર્ષાય તે સમયે તેને વશ કરી, પાછું વાળી આત્માપર સ્થિર કરવાની ધ્યાનના અભ્યાસીઓને જરૂર છે. આ કામ આખી જીંદગીનું છે. પણ તે આપણને શાંતિના સ્થળ ભણી દોરશે તે નિઃસંશય છે. આ પ્રયત્નને નિરંતર ચાલુ રાખવો જોઇએ, અને ધીરજથી તેની પાછળ મંડયા રહેવું જોઇએ. જેમ કાચબો પોતાના કોષ ( shell ) માં પ્રવેશ કરે છે તેમ આપણે પણ અમુક નિયમિત સમયે થોડો સમય આપણા મનને અંતર્મુખ કરી વિચાર કરવો જોઇએ કે આપણે કાંઇ ક્ષણભંગુર નથી પણ અમર છીએ, અને આસપાસની ક્ષણિક વસ્તુઓ આપણને કાંઇ અસર કરી શકશે નહિ. આમ વિચાર કરવાથી ધ્યાન અથવા મનનને સહાય મળે છે. આ પ્રમાણે અંતર્મુખ રહેવાથી ધીરે ધીરે ખીલતી અને વૃદ્ધિ પામતી શક્તિથી આપણે પરમ-

શાંતિ તેમજ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ થઇએ છીએ. કારણકે સ્વકીય ઇચ્છાઓના અભાવથી તેમજ પોતાના અમર સ્વભાવનો ખ્યાલ આવવાથી આપણે એક તરફી અથવા પક્ષપાતવાળા વિચારોને અંગીકાર કરતા નથી અને તેથી કરીને વસ્તુઓનું ખરૂં જ્ઞાન મેળવવાને સ્વતંત્ર થઇએ છીએ;

મન નિશ્ચિંત અને એક વસ્તુ ઉપર સ્થિર—એકાગ્ર થવાથી સર્વ બાજુએથી તે જ્ઞાન મેળવી શકે છે. જે મનુષ્યનું હૃદય અને મન ચિંતાગ્રસ્ત અને અસ્થિર છે તે જ્ઞાન મેળવવાની સ્થિતિમાં નથી. આ પ્રમાણે ધીરજ રાખી તે ધીમે ધીમે શાંતિ મેળવે છે. જે મનુષ્યનું મન શાંત છે, જેણે પોતાના વિકારો તથા ઇચ્છાઓને નિયમમાં રાખ્યા છે અને જે પરમાત્મા સાથે એકતા અનુભવે છે તે જરૂર **પરમાનંદ** મેલવે છે.

આ ત્રિવિધ માર્ગ **શાંતિના સ્થળમાં** લેઇ જાય છે. અને તે સ્થળમાં રહેવું તે કાળ અને મૃત્યુ ઉપર જય મેળવવા સરખું છે. બીજા શબ્દોમાં કહીયે તો તે મનુષ્ય અમર બને છે અને જન્મ-મરણના ચક્રથી મુક્ત થાય છે. આ માર્ગ આખે રસ્તે ઉભી સીધી ટેકરીપર ચઢવા જેવો છે અર્થાત્ વિકટ છે, પણ શાંતિ રૂપી પક્ષીની પાંખો તે મુસાફરના શ્રમિતકપાળપર પવન નાખે છે અને જેમાં કદાપિ ભંગ ન પડે તેવી પરમશાંતિ છેવટે તે પ્રાપ્ત કરે છે.

---

# મી. સી. ડબલ્યુ લેડબીટરના લેખો.

# મરણ પાછળ રડનારને સંબોધન.*

પ્રિયભાઈ! જેને તમે ખરા પ્રેમથી ચ્હાતા હતા અને જેમાં કદાચ તમારૂં આખું જગત સમાઈ ગયું હતું એવો એક તમારો સ્વજન મરણ પામ્યો છે અને તેથી જગત તમને શૂન્ય લાગે છે. હવે જીંદગી જીવવા યોગ્ય રહી નથી એમ તમને લાગે છે. તમને લાગે છે કે હવે આનંદ હમેશને માટે ચાલ્યો ગયો, અને જીવવું એ બાકી રહેલા દહાડા જેમ તેમ દુઃખમાં પુરા કરવા જેવુંજ તમને જણાય છે. તમારા તે પ્રિયજનના હાથનો તમને સ્પર્શ થાય અથવા તો તેનો બંધ પડેલો અવાજ ફરીથી તમારી સાથે બોલે, એ આતુરતા સિવાય બીજું કાંઈ તમને ગમતું નથી. તમે તમારી જાતનો અને જે અસહ્ય નુકશાન તમારે માથે આવી પડ્યું છે તેનોજ વિચાર કર્યા કરો છો. વળી તમારા પ્રિય સ્વજનની શી સ્થિતિ થઇ હશે, એ સંબંધીના જ્ઞાનની અનિશ્ચિતતાને લીધે તમારી આ દુઃખમય સ્થિતિમાં ઓર ઉમેરો થાય છે. તમારા સ્વજનની સારીજ સ્થિતિ થઇ હશે એમ તમે અંતઃકરણથી આશા રાખો છો, પણ જ્યારે તમે ઉંચે જુઓ છો, ત્યારે તમને સઘળું શૂન્ય જણાય છે. તમે બુમો પાડો છો, પણ કાંઇ જવાબ મળતો નથી. આ રીતે નિરાશા અને શંકા તમને ચારે બાજુએથી ઘેરી લે છે; અને તમારી આસપાસ એક એવું વાદળ વસે છે કે જેને લીધે તમારી અંદર નિરંતર પ્રકાશનો સૂર્ય પણ તમે જોઈ શકતા નથી.

---

* To Those Who Mourn નો અનુવાદ.

તમારી આ લાગણી તદ્દન સ્વાભાવિક છે. હું બરાબર રીતે તે સમજું છું અને તમારા જેવા દુઃખમાં પડેલા સઘળા મનુષ્યો તરફ મારૂં અંતઃકરણ દિલસોજી ધરાવે છે. પણ કેવળ દિલસોજી બતાવીને બેસી રહેવા કરતાં કાંઇક વધારે હું કરી શકીશ એમ મને આશા છે. હું તમને મદદ અને દુઃખમાં આરામ આપવાની આશા રાખું છું. તમારા જેવીજ દુઃખમય સ્થિતિમાં પડેલા હજારોને આવી મદદ અને આરામ મળેલાં છે, તો તે તમને પણ કેમ ન મળી શકે ? કદાચ તમે પૂછશો કે ' મને કેવી રીતે આરામ મળી શકે અથવા હું કેવી રીતે આશા રાખી શકું ? '

આ દુઃખમાંથી મુક્ત થઇ આરામ મેળવવાની આશા તમે રાખી શકો, કારણ કે તમારૂં દુઃખ **ગેરસમજથી** ઉદ્દ્ભવેલું છે. જે **ખરેખર બન્યું નથી** તેવા કાંઇકને વાસ્તે તમે દુઃખી થાઓ છો. જ્યારે **ખરી** વાતો તમારા જાણવામાં આવશે ત્યારે તમે દિલગીર થતા અટકી જશો. તમે જવાબ આપશો કે " મને થયેલું નુકશાન એ ખરી વાત છે. તમે મારા મરી ગયેલા સ્વજનને પાછું ન આપો ત્યાં સુધી તમે મને મદદ કેવી રીતે કરી શકશો ? "

હું તમારી લાગણી પુરેપુરી રીતે સમજું છુ, થોડીવાર સબુર કરો અને હું જે ત્રણ સિદ્ધાંતો તમારી આગળ રજુ કરૂંછું તેનું રહસ્ય સમજવાને પ્રયત્ન કરો. પ્રથમ તે ત્રણ સિદ્ધાંતોની રૂપરેખા દર્શાવીશ અને પછી ખાત્રી થાય તેવા વિસ્તારસહિત તે સમજાવીશ.

૧. તમારૂં નુકશાન **તમારા** દૃષ્ટિબિન્દુથી ખુલ્લું છે, પણ હું તમને **બીજું** એક દૃષ્ટિ બિન્દુ જણાવવા માગુંછું. કુદરતના કાયદાના અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલા **ભ્રમનું** પરિણામ તમારૂં દુઃખ છે. કેટલાંક સાદાં સત્યો સમજાવીને તે જ્ઞાનના માર્ગ તરફ તમને

દોરવા હું પ્રયત્ન કરીશ. ( આ સત્યોનો વિશેષ અભ્યાસ તમે ફુરસદે કરી શકશો. )

૩. તમારા મરણ પામેલા પ્રિય સ્વજનની સ્થિતિ વિષે બેચેન અથવા અચોક્કસ થવાની જરૂર નથી, કારણ કે મરણ પછીની સ્થિતિ હવે ગુપ્ત નથી. મરણ પછીની દુનિયામાં પણ આપણા જેવાજ કુદરતી કાયદાઓ છે, અને સાયન્સની પદ્ધતિથી (ચોકસાઇથી) તેની શોધ ખોળ અને તપાસ કરવામાં આવી છે.

૩. તમારે દિલગીર ન થવું જોઇએ, કારણ કે **તમારી દિલગીરી તમારા સ્વજનને નુકશાન કરે છે.** જો આ બાબતનું સત્ય તમારી અંદરની આંખો ભાળે તો તમે વધારે વાર દિલગીર થશો નહિ.

તમને કદાચ લાગશે કે, આ તો કેવળ સિદ્ધાંતરૂપ વચનો છે. પણ હું તમને પુછું છું કે તમારી હાલની માન્યતા ગમે તે હોય તો પણ તે તમે શા કારણથી ધરાવો છો? તમે અમુક માન્યતા ધરાવો છો, એનું કારણ એજ છે કે અમુક ધર્મ તે શીખવે છે, અથવા કોઇ પવિત્ર ગ્રન્થમાં લખાયેલા કોઇ વચનો ઉપર તે માન્યતા આધાર રાખે છે, અથવા તો તમારી આસપાસના મનુષ્યોની સામાન્ય માન્યતા એવી છે, અથવા તો તમારા વખતમાં ઘણા લોકોએ સ્વીકારેલો તે મત છે. પણ જો આગળથી બાંધી લીધેલા વિચારો તમે ઘડીભરને માટે દૂર રાખશો તો તમને જણાશે કે આ તમારો અભિપ્રાય પણ અમુક સિદ્ધાંતો પર આધાર રાખે છે; કારણ કે ધર્મો જૂદા જૂદા મત શિખવે છે અને પવિત્ર પુસ્તકોના શબ્દોના જૂદા અર્થ કરી શકાય અને કરવામાં આવ્યા પણ છે. હાલના સમયમાં

સામાન્ય રીતે મનાતો મત અમુક ચોક્કસ જ્ઞાન ઉપર રચાયેલો નથી, તે ફક્ત સાંભળેલી વાતરૂપ છે. જે બાબતો આપણને બહુજ અસર કરે છે તે એવી ઉપયોગી બાબતો છે કે તેબાબતોને કેવળ સંભવિત અથવા અનિશ્ચિત માન્યતા પર રાખવી જોઇતી નથી. તે બાબતની ચોક્કસ શાસ્ત્રીય તપાસ થવી જોઇએ અને તે બાબતની બરાબર નોંધ પણ થઈ છે. અને આ તપાસ અને નોંધનું પરિણામ હું તમારા સં-મુખ મૂકવા માગું છું. અંધશ્રદ્ધા રાખવાનું હું કહેતો નથી, જેને હું ખરીવાતો માનું છું, તેજ હું તમને જણાવું છું અને તે બાબ-તેની તપાસ કરવાને હું તમને આમંત્રણ કરું છું.

ચાલો ત્યારે આપણે આ ત્રણ સિદ્ધાંતોને એક પછી એક તપાસીએ.

આ વિષય તમને બરાબર સમજાય તે માટે મનુષ્યના બંધારણ સંબંધમાં જેમણે ખાસ અભ્યાસ કર્યો નથી તેઓ જે જાણે છે તે કરતાં થોડુંક વધારે મારે તમને કહેવું જોઇએ. તમે અચોક્કસરૂપે કહેલું સાંભળ્યું હશે કે મનુષ્યમાં કાંઇક અમરતત્ત્વ—આત્મા છે કે જે શરીરના મરણ પછી પણ ટકી રહે છે. તે અચોક્કસપણાનો ત્યાગ કરવાને જણાવું છું અને ઉપર કહેલી બાબત, ખરી હોય તોપણ ખરી વાતને અપૂર્ણ સ્વરૂપમાં કહેલી છે, એમ સમજવાનું હું કહું છું. ‘ હું આશા રાખું છું કે મારે આત્મા છે ’ એવું કહેતા નહિ. પણ ‘ હું જાણું છું કે હું આત્મા છું ’ એમ કહેજો. કારણ કે તેજ ખરૂં સત્ય છે. મનુષ્ય અથવા ‘ દેહી ’ એક આત્મા છે અને તેને શરીર છે. શરીર તે મનુષ્ય નથી, તે તો મનુષ્યનું વસ્ત્ર છે. જેને તમે મરણ કહો છો, તે ફાટી ગયેલા ડગલાનો ત્યાગ કરવા રૂપ છે. અને જેમ

વસ્ત્રનો ત્યાગ કરવાથી તમારો નાશ થતો નથી, તેમ મરણથી મનુષ્યનો અંત આવતો નથી. માટે ખરી રીતે તમારા મિત્રને તમે ખોયો નથી. પણ જે ડગલામાં તેને તમે હમેશ જોતા હતા, તે ડગલાનું દર્શન તમે ખોયું છે. તે ડગલો અદૃશ્ય થયો પણ તે ડગલો પહેરનાર દેહી નાશ પામ્યો નથી. ખરેખર તમે તો તે મનુષ્યના ડગલાના મિત્ર ન હતા, પણ તેના પોતાના મિત્ર કે પ્રશંસક હતા.

તમે તમારા બાહ્યબંધની સ્થિતિ સમજી શકો તે પહેલાં તમારી પોતાની સ્થિતિ સમજવી જોઇએ. પ્રથમ આ નિશ્ચિતવાત—સિદ્ધાંત સમજવાને પ્રયત્ન કરો કે, તમે અમર વ્યક્તિ છો, અને તમે અમર છો તેનું કારણ એજ છે કે તમે સ્વરૂપે દિવ્ય છો. ઇશ્વરી અગ્નિના સ્ફુલ્લિંગ તમે છો. જેને તમે શરીર કહો છો, તે તમે ધારણ કર્યું તે પહેલાં પણ ઘણા યુગોથી જીવતા હતા અને તે શરીર ધુળભેગું ભળીજશે ત્યાર પછી પણ યુગોના યુગો સુધી જીવતા રહેશો.

"ઇશ્વરે મનુષ્યને પોતાના અમરત્વની મૂર્તિરૂપ બનાવ્યો." આ કેવળ કલ્પના નથી, પણ એક **શાસ્ત્રીય** (સાયન્ટિફિક) ચોક્સ બાબત છે, અને જો તમે વાંચવાને તસ્દી લેશો તો તે બાબતના સાહિત્ય ઉપરથી તમને જણાશે કે તે પુરવાર થઇ શકે તેમ છે. જેને તમે તમારી જીંદગીરૂપે માનો છો તે તમારા આત્માની જીંદગીમાં એક દિવસરૂપ છે, અને તમારા સ્વજનની બાબતમાં પણ તેમજ છે. તેટલા માટે તે મરણ પામ્યો નથી, ફક્ત તેણે પોતાના શરીરનો ત્યાગ કર્યો છે, આ ઉપરથી તમારે એમ ન માનવું કે હવે તે ફક્ત શરીર વગરના પ્રાણરૂપ હશે, અગર તે પ્રથમ હતો તેના કરતાં કોઇપણ રીતે તે પોતે ઓછો થઇ ગયો હશે.

સેંટપોલ નામના સાધુએ ઘણાવખત પૂર્વે કહ્યું હતું કે—" એક કુદરતી શરીર છે અને બીજું આધ્યાત્મિક શરીર છે. " લોકો આ શરીરોને એક પછી એક અનુક્રમે આવનારા માને છે અને તેથી ઉપરના શબ્દોનો અર્થ ઉલટી રીતે સમજે છે; હાલ પણ આપણા-માંના દરેકને બન્ને શરીર છે એમ લોકો સમજતા નથી, તમે કે જે આ વાંચો છો તેમને પણ એક કુદરતી અથવા સ્થૂલ શરીર છે [જે તમે જુઓ છો ) અને બીજું જેને સેંટપોલ આધ્યાત્મિક શરીર કહે છે અને જેને તમે જોઇ શકતા નથી તે છે. અને જ્યારે તમે સ્થૂલ શરીરને છોડી દોછો ત્યારે પણ તમારી પાસે સૂક્ષ્મ શરીર તો કાયમ હોયછેજ. તમે ' આધ્યાત્મિક શરીર ' પહેરેલું હોય છે. જો સ્થૂલ શરીરને આપણે ' ઓવરકોટ ' ની ઉપમા આપીએ તો ' આધ્યાત્મિક શરીર'ને ઘરમાં પહેરવાના સામાન્ય કોટની ઉપમા આપીએ, કે જે તે ઓવરકોટની **નીચે** પહેરવામાં આવે છે.

જો આ વિચાર આટલાથી તમને ખુલ્લી રીતે સમજાયો હોય તો આપણે હવે એક પગથિયું આગળ વધીએ. આ સ્થૂલ શરીરરૂપી ઓવરકોટને ફકત મરણ વખતેજ તમે ઉતારી મૂકતા નથી. દર રાત્રિએ જ્યારે તમે સૂઇ જાઓ છો, ત્યારે આ સ્થૂલ શરીરમાંથી બ્હાર નીકળી જાઓ છો, અને તમે ' આધ્યાત્મિક ' શરીર સાથે જગતમાં ભટકો છો. આ સ્થૂલ જગતને જો કે તે આધ્યાત્મિક જગત અદૃશ્ય જણાય તોપણ જે મિત્રો પોતાના આધ્યાત્મિક શરીરનો ઉપયોગ કરતા હોય છે તેમને તો તે સ્પષ્ટ રીતે દેખાય છે, કારણ કે દરેક પોતપોતાની ભૂમિકા ( Plane ) ની વસ્તુઓને જોઇ શકે છે. તમારૂં સ્થૂલ શરીર કેવળ સ્થૂળ શરીરોને જોઇ શકે છે, અને તમારૂં

આધ્યાત્મિક શરીર આધ્યાત્મિક શરીરોને જોઇ શકે છે. જ્યારે તમે ઓવરકોટ ફરીથી પહેરો છો, એટલે કે તમે સ્થૂળ શરીરમાં પાછા આવો છો અને જાગૃત થાઓ છો ત્યારે કેટલીકવાર એમ બને છે કે તમને, તમે જ્યારે બીજા શરીરમાં હતા ત્યારે જે જોયું હતું તેનો કાંઇક—જો કે ઘણુાજ અપૂર્ણ સ્વરૂપમાં—ખ્યાલ રહી જવા પામ્યો હોય છે, અને તમે તેને આબેહુબ સ્વપ્ન તરીકે જણાવો છો. ઉંઘ એ થોડા વખતનું મરણ છે, એમ હવે કહી શકાય.

મરણ અને ઉંઘમાં ભેદ ફક્ત એટલોજ હોય છે કે ઉંઘમા તમે કોટનો એટલો બધો ત્યાગ કરતા નથી કે ફરીથી તમે તે પહેરી શકો નહિ. આ ઉપરથી તમને સમજાશે કે જ્યારે તમે ઉંઘી જાઓ છો, ત્યારે જે સ્થિતિમાં તમારો પ્રિયસ્વજન ગયો છે, તેજ સ્થિતિમાં તમે જાઓછો, હવે તે સ્થિતિ કેવી છે તેનો આપણે વિચાર કરીએ.

મરણ પછીની સ્થિતિના સંબંધમાં ઘણાક મતો ચાલે છે—તેમાંના ઘણાખરા તો પ્રાચીન ધર્મ પુસ્તકોના સમજણ વગરના અર્થપર આધાર રાખે છે. એક વખત અનંતકાળ સુધીની સજાનો ભયંકર સિદ્ધાંત આખા યુરોપમાં માન્ય ગણાતો હતો, જો કે હાલ તો ત્યાંના ફક્ત તદ્દન અજ્ઞાની લોકોનેજ તેમાં શ્રદ્ધા છે. ક્રાઇસ્ટના કેટલાક શબ્દોનું ઉંધું ભાષાંતર કરવાથી તે મત હયાતીમાં આવ્યો હતો અને અજ્ઞાન જનસમાજ પાસે ભયથી સારાં કામ કરાવવાના સાધન તરીકે મધ્યકાળના પાદરીઓ તે મતનો ઉપયોગ કરતા હતા. જેમ જેમ જગત સુધારામાં આગળ વધતું ગયું તેમ તેમ લોકોને જણાવા લાગ્યું કે આવો મત પવિત્રતાનો ઉચ્છેદ કરનારો છે એટલુંજ નહિ પણ હાસ્યપાત્ર છે. ત્યાંના હાલના ધર્મગુરૂઓ તેને સ્થાને

પહેલાં કરતાં કાંઇક વધારે ડહાપણ ભરેલી માન્યતા શીખવે છે; પણ હજુ તેઓનું કથન ઘણુંખરૂં તદ્દન અચોક્સ છે અને સત્યને સાદા રૂપમાં તેઓ દર્શાવી શકતા નથી. ઇશ્વિર ઘાતકી અને ક્રોધી છે, જે પોતાના લોકોને હેરાન કરવા ઇચ્છે છે, એવી વિચિત્ર અને પાયાવગરની માન્યતાથી શરૂઆત કરેલી હોવાથી ઘણા પંથવાળાઓએ પોતાના મતોને ગુંચવણી ભરેલા બનાવી દીધા છે. ક્રાઇસ્ટનો સિદ્ધાંત એ છે કે ' ઇશ્વિર એ પ્રેમાળ પિતા છે. ' એ સિદ્ધાંત માનવાને બદલે શરૂઆતના જુડાઇ ધર્મમાંથી આ ભયંકર સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો છે. ઇશ્વિર પ્રેમસ્વરૂપ છે, અને આ વિશ્વની વ્યવસ્થા ડહાપણ ભરેલા શાશ્વત નિયમોથી ચાલે છે એ મૂળ સિદ્ધાંતને જેઓ માને છે, તેઓને અનુભવ થવા લાગ્યો છે કે આ દુનિયાની માફક મરણ પછીની દુનિયામાં પણ પ્રેમ અને શાશ્વત નિયમોનું જ રાજ્ય હોવું જોઇએ. હજુ આ માન્યતા પણ અનિશ્ચિત છે. ઘણે દૂર આવેલા સ્વર્ગવિષે અથવા તો ભવિષ્યમાં લાંબાકાળ પછી થનારા ઇન્સાફ વિષે કહેવામાં આવે છે, પણ અહીં આ વખતે શું થાય છે તે સંબંધમાં કાંઇપણ માહીતી આપવામાં આવી નથી. શિખવનારાઓને મરણ પછીની સ્થિતિના સંબંધમાં જાતિ અનુભવ હોતો નથી. બીજા પાસેથી તેમણે જે કાંઇ સાંભળ્યું હોય છે તેજ જણાવે છે. એવા મનુષ્યો આપણને કેવી રીતે સંતોષ આપી શકે ?

ખરીવાત તો એ છે કે, અંધશ્રદ્ધાનો વખત ચાલ્યો ગયો છે.હાલ તો શાસ્ત્રીય રીતે તપાસ કરવાનો યુગ ચાલે છે. સામાન્ય વિવેકબુદ્ધિ અને અક્કલથી ટકી ન શકે એવા વિચારો હવે વધારે વાર આપણે સ્વીકારી શકીશું નહિં. જે સવાલો પહેલાં ધર્મને સોંપવામાં આવતા

હતા તે સવાલોનું નિરાકરણ કરવા શાસ્ત્રીયરીતનો ઉપયોગ કેમ ન થવો જોઇએ તે સમજાતું નથી. થિઑસૉફીકલ સોસાયટી અને સાઇકીકલ રીસર્ચ સોસાઇટીએ આવી રીત દાખલ કરી છે અને તેમની શાસ્ત્રીય રીતે કરાયેલી શોધોનું પરિણામ હું અત્રે જણાવવા ઇચ્છુછુ.

આપણે આત્મા છીએ એ ખરૂં પણ આપણે જડદુનિયામાં રહીએ છીએ, તે જડ દુનિયાનો પણ અમુકજ ભાગ આપણા જાણવામાં આવ્યો છે, તે સંબંધીનું આપણું સઘળું જ્ઞાન આપણને માત્ર ઇંદ્રિયોદ્વારા મળે છે, અને તે ઇન્દ્રિયો પણ બહુજ અપૂર્ણ છે. આપણે નક્કર પદાર્થોને જોઇ શકીએ છીએ, અને ઘણું ખરૂં પ્રવાહી પદાર્થોને જોઇ શકીએ છીએ, પણ મોટે ભાગે હવા આપણને અદૃશ્ય છે. શોધખોળ આપણને જણાવે છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ હવા કરતાં પણ વધારે સૂક્ષ્મ દ્રવ્ય હયાતી ધરાવે છે. પણ આપણી સ્થૂલ ઇન્દ્રિયોને તેની અસર થતી નથી અને તેથી સ્થૂલ સાધનથી આપણને તે બાબતની માહીતી મળી શકે નહિ.

તે છતાં આપણે તે સૂક્ષ્મ દ્રવ્યની સાથે સંબંધમાં આવી શકીએ. અને તેની તપાસ પણ કરી શકીએ; પણ આ કામ જે 'આધ્યાત્મિક શરીર' વિષે આપણે આગળ કહી ગયા છીએ, તે વડેજ કરી શકીએ; કારણ કે તે શરીરને આપણા સ્થૂલ શરીરની માફક ઇન્દ્રિયો છે. મનુષ્ય જાતિનો મોટો ભાગ તેનો ઉપયોગ કરતાં શિખ્યો નથી, પણ આ એક એવી શક્તિ છે કે જે મનુષ્ય મેળવી શકે. તે થઇ શકે એમ હું જાણું છું, કારણ કે તેવી રીતે તે કેટલાકથી મેળવવામાં આવેલી છે, અને જેમણે તે શક્તિ મેળવી છે, તેઓ સામાન્ય દૃષ્ટિથી નહિ જણાયેલું ઘણું જોવાને સમર્થ થાય છે. આપણે સ્વપ્નમાં પણ ન

ધાર્યું હોય તેટલું વિશાળ અને આશ્ચર્યજનક આ જગત્ છે એમ તેઓ જુએ છે; હજારો વર્ષથી મનુષ્યો આ જગતમાં રહે છે, છતાં જીવનના વધારે સુંદર અને ઉંચ ભાવથી તેઓ તદ્દન અજાણ્યા હોય છે; જે રીતની તપાસ વિષે હું કહું છું તેવી રીતની તપાસથી અદ્ભુત પરીણામ આવેલું છે અને દરરોજ નવાં ક્ષેત્રો ખુલ્લાં થતાં જાય છે. થીઑસૉફીકલ સાહિત્યમાંથી આ બાબતની ખબર મળી શકશે પણ અત્યારે તો આપણે તેમાંનાં એક ભાગ એટલે મરણ પછીનું જીવન અને એ જીવોની સ્થિતિ સાથેજ કામ છે.

આપણે પ્રથમ તો એ શિખીએ છીએ કે આપણે અજ્ઞાનતાથી ધારતા હતા તેમ મરણ એ જીવનનો અંત નથી, પણ તે જીવનની એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં લઈ જનારૂં પગથિયું છે. મેં પ્રથમ જણાવ્યું છે કે મરણ તે ઉપરનો ડગલો કહાડી નાખવા રૂપ છે અને તે પછી પણ મનુષ્યને ઘરમાં પહેરવાનો ડગલો આધ્યાત્મિક શરીર હોય છે: તે એટલું સૂક્ષ્મ છે કે સેંટ પોલે તેનું નામ 'આધ્યાત્મિક શરીર' પાડયું. છતાં તે શરીર છે અને તેટલા માટે જો કે આપણે જે પ્રકૃતિને ઓળખીએ છીએ, તેના કરતાં વધારે સૂક્ષ્મ પ્રકૃતિનું તે બનેલું છે તો પણ તે પ્રાકૃતિક ( દ્રવ્યમય ) છે. સ્થૂળ જગત સાથે સંબંધમાં આવવાને સ્થૂળ શરીર આત્માને એક સાધન-રૂપે નીવડે છે.

શરીરરૂપી સાધન વિના મનુષ્ય આ સ્થૂળ ભુવન સાથે સંબંધમાં આવી શકશે નહિ, તેમજ તેને અસર કરવાને અથવા તેની અસર ગ્રહણ કરવાને અસમર્થ થશે. ' આધ્યાત્મિક શરીર ' પણ તેવાજ પ્રકારનું કામ કરે છે. આત્માનો ઉચ્ચ અને આધ્યાત્મિક ભુવન સાથે

સંબંધ કરાવવામાં તે સાધન રૂપ નીવડે છે. પણ 'આધ્યાત્મિક ભુવન કાંઈ અચોક્કસ દૂર આવેલો અથવા અગમ્ય પ્રદેશ નથી. જે ભુવનમાં આપણે રહીએ છીએ તેનો તે ફક્ત ઉચ્ચ વિભાગ છે. તેના કરતાં પણ વધારે ઉચ્ચ અને વધારે દૂર આવેલાં ભુવનો છે એની હું ના પાડતો નથી. હું ફક્ત એમજ જણાવું છું કે સામાન્ય રીતે જેને મરણ કહેવામાં આવે છે, તેને આ બહુ ઉચ્ચ ભુવનો સાથે કાંઈ લેવા દેવા નથી, અને મરણ તેતો એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં રૂપાન્તર પામવા સરખું છે કે જેથી આપણે બધા પરિચિત છીએ. એમ કહેવામાં આવશે કે મનુષ્ય આ ફેરફારથી–મરણથી અદૃશ્ય થાય છે, પણ જો તમે વિચાર કરશો તો જણાશે કે મનુષ્ય ( દેહી ) નિરંતર અદૃશ્ય છે; અને તમે જે જોતા હતા તેતો ફક્ત જે શરીરમાં તે વસતો હતો તે શરીર હતું;હવે તે બીજા સૂક્ષ્મ શરીરમાં વસે છે, જે સૂક્ષ્મ શરીર તમારી સામાન્ય દૃષ્ટિને અગોચર છે પણ તમે તેને કોઈ રીતે ન પહોંચી શકો એવી સ્થિતિમાં નથી.

ત્યારે પ્રથમ મુદ્દો એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે જેમને આપણે મરી ગયેલા કહીએ છીએ તેઓ આપણને છોડીને જતા રહ્યા નથી. આપણે એવી ગુંચવણ ભરેલી માન્યતામાં ઉછરેલા છીએ કે મરણ એ એક જુદો અને અદ્‌ભુત બનાવ છે, તેમજ વળી આપણે એમ માનતા આવ્યા છીએ કે જ્યારે આત્મા શરીરને છોડી દેછે ત્યારે કાંઇક અજાયબ રીતે તે તારાઓની ઉપર આવેલા સ્વર્ગમાં અદૃશ્ય થઇ જાય છે. ( વચ્ચે આવેલા વિશાળ આકાશમાં તે કેવી રીતે જતો રહે છે, તે બાબતના સાધન સંબંધમાં કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. ) કુદરતની રીતીઓ ખરેખર વિચિત્ર છે, અને

કેટલીકવાર અગમ્ય છે. પણ તેઓ કદાપિ સામાન્ય વિવેક બુદ્ધિની અને અક્કલની વિરોધી હોતી નથી. જ્યારે તમે કોઇ ઓરડામાં બેઠેલા હો અને તમારો ઓવરકોટ ઉતારી લો ત્યારે તમે કોઇ દૂરના પર્વતના શિખરપર ઉડી જતા નથી. જો કે તમારો બાહ્ય દેખાવ બદલાય તો પણ પૂર્વે તમે જ્યાં હતા,ત્યાંને ત્યાંજ ઉભા રહો છો. તેવીજ રીતે જ્યારે મનુષ્ય સ્થૂળ શરીરનો ત્યાગ કરે છે,ત્યારે પૂર્વે જ્યાં હતો ત્યાંનો ત્યાંજ રહે છે. ખરી વાત છે કે તમે તેને જોઇ શકતા નથી, પણ તેનું કારણ એમ નથી કે તે દૂર જતો રહ્યો છે, પણ જે શરીરમાં હાલ તે વસે છે,તે શરીર તમારી સ્થૂળ દૃષ્ટિથી દેખાતું નથી.

કુદરતમાં જે ધ્રુજરીઓ છે, તેમાંની ઘણી થોડી ધ્રુજરીઓ આપણી આંખ ગ્રહણ કરી શકે છે, એ તમે જાણતા હશો; અને તેથી જે અમુક ધ્રુજરીઓ ઉત્પન્ન કરી શકે તેજ પદાર્થોને આપણે જોઇ શકીએ છીએ. 'આધ્યાત્મિક શરીર'નું દર્શન પણ આ ધ્રુજરીઓનોજ વિષય છે પણ તે ધ્રુજરીઓ ઘણાજ જૂદા પ્રકારની છે, કારણ કે તે ઘણી સૂક્ષ્મ પ્રકૃતિની હોય છે. જો આ બાબતમાં તમને જ્ઞાન પ્રાપ્ત કરવાની સગવડ હોય તો થિઑસૉફીના સાહિત્યમાં સંપૂર્ણ રીતે તે વર્ણવેલું તમે જોઇ શકશો.

હાલ તો આપણને જે આ સંબંધમાં ઉપયોગનું છે તે એજ છે કે જેવી રીતે તમારા સ્થૂલ શરીરથી તમે સ્થૂળ ભુવનને જોઇ કે સ્પર્શી શકો છો, તેજ રીતે ' આધ્યાત્મિક શરીર'થી તમે આધ્યાત્મિક ભુવનના પદાર્થોને જોઇ કે સ્પર્શી શકો. અને યાદ રાખજો કે એ કાંઈ બીજું ભુવન નથી, પણ કેવળ આજ ભુવનનો વધારે સૂક્ષ્મ ભાગ છે. બીજાં પણ ભુવનો છે એમ હું ફરીથી કહું છું; પણ તેમની સાથે હાલ આપણે સંબંધ

નથી. જેને તમે મરી ગયેલો માનોછો તે હજુ પણ તમારી સાથેજ છે. જ્યારે તમે એક બીજાની પાસે ઉભા રહો છો અર્થાત્ જ્યારે તમે સ્થૂળ શરીરમાં હોછો અને તે 'આધ્યાત્મિક' શરીરમાં હોય છે, ત્યારે તમે તેની હાજરી વિષે જાણુતા નથી, કારણ કે તમે તેને જોઈ શકતા નથી, પણ જ્યારે તમે ઉંઘમાં તમારા સ્થૂળ શરીરને છોડી દો છો, ત્યારે તમે પૂર્ણ ભાન સાથે તેની પાસે ઉભા રહો છો, અને તમારો અને તેનો સંબંધ દરેક રીતે પૂર્ણ હોય છે. તેથી તમે જેને ચ્હાઓ છો, તેની સાથે તમે ઉંઘમાં સુખી હોછો. ફક્ત જાગતા સમયમાંજ તમને વિયોગ લાગે છે.

ક્રમભાગ્યે સ્થૂળ ભાન અને 'આધ્યાત્મિક શરીર' ના ભાન વચ્ચે ત્રૂટ હોય છે, તેથી કરીને જો કે 'આધ્યાત્મિક શરીર' માં આપણને સ્થૂળ ભુવનના પદાર્થોનું સ્મરણ રહે છે પણ જ્યારે આત્મા ઉંઘમાં આ સ્થૂળ શરીરથી જૂદો હોય છે, ત્યારે તે જે કરે છે, તેનું ભાન જાગ્રત્ ચૈતન્યમાં લાવવું તે આપણામાંના ઘણાને વાસ્તે અશક્ય લાગે છે. જો આ સ્મરણ સંપૂર્ણ હોય તો ખરેખર મરણ રહેશેજ નહિ. કેટલાક મનુષ્યોએ અભંગ ભાન પ્રાપ્ત કર્યું છે, અને વખત જતાં સર્વ તે મેળવી શકે; કારણ કે આત્માની શક્તિઓના સ્વાભાવિક વિકાસનો તે ક્રમ છે. ઘણા પુરૂષોમાં આવો વિકાસ શરૂ થઇ ચૂકયો છે; અને તેથી ભાગ્યાં તૂટયાં સ્મરણો થઇ આવે છે. પણ આતો સ્વપ્ન છે એમ જણાવી તેમને નિરર્થક માનવામાં આવે છે—આવું વલણ મુખ્યત્વેકરીને સ્વપ્નનો અભ્યાસ નહિ કરનારા અને સ્વપ્ન તે શું છે તે નહિ જાણનારાઓમાં હોય છે.સંપૂર્ણ દર્શન અને સ્મરણ તો હજુ ઘણાજ થોડાને હોય છે,પણ એવા ઘણાક છે કે જેમને પોતાના

પ્રિય સ્વજનોનું દર્શન ન થવા છતાં પણ તેમની હાજરીનું ભાન હોય છે, અને કેટલાક એવા હોય છે કે જેમને ચોક્કસ સ્મરણ કાંઇ હોતું નથી, પણ ઉંઘમાંથી જાગે છે ત્યારે ઉચ્ચ ભુવનમાં જે બનેલું તેના પરિણામરૂપે થોડો વખત શાંતિ અને આનંદ તેઓ અનુભવે છે.

નિરંતર સ્મરણમાં રાખવું ઘટે છે કે આ હલકું ભુવન છે અને તે ઉચ્ચ છે; અને મોટામાં નાનાનો સમાવેશ થઇ જાય છે. તે ચૈતન્યમાં આ જાગ્રત ચૈતન્યમાં બનેલું સંપૂર્ણરીતે યાદ રહે છે, કારણ કે તમે જ્યારે ઉંઘો છો ત્યારે આ ચૈતન્યમાંથી તે ચૈતન્યમાં પસાર થાઓ છો, અને તે વખતે તમે સ્થૂળ શરીરની આડખીલ દૂર કરોછો, પણ જ્યારે તમે સ્થૂળ શરીરમાં પાછા આવો છો, ત્યારે તમે બોજો ધારણ કરો છો અને તે ધારણ કરવાથી તમે ઉચ્ચ શક્તિઓ ઉપર પડદો નાખો છો અને તમે બધું ભૂલી જાઓછો. આ ઉપરથી એ ફલિત થાય છે કે જો તમે તમારા મરણ પામેલા સ્વજનને કાંઇ સંદેશો કહેવા માગતા હો તો તમારે ઉંઘતા પહેલાં બરાબર રીતે તમારા મનમાં તે ગોઠવી રાખવો જોઇએ; અને તે સાથે નિશ્ચય કરવો જોઇએ કે તમે તેને તે કહી શકશો, તો જરૂર તમે જેવા તેને સ્વપ્નમાં મળશો કે તરતજ તમે તેને તે જણાવશો. કેટલીકવાર અમુક મુદ્દાની બાબતમાં તમે તેની ઇચ્છા જાણવા માગતા હો છો, અને જાગ્રત્ અવસ્થાના ચૈતન્ય અને સ્વપ્ન અવસ્થાના ચૈતન્યની વચ્ચે ભંગ હોવાથી તમે બરાબર જવાબ લાવી શકતા નથી. પણ જો કે તમે ચોક્કસ સ્મરણ ન રાખી શકો તોપણ તેની ઇચ્છા અથવા નિશ્ચયના સંબંધમા તમે ઘણુંજ ભારે અસર સાથે જાગોછો; અને આ અસર ખરી છે, એમ તમે મોટે ભાગે માનજો. તે સાથે એ પણ,

કહેવાની જરૂર છે કે તમારે જેમ બને તેમ તેનો અભિપ્રાય લેવાની ઓછી ઇચ્છા રાખવી જોઇએ, કારણ કે તમને આગળ જતાં જણાશે કે મરણ પામેલા જેઓ ઉચ્ચ ભુવનમાં છે તેમને, જે જગતમાંથી તે છુટા થયા છે તે જગત સંબંધીના કાર્યોની બાબતમાં હેરાન કરવા એ નહિ ઇચ્છવાજોગ બીના છે.

મરણ પામેલાઓ કેવું જીવન ગાળે છે, તે વિચાર ઉપર હવે આપણે આવીએ છીએ. તેમાં ઘણા અને મોટા ભેદો છે. પણ તે આ સ્થૂળ ભુવન કરતાં ઘણે દરજ્જે સુખમય પ્રદેશ છે. એક પવિત્ર જૂનો ગ્રન્થ જણાવે છે કેઃ–ધર્મિષ્ઠ મનુષ્યોના આત્માઓ ઈશ્વરના હાથમાં છે. અને કોઇ પણ પ્રકારની પીડા તેમને અસર કરશે નહિ. કેવળ અજ્ઞાની પુરૂષોજ તેમને મરણ પામેલા માને છે અને તેઓનું ગમન દુઃખરૂપ જાણે છે, અને આપણાથી તેઓ જૂદા પડયા તે બાબતને તેમના નાશસમાન ગણે છે; પણ તેઓ શાંતિમાં છે.

આપણે જુની 'માન્યતાઓ'ના બંધનમાંથી છૂટા થવું જોઇએ.

મરણ પામેલો મનુષ્ય એકાએક અશક્ય એવા સ્વર્ગમાં કુદી પડતો નથી તેમજ તેથી પણ વધારે અશક્ય એવી નરકમાં પડતો નથી. નરકનો જે ખરાબ ચિતાર આપવામાં આવે છે, તેવા અર્થની નરક છેજ નહિ. પોતાની જાતે જે નરક મનુષ્ય બનાવે છે તે સિવાય કોઈ પણ ઠેકાણે કોઇ પણ અર્થમાં નરક છેજ નહિ. આ બાબતનો બરાબર ખ્યાલ લાવવાને પ્રયત્ન કરો કે મરણથી મનુષ્યમાં જરા પણ ફેરફાર થતો નથી. તે એકાએક કોઇ સંત કે દેવ બની જતો નથી અથવા તો સઘળા જમાનાઓનું જ્ઞાન તેનામાં આવી જતું નથી. મરણને પહેલે દિવસે તે જેવો હતો, તેવો મરણ પછીના

દિવસે પણ હોય છે. તેનામાં તેની તેજ લાગણીઓ, તેજ સ્વભાવ, અને તેજ માનસિક વિકાસ હોય છે, જો ફેર હોય તો તે ફક્ત એટલોજ છે કે તેણે આ સ્થૂલ શરીર ખોયું છે.

આનો અર્થ શો તેનો બરાબર વિચાર કરવા પ્રયત્ન કરો. દુઃખ અથવા થાકના સંભવથી તદ્દન છુટાપણું, કંટાળો ઉપજાવે તેવી ફરજોથી છુટાપણું, પોતાની મરજી પ્રમાણે વર્તવાની સંપૂર્ણ છૂટ (જે ઘણું કરીને પહેલીવારજ તેને મળે છે); આ સઘળું મરણથી ઉત્પન્ન થાય છે. સ્થૂલ જીવનમાં મનુષ્ય વારંવાર અમુક દબાણમાં હોય છે. જે થોડા મનુષ્યોને ગુજરાનનાં સ્વતંત્ર સાધનો હોય છે, તેમાંનો જો તે એક ન હોય તો તેણે પોતાને તથા પોતાના પર આધાર રાખતા મનુષ્યોને સારૂ ખોરાક, કપડાં, આશ્રયસ્થાન વગેરે મેળવવાને ધન પ્રાપ્ત કરવા નિરંતર કામ કર્યાજ કરવું જોઇએ. થોડા ઘણા ધંધા જેવાં કે સંગીતશાસ્ત્ર અથવા તો હુન્નરમાં મનુષ્યનું કામ તેને આનંદજનક થાય છે, તે સિવાય ઘણા ધંધામાં તો એવા પ્રકારની મહેનત કરવાની હોય છે કે જો તેને ફરજ પાડવામાં ન આવે તો તેવી મહેનત કરવાનું તેને ગમતુંજ નથી.

આ સૂક્ષ્મ ભુવનમાં ધનની જરૂર નથી, ખોરાક કે આશ્રયસ્થાનની આવશ્યકતા નથી, કારણ કે તેનું સૌંદર્ય અને તેનો ભભકો કાંઇ પણ ધન કે કિંમત સિવાય સર્વ રહેવાશીઓને વાસ્તે ખુલ્લા છે. સૂક્ષ્મ પ્રકૃતિના બનેલા સૂક્ષ્મ શરીરમાં તેની મરજી માફક તે અહીં કે તહીં ફરી શકે છે. જો તેને જંગલના, દરિયાના કે આકાશના સુંદર દેખાવો પસંદ હોય તો જગતના સુંદરમાં સુંદર સ્થળોની મુલાકાત તેની ઇચ્છા મુજબ તે લેઇ શકે છે. જો તેને કારીગરી ઉપર પ્રીતિ હોય તો જગતના મોટામાં મોટા પુરૂષોના ઉંચામા ઉંચા

કારીગરીના નમુનાનો વિચાર કરવામાં તે પોતાનો સઘળો વખત ગાળી શકે છે. જો તેને સંગીત પ્રિય હોય તો જગતની મોટામાં મોટી સંગીત શાળાઓમાં એક સ્થળેથી બીજે સ્થળે તે જઇ શકે છે અથવા પ્રખ્યાત સંગીત શાસ્ત્રીઓને સાંભળી શકે છે. આ પૃથ્વી ઉપર જે જે વિષયમાં તેને રસ પડતો હતો, અર્થાત્ જે વિષયને તેણે પોતાનો બનાવ્યો હતો, તે વિષયમાં પૂર્ણ ધ્યાન આપવાને અને તેનો પૂર્ણ અભ્યાસ કરવાને હવે સંપૂર્ણ છુટ મળે છે, પણ તેનો આ વિષયનો ઉપભોગ માનસિક અથવા ઉચ્ચ લાગણીઓને લગતો હોવો જોઇએ; અર્થાત્ તેની તૃપ્તિમાં સ્થૂળ શરીરની જરૂર પડવી ન જોઇએ. આ ઉપરથી જણાશે કે સઘળા વિચારશીલ અને સભ્ય મનુષ્યો મરણ પછી મરણના પૂર્વકાળ કરતાં વધારે સુખી હોય છે, કારણ કે તેમને સુખને વાસ્તે પુષ્કળ વખત મળે છે, એટલુંજ નહિ પણ જે બાબતોમાં તેમને રસ પડે છે, તે બાબતોમાં ખરો અને સંતોષકારક વધારો કરવાને પણ વખત પુષ્કળ મળે છે.

શું ત્યારે તે ભુવનમાં કોઈ પણ દુઃખી નથી ? હા છે, કારણ કે ત્યાંની જીંદગી તે અહીંની જીંદગીનું અનુસંધાન છે અને મનુષ્યે શરીર છોડયું તે પહેલાં જેવી સ્થિતિમાં હતો, તેવીજ સ્થિતિમાં દરેક રીતે હોય છે.

જો તેની આ દુનિયાની ઇચ્છાઓ ઘણી હલકી અને અધમ હશે તો તે ઇચ્છાઓને સંતોષવાને તે ભુવનમાં પોતાને અસમર્થ જોશે. દારૂડીઓ નહિ છીપાય એવી દારૂ પીવાની તૃષ્ણાથી દુઃખ ભોગવશે, કારણ કે જે વડે તે તૃષ્ણા છીપાય તેવું શરીર ત્યાં તેને હોતું નથી. ખાઉધરા મનુષ્યને ભોજનની મજા મળી શકશે નહિ. કંજુસ મનુષ્યને એકઠું કરવા સારૂ ધન જડી શકશે નહિ. જે મનુષ્ય આ

દુનિયામાં અયોગ્ય વિકારોને વશ વર્ત્યો છે, તેને માલૂમ પડશે કે તે વિકારો તેના હૃદયના મર્મસ્થળને ભેદી નાંખે છે. તૃપ્ત ન થઇ શકે તેવી લાલસાઓથી હજુ પણ વિષયી મનુષ્ય ધડક્યાં કરે છે.. પોતે જેના ઉપર ઇર્ષ્યા કરતો હતો તેને હેરાન કરી શકતો નથી એ વિચારથી અદેખો મનુષ્ય અદેખાઈથી હજુ પણ ત્યાં ચીડાય છે. આવા પ્રકારનાં મનુષ્યો નિઃસંશય દુઃખ ભોગવે છે, પણ ફક્ત આ-વાજ મનુષ્યો કે જેઓની ઇચ્છાઓ અને વિકારો મોટે ભાગે હલકા અને સ્થૂલ વિષયને લગતા હોય છે તેઓજ દુઃખ ભોગવે છે; અને તેઓનું ભવિષ્ય પણ સર્વથા તેમના પોતાનાજ હાથમાં છે. તેઓએ આ ઇચ્છાઓને વશ કરવી જોઇએ, એટલે પછી આવી ઇચ્છાઓ જે દુઃખ ઉત્પન્ન કરે છે, તેમાંથી તેઓ એકદમ છૂટા થઈ શકશે. શિક્ષા જેવું ત્યાં કાંઈ છેજ નહિ, એ નિરંતર સ્મરણમાં રાખો. ત્યાં ચોક્કસ કારણનું ફક્ત સ્વાભાવિક પરિણામ છે. માટે જો તમે કારણને દૂર કરશો તો કાર્ય–પરિણામ તરત બંધ થઇ જશે;–જો કે આ તરતજ થઈ જશે એમ નથી પણ કારણમાં મૂકેલી શકિત ખપી જતાં તે તરત બંધ થઇ જશે.

ઘણા લોકો એવા હોય છે કે જેઓ આ ગંભીર દુર્ગુણોથી દૂર રહ્યા હોય તે છતાં તેઓએ સ્થૂલ પ્રકારનુંજ જીવન ગાળ્યું છે. અને તેઓએ મુખ્યત્વે કરીને નાત જાતની અને રૂઢીઓનીજ દરકાર કરી છે, અને પોતાની મેળે સુખ ભોગવવાનોજ વિચાર કર્યો છે. આવા લોકોને આ સૂક્ષ્મ ભુવનમાં કોઈ ખાસ દુઃખ હોતું નથી. પણ તેઓને તે ભુવન નીરસ લાગે છે, અને ત્યાં વખત શી રીતે ગુજારવો તે તેમને જડતું નથી. તેઓ પોતાના જેવાજ મનુષ્યોની સાથે એકઠા થઇ શકે, પણ તેઓને તેઓનું જીવન કંટાળાભરેલું ભાસે છે.

કારણ કે વસ્ત્ર કે બહારના ભભકાની બાબતમાં હવે હરીફાઇ કરવાનું રહ્યું નથી. અને સારા અને હુશીઆર પુરૂષો જેમની પાસે તેઓ જવા ઇચ્છે છે તેઓ બીજી રીતે કાંઇક કામમાં જોડાયા હોય છે, અને તેથી તેઓ કેટલીક રીતે આવા મનુષ્યોને અગમ્ય લાગે છે. પણ કોઇ પણ મનુષ્ય જે વિચારપૂર્વક માનસિક કે કળાઓના વિ-ષયોમાં રસ લેઇ શકે એવો હોય છે તે મનુષ્યને તો આ સ્થૂલ શરીર કરતાં સ્થૂળ શરીરથી છૂટા પડયા પછીની સ્થિતિમાં અનંતગણું વધારે સુખ જણાશે. અને આ સાથે યાદ રાખવું જોઇએ છે કે જો મનુષ્યમાં બુદ્ધિવિષયક આનંદ મેળવવાની ઇચ્છા કરવા જેટલું ડહાપણ હોય તો તે ખીલવવાનું બની શકે તેમ છે. બુદ્ધિમાં તેમજ કળા-ઓમાં રમનારા મનુષ્યો તે નવા જીવનમાં પરમ સુખી હોય છે. પણ જેઓની તીવ્ર અભિલાષા પોતાના માનવબંધુઓમાં છે, અર્થાત્ જેઓને પરમ આલ્હાદ બીજાને મદદ કરવામાં, સહાય આપવામાં અને શિખવવામાં મળતો હોય છે, તેઓ વળી તે કરતાં પણ ત્યાં વધારે સુખી હોય છે. જો કે તે ભુવનમાં ગરીબાઇ, ભુખ કે તરસ હોતાં નથી, છતાં ઘણા મનુષ્યો દિલગીરીમાં હોય છે કે જેઓને શિખવી શકાય. મરણ પછીના ભુવન સંબંધી પાશ્ચાત્ય દેશોમાં એટલું બધું થોડું જ્ઞાન હોય છે કે તેથી કરીને આ નવા જીવનની શક્યતાઓ સંબંધી માહીતી મેળવવા ઘણા લોકો ઇંતેજાર હોય છે. આ કારણથી જેને જ્ઞાન હોય છે તે અહીંની માફક ત્યાં પણ આશા અને ખુશ-ખબર ફેલાવતો ફરતો ફરે છે. પણ યાદ રાખજો કે 'ત્યાં' અને 'અંહી' આ શબ્દો આપણી અજ્ઞાનતાને આશ્રયી લખાયેલા છે, કારણ કે તે ભુવન પણ અહીંજ છે, સઘળો વખત આપણી આસ-

પાસ અને આપણી પાસેજ આવેલું છે; માટે તે દૂર અથવા દુર્ગમ્ય છે એવું એક ક્ષણવાર પણ માનવું નહિ.

શું ત્યારે મરણ પામેલા આપણને જોઇ શકે છે? આપણે કહીએ છીએ તે શું તેઓ સાંભળી શકે છે ? આપણી હાજરીની તેઓને ખબર હોય છે અને આપણે સુખી છીએ કે દુઃખ છીએ, આ અર્થમાં તેઓ આપણને જોઇ શકે છે; પણ જે શબ્દો આપણે બોલીએ છીએ તે તેઓ સાંભળતા નથી. તેમજ આપણાં સ્થૂલ કાર્યોની વિગત તેઓને ખબર પડતી નથી. તેઓની જાણવાની શક્તિની કેટલી મર્યાદા છે, તે આપણે એક ક્ષણવારમાં વિચારીશું. આપણે જે સૂક્ષ્મ શરીર કહી ગયા તેમાં તેઓ રહે છે. આ શરીર આપણી અંદરજ રહેલું છે અને તેના દેખાવનો વિચાર કરીએ તો તે આ સ્થૂલ શરીરનુંજ પ્રતિબિંબ છે; પણ જ્યારે આપણે જાગતા હોઇએ છીએ ત્યારે આપણું ભાન ફક્ત સ્થૂલ શરીરમાં કેન્દ્રિત થયેલું હોય છે. આપણે ઉપર કહી ગયા છીએ કે સ્થૂલ પ્રવૃત્તિ સ્થૂલ શરીરથીજ જાણી શકાય છે, તેમ સૂક્ષ્મ ભુવનની પ્રકૃતિ સૂક્ષ્મ શરીરથીજ જાણી શકાય, માટે મરણ પામેલો મનુષ્ય ફક્ત આપણું સૂક્ષ્મ શરીર જોઇ શકે, અને તે ઓળખવામાં તેને મહેનત પડતી નથી. જેને આપણે ઉંઘ કહીએ છીએ, તે સ્થિતિમાં જ્યારે આપણે હોઇએ છીએ, ત્યારે આપણું ચૈતન્ય તે શરીરને ઉપયોગમાં લે છે અને તેથી મરણ પામેલા મનુષ્યની અપેક્ષાએ આપણે જાગીએ છીએ; પણ જ્યારે આપણે સ્થૂલ શરીરમાં પાછા ફરીએ છીએ, ત્યારે તે મરણ પામેલાને લાગે છે કે આપણે ઉંઘીએ છીએ. કારણકે જોકે તે આપણને જુએ છે, તે છતાં આપણે તેની તરફ ધ્યાન આપતા નથી અથવા તેની સાથે વાત કરવાને સમર્થ નથી. જ્યારે આપણો

કોઇ જીવતો મિત્ર ઉંઘે છે, ત્યારે તેની હાજરીની આપણને ખબર છે; છતાં આપણે તેની સાથે વાત કરી શકતા નથી, તેજ રીતે મરણ પામેલાની નજરમાં જીવતા મનુષ્યની ( જાગૃત અવસ્થામાં હોય છે ત્યારની ) સ્થિતિ લાગે છે.

આપણે ઉંઘમાં જે જોયું હોય છે, તેનું ભાન આપણને આપણી જાગ્રત્ અવસ્થામાં હોતું નથી, તેથી આપણને એવો ભ્રમ થાય છે કે આપણા મરણ પામેલા મનુષ્યો આપણે ખોયા છે, પણ તેઓને એવો ભ્રમ હોતો નથી કે આપણે તેમનાથી વિખુટા પડ્યા છીએ; કારણ કે તેઓ સઘળો વખત આપણને જોઇ શકે છે. તેમને ફેરમાત્ર એટલોજ છે કે રાત્રિએ આપણે તેમની સાથે હોઇએ છીએ, અને દિવસે આપણે તેમનાથી દૂર હોઇએ છીએ; પણ જ્યારે તેઓ પૃથ્વી-પર હતા, ત્યારે આના કરતાં તદ્દન જૂદોજ ક્રમ હતો.

સેંટ પોલને અનુસરીને જે શરીરને આપણે અત્યાર સુધી 'આધ્યાત્મિક શરીર' કહેતા આવ્યા છીએ, તેનું સામાન્ય નામ વાસના શરીર અથવા સૂક્ષ્મ શરીર છે. તે શરીર આપણી લાગણીઓ અને ભાવનાઓનું બનેલું છે. તેટલા માટે આપણી લાગણીઓ અને ભાવનાઓ મરણ પામેલાઓની નજરે ખુલ્લી રીતે પડે છે.

જો આપણે આનંદમાં હોઇએ છીએ તો તેઓને તરતજ તે માલૂમ પડે છે, પણ તેઓને તે આનંદનું કારણ જણાતું નથી. જો આપણા પર દિલગીરી આવી પડે છે તો તેઓને તરત તેનું જ્ઞાન થાય થાય છે, અને તેમાં તેઓ ભાગ લે છે, છતાં આપણે શા સારૂ દિલગીર છીએ, તે તેમના જાણવામાં આવતું નથી. આ બધું તો આપણે જાગતા હોઇએ છીએ, તે વખતમાં બને છે, પણ જ્યારે આપણે ઉંઘીએ છીએ ત્યારે પૂર્વે પૃથ્વી પર હતા ત્યારે આપણી સાથે જેવી

રીતે વાત કરતા હતા તેવી રીતે વાત કરે છે. આ સ્થૂલ ભુવનમાં તો આપણે આપણી લાગણીઓને સંતાડી બીજારૂપે દેખાડીએ, પણ તે ઉચ્ચ ભુવનમાં તેમ થવું અશક્ય છે, કારણ કે તે લાગણીઓના પ્રમાણમાં શરીરમાં થતો ફેરફાર નજરે પડે છે.

આપણા ઘણા વિચારો લાગણીઓને લગતા હોય છે, તેથી આપણા ઘણા ખરા વિચારો તે ભુવનમાં ખુલ્લા જણાઈ આવે છે. પણ જે ભાવવિષયક ( abstract ) વિચાર છે તે હજુ ગુપ્ત રહેછે.

તમે કહેશો કે અમને સ્વર્ગ અને નરક વિષે બાલ્યાવસ્થામાં જે કહેવામાં આવ્યું હતું તેની સાથે આ બીનાને બહુજ ઓછું મળતાપણું છે. તે છતાં ઉપર જણાવેલી બીના સત્ય વાત છે અને તે દંતકથાઓની અંદર રહેલું ખરૂં રહસ્ય છે. ખરેખર નરક છે જ નહિ; તોપણ દારૂડીઆએ તેમજ વિષયી મનુષ્યે પોતાની મેળે જે સ્થિતિ ઉત્પન્ન કરી હોય છે તે કદાચ નરકની ખોટી નકલ નથી. ફક્ત તે શાશ્વત નથી. વાસનાઓ ક્ષય પામી જાય તેટલા વખત સુધી તે સ્થિતિ ટકે છે. જો મનુષ્ય સ્થૂલ પદાર્થોની વાસનાઓ ઉપર જય મેળવવાને જોઇતું ડહાપણ અને ધૈર્ય ધરાવતો હોય તો ગમે તે વખતે તે સ્થિતિનો અંત આણી શકે અને તે કરતાં પોતાની જાતને વધારે ઉચ્ચ સ્થિતિએ લેઇ જાય. કેથોલીક ધર્મવાળા જેને Purgatory—પાપમોચન સ્થાન કહે છે, તેનું રહસ્ય આજ છે. તે જણાવે છે કે મનુષ્ય સ્વર્ગનું સુખ ભોગવવાને લાયક અધિકારી થાય તે પહેલાં મરણ પછી તેણે હલકા પ્રકારના દુર્ગુણોને, કેટલુંક દુઃખ ભોગવીને, બાળી નાખવા જોઇએ.

મરણ પછી બીજી ઉંચા પ્રકારની પણ સ્થિતિ છે કે જે સ્વર્ગના યોગ્ય સ્વરૂપને મળતી આવે છે. જ્યારે સઘળી હલકી અને

સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી ગઈ હોય છે, ત્યારેજ ઉચ્ચ પ્રદેશ મેળવી શકાય છે. તે વખતે મનુષ્યના પોતાના સ્વભાવ અને તેણે આ પૃથ્વીપર ગાળેલા જીવન અનુસાર તેને વારતે આ વખત અનંત સુખનો છે. તે વખતે તેને ઘણું ઉંડું અનુભવજ્ઞાન થાય છે અને સત્ય તત્ત્વની સમીપમાં તે વધુ આવતો જાય છે; પણ કેવળ ધર્મિષ્ઠ મનુષ્યોનેજ આ આનંદ મળે છે એમ નથી, પણ સર્વને મળે છે.

કોઇ પણ રીતે આ સ્થિતિને બદલારૂપ માનશો નહિ. પણ જીવનમાં પસાર કરેલા ચારિત્રનું અનિવાર્ય પરિણામ છે એમ ગણજો. જો મનુષ્યમાં ઉંચી અને નિઃસ્વાર્થી અભિલાષાઓ હોય, જો તે વિદ્યામાં તેમજ કળામાં બહુ ખીલેલો હોય, તો આવી ખીલવણીના–વિકાસના અનિવાર્ય પરિણામરૂપે જે સુખ વિષે આપણે વિચાર કરીએ છીએ, તે સ્વર્ગીય સુખ પ્રાપ્ત થાય છે. હંમેશાં સ્મરણમાં રાખવું ઘટે છે કે આ બધી સ્થિતિઓ એક જીવનના જૂદાં જૂદાં પગથિયાં રૂપે છે; અને જુવાનીમાંના મનુષ્યના ચારિત્ર ઉપર તેની પુખ્ત ઉમર અને વૃદ્ધાવસ્થાની સ્થિતિનો આધાર છે, તેજ રીતે પૃથ્વી ઉપરની જીંદગીમાંના મનુષ્યના ચારિત્ર ઉપર આ મરણ પછીની સ્થિતિઓનો આધાર છે. તમે પુછશો કે શું આ સુખની સ્થિતિ શાશ્વત છે?

ના, કારણ કે મેં જણાવ્યું છે કે આ માત્ર પૃથ્વીપર ગાળેલી જીંદગીનું પરિણામ છે અને એક અંતવાળું કારણ અનંત પરિણામ કદાપિ ઉત્પન્ન કરી શકે નહિ.

તમે ધારો છો તે કરતાં મનુષ્યની જીંદગી વધારે લાંબી અને મોટી છે. ઈશ્વરમાંથી આવેલો સ્ફુલિંગ ઈશ્વરપાસે પાછો જવો જ જોઇએ; અને હજુ આપણે તે દિવ્યતાની સ્થિતિથી ઘણા દૂર છીએ.

સઘળા જીવો ઉન્નતિના ક્રમમાં છે, કારણ કે ઉન્નતિક્રમ એ ઈશ્વરી નિયમ છે; અને મનુષ્ય બાકીનાઓની સાથે ધીમે ધીમે પણ દૃઢતાથી આગળ વધે છે. જે મનુષ્યની જીંદગી કહેવામાં આવે છે, તે ખરેખર મનુષ્યની ખરી અને મોટી જીંદગીમાંનો એક દિવસ છે. જેવી રીતે સામાન્ય જીવનમાં મનુષ્ય દરરોજ સવારે ઉઠે છે, પોતાનાં વસ્ત્ર પહેરે છે, અને પોતાનું દરરોજનું કામ કરવાને બ્હાર જાય છે, અને જ્યારે રાત પડે છે, ત્યારે તે વસ્ત્ર ઉતારી નાખે છે અને આરામ લે છે અને બીજે દિવસે, જ્યાંથી તેણે આગલે દિવસે કામ છોડયું હતું, ત્યાંથી તે કામ ઉપાડી લેવાને જાગૃત થાય છે—તેજ રીતે જ્યારે મનુષ્ય આ સ્થૂલ ભુવનમાં આવે છે, ત્યારે તે સ્થૂલ શરીરરૂપ વસ્ત્ર પહેરે છે, અને જ્યારે તેનું કામ પૂરૂં થાય છે, ત્યારે તે આ વસ્ત્રનો ત્યાગ કરે છે (કે જેને તમે મરણ કહો છો) અને ઉપર વર્ણવેલી આરામ આપનારી સ્થિતિમાં ચાલ્યો જાય છે.

અને જ્યારે તે આરામની સ્થિતિ પુરી થાય છે, ત્યારે ફરીથી તે શરીરરૂપ વસ્ત્ર ધારણ કરે છે અને ફરીથી સ્થૂલ જીવનરૂપી નવો દહાડો શરૂ કરવાને બ્હાર નીકળે છે, અને જ્યાંથી તેણે પોતાનો ઉન્નતિક્રમ છોડયો હતો, ત્યાંથી તે પાછો શરૂ કરે છે. આ પ્રમાણે જ્યાંસુધી જે દિવ્ય સ્થિતિ ઈશ્વર ઇચ્છે છે કે તેને મળે તે પ્રાપ્ત થાય ત્યાંસુધી તેની લાંબી જીંદગી ચાલ્યા કરે છે.

આ બધું તમને કદાચ નવું લાગશે અને નવું હોવાના સબબે તમને કદાચ વિચિત્ર અને અજાયબ જેવું લાગશે. તે છતાં જે મેં કહ્યું છે તેની સાબીતી થઈ શકે તેમ છે અને ઘણી વખત તેની કસોટી કહાડવામાં આવી પણ છે. પણ જો તમારે આ સઘળું જાણવું હોય તો તમારે આ વિષયનું સાહિત્ય વાંચવું જોઇએ; કારણ કે

ખાસ હેતુથી લખાયેલા એક નાના લેખમાં ફક્ત મૂળ તત્ત્વ રૂપે સત્ય હકીકતો રજુ કરી શકાય પણ તેના પુરાવા આપી શકાય નહિ.

તમે કદાચ પૂછશો કે મરણ પામેલાઓ પોતાની પાછળ મૂકેલા સ્વજનો વાસ્તે થતી ચિંતાથી શું દુઃખ નથી પામતા? કેટલીક વાર તેમ ચોક્સ બને પણ છે, અને આવી ચિંતા તેમની પ્રગતિમાં વિ-લંબ કરાવે છે, માટે આપણે જેમ બને તેમ આવા પ્રસંગો તેમને આપતાં અટકવું જોઇએ.

જે નવી સ્થિતિમાં મરણ પામેલો મનુષ્ય આવ્યો છે, તે સ્થિ-તિમાં તે પોતાની સઘળી શક્તિ વાપરે તે માટે જે જગત્ તે પાછળ છોડી ગયો છે, તે સંબંધીના સઘળા વિચારોથી તે મુક્ત હોવો જો-ઇએ. તેટલા માટે જે લોકોએ ભૂતકાળમાં તેના પર સલાહ વાસ્તે આધાર રાખ્યો હોય છે, તેઓએ જાતે વિચાર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ; કારણ કે મનથી પણ તેનાપર આધાર રાખવાથી આ જગત્ કે જેના પરથી થોડા વખતથી તેણે મન ઉઠાવી લીધું છે, તે જગ-તના બંધનો મજબુત થાય છે, માટે મરણ પામેલો જે છોકરાંઓ પાછળ મૂકી જાય તેની સંભાળ લેવી એ નિરંતર કરવા યોગ્ય અને ખાસ જરૂરનું ભલું કામ છે; કારણ કે આથી છોકરાંઓનું કલ્યાણ થાય છે એટલુંજ નહિ પણ તેથી મરણ પામેલો (બાપ કે મા) ચિંતારહિત થાય છે, અને પોતાના માર્ગમાં આગળ વધે છે.

મરણ પામેલા મનુષ્યને જો, જ્યારે તે જીવતો હતો ત્યારે, મૂર્ખાઈ ભરેલો અને ઇશ્વિરપર કલંક આવે એવો સિદ્ધાંત શિખવવામાં આવ્યો હોય તો પોતાના ભવિષ્યના સંબંધમાં ચિંતાથી તે દુઃખી થાય છે. સારા નશીબે આ સૂક્ષ્મ ભુવનમાં એવા કેટલાએક પુરૂષો હોય છે કે જેઓ આ ભ્રમથી પીડાતા મનુષ્યોને શોધી કાઢવાનો

વ્યાપાર કરે છે અને વસ્તુઓની ખરી સ્થિતિ સમજાવીને તેમાંથી તેમને મુક્ત કરે છે. કેવળ મરણ પામેલા મનુષ્યોજ આ કામ કરી શકે છે એમ નથી, પણ ઘણાક જીવતા પણ મનુષ્યો છે કે જેઓ, જ્યારે શરીર ઉંઘી ગયું હોય છે ત્યારનો વખત દરરાત્રિએ પારકાની સેવામાં પસાર કરે છે. અને સત્યને તેના ભવ્ય સ્વરૂપમાં સમજાવીને તેમને ગભરાટ અને દુઃખથી મુક્ત કરે છે. સઘળું દુઃખ અજ્ઞાનથી ઉદ્ભવે છે. અજ્ઞાન દૂર કરો એટલે દુઃખ દૂર જશે.

જ્યારે એક નાનું બાલક આ સ્થૂલભુવન છોડીને ચાલ્યું જાય છે અને માબાપ તેની જગ્યા ખાલી જુએ છે અને તેનો પ્રેમાળ અવાજ સાંભળતા નથી તે વખતે આ દેખીતા નુકશાનથી થતી મા બાપની સ્થિતિ ખરેખર દયાજનક હોય છે. ત્યારે આ નવા અને સૂક્ષ્મ ભુવનમાં બાલકોનું શું થાય છે? જે સર્વ તે ભુવનમાં દાખલ થાય છે, તેઓમાં બાલકો સૌથી વધારે સુખી હોય છે, અને સર્વ રીતે તરતજ સંજોગોને અનુકૂળ થઇ જાય છે. સ્મરણમાં રાખવું ઘટે છે કે પોતાના માબાપને, ભાઇઓને, બ્હેનોને અને જે સોબતીઓને તેઓ ચ્હાતા હતા, તેમનાથી તેઓ વિખુટા પડતા નથી. ફક્ત દિવસને બદલે આ બધા તેમને રાત્રિએ મળે છે.

તેથી તેમને વિખુટા પડવાની કે વિયોગની લાગણી બીલકુલ થતી નથી. દિવસ દરમ્યાન પણ તેઓ કદાપિ એકલાં હોતાં નથી, કારણકે ત્યાં પણ અહીંની માફક બાલકો એકઠાં થાય છે અને અપૂર્વ ગાન અનુભવતાં સ્વર્ગીય ખેતરોમાં સાથે રમે છે. આપણે જાણીએ છીએ કે અહીં બાલકને જૂદા જૂદા પાઠ ભજવવાનું ગમે છે. તેઓ વિચિત્ર પરીઓની અથવા બહાદુરીનાં કામોની વાતોના મુખ્ય નાયકનો ભાગ ભજવવાને ઇચ્છે છે.

તે ઉચ્ચ ભુવનના સૂક્ષ્મ પ્રદેશમાં વિચારો દૃશ્ય આકૃતિઓ ધારણ કરે છે, માટે જે બાળક પોતે અમુક નાયક હોવાનું કલ્પે છે, તે બાલક તરતજ તે નાયકનો દેખાવ થોડા વખતને માટે ધારણ કરે છે. જો તેને જાદુઇકિલ્લાની ઇચ્છા થાય તો તેના વિચારો તે જાદુઇ કિલ્લો ઉભો કરે છે. જો તેને લશ્કર ઉભું કરવાની ઇચ્છા થાય છે, તો તે તરતજ તે લશ્કર ત્યાં આવી ઉભું રહે છે. માટે મરણ પામેલાઓમાં છોકરાંઓ હમેશાં આનંદમાં હોય છે; ઘણીવાર તો તે હદ બહાર સુખી હોય છે.

અને બીજા સ્વભાવના બાલકો કે જેઓના વિચારો સ્વાભાવિક રીતે ધર્મ તરફ વળેલા હોય છે, તેઓ પણ જેની ઇચ્છા કરતા હતા તે મેળવ્યા સિવાય રહેતા નથી. કારણકે દેવો અને પ્રાચીન સંતો હયાત છે; તેઓ કાંઇ કેવળ ધર્મિષ્ઠ મનુષ્યોની કલ્પના નથી. જેમને તેમની જરૂર છે, અને જેઓ તેમને માને છે, તેઓ ચોકસ દેવો તરફ આકર્ષાય છે અને તેઓએ કલ્પ્યા હોય તેના કરતાં પણ વધારે દયાળુ અને વધારે પ્રકાશિત તે દેવો માલૂમ પડે છે. કેટલાક બાળકો ઇશ્વરને સ્થૂલ આકારમાં જોશે, તેઓ પણ નિરાશ થતા નથી; કારણકે ઘણાજ માયાળુ અને દયાળુ ધર્મગુરૂઓ પાસેથી તેઓ શિખે છે કે સઘળા આકારો ઇશ્વરના આકારો છે; કારણકે તે સર્વત્ર છે, અને જેઓ ઇશ્વરના નાનામાં નાના પ્રાણીઓની સેવા કરે છે કે તેમને મદદ કરે છે, તેઓ પણ ખરેખર ઇશ્વરનીજ સેવા કરે છે.

બાલકો બીજાને ઉપયોગી થતાં શિખે છે. તેઓ બીજાને મદદ કરતાં અને દિલાસો આપતાં શિખે છે. તે ઉચ્ચભુવનમાં અજ્ઞાનીઓને મદદ અને દિલાસો આપવાનું વિશાળ ક્ષેત્ર તેઓ વાસ્તે ખુલ્લું છે. અને જ્યારે તેઓ પ્રેમ અને દયાનો સંદેશો ફેલાવતા તે પ્રકાશિત

પ્રદેશોમાં વિચરે છે, ત્યારે તેઓને આ સુંદર પ્રાચીન સિદ્ધાંતનું રહસ્ય સમજાય છે કે "In as mueh as ye have done it unto one of the least of these My brethren, ye have done it unto Me" "આ મારા ભાઇઓમાંના એક નાનામાં નાના ભાઇને વાસ્તે જે તમે કર્યું છે, તે ખરેખર તમે મારે વાસ્તેજ કર્યું છે."

અને જેઓ રમવાને પણ અશક્ત છે, એવાં બહુજ નાનાં બાલકો વિષે શું કહો છો? તેમને વાસ્તે જરા પણ ફીકર ન રાખો. કારણકે ઘણી મરણ પામેલી માતાઓ તેમને છાતી સરસા ચાંપવાને, તેમની આગતાસ્વાગતા કરવાને અને પોતાનાજ બાલકો હોય તેમ તેમને ચ્હાવાને તૈયાર હોય છે. મોટે ભાગે આવાં બાલકો સૂક્ષ્મભુવનમાં બહુજ થોડો વખત રહે છે, અને પૃથ્વીપર એકવાર ફરીથી પાછાં આવે છે, અને ઘણું કરીને તેજ માબાપને પેટે જન્મ લે છે. આ બાળકોના સંબંધમાં મધ્યકાળના કેટલાક ધર્મગુરૂઓએ એવી ભયંકર વાત કલ્પી કાઢી હતી કે પવિત્ર સંસ્કાર (Baptism) નો ક્રિયા થયા વગરનું બાલક હમેશને માટે મિત્રોથી વિખુટું પડે છે. આ ક્રિયા એ ખરી ક્રિયા છે અને તે ઉપયોગ વગરની નથી. પણ કોઇએ એવી ભૂલમાં ન પડવું જોઇએ કે એક બાહ્ય ક્રિયા કરવાની રહી જવાથી ઇશ્વરના **સનાતન** નિયમોમાં ફેરફાર થઈ જાય અને પ્રેમાળ ઇશ્વરને બદલે તે નિર્દય જુલમી જેલર બની જાય. ઉંઘમાં મરણ પામેલાની સ્થિતિએ ચઢી તેમને મળવાની શકયતા વિષે આપણે હજુ સુધી બોલતા આવ્યા છીએ. અને આ રીત સ્વાભાવિક અને કુદરતને અનુસરતી છે. વળી પ્રેતાવાહનની **અસ્વાભાવિક** અને અકુદરતી રીત પણ છે, જે રીતથી મરણ પામેલાઓ થોડા વખતને

સારૂ શરીર ધારણ કરે છે અને આપણી સ્થૂલ દૃષ્ટિએ પડે છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસકો આ રીતની ભલામણ કરતા નથી; તેનું એક કારણ એ છે કે આથી મરણ પામેલાઓનો ઉન્નતિક્રમ અટકી પડે છે; અને બીજું કારણ એ છે કે એમાં કેટલીક બાબતની અચોક્કસતા છે. કારણ કે તેમાં ઠગાવાનો અથવા તો બીજાનું નામ દેવાનો સંભવ છે. આ વિષય એટલો મોટો છે કે આટલા નાના લેખમાં તે ચર્ચી શકાય નહિ; પણ મરણ પછીની સ્થિતિ (The Other Side of Death) એ નામના પુસ્તકમાં બહુજ વિસ્તારથી તે વિષયનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પુસ્તકમાં એવા કેટલાક દાખલાઓ વર્ણવેલા માલૂમ પડશે કે જેમાં મરણ પામેલાઓ તરતજ આ સ્થૂલ ભુવન તરફ પાછા વળે છે અને અનેક રીતે દેખાવ દે છે—અને આનું મુળ કારણ એ હોય છે કે તેમને માટે કાંઈ કરવાનું રહી ગયું હોય છે. આવી બાબતોમાં જેમ બને તેમ જલ્દીથી તેમની શી માગણી છે તે શોધી કાઢવી અને બની શકે તો તેમની ઇચ્છાઓ પૂરી પાડવી કે જેથી તેઓનાં મન શાન્ત થાય.

મેં ઉપર જે સઘળું કહ્યું છે, તેનો જો બરાબર રીતે તમને ખ્યાલ આવ્યો હશે તો તમે હવે સમજી શકશો કે આપણા મરણ પામેલા સ્વજન સારૂ શોક ધરવો એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોપણ તે શોક ભુલ ભરેલો છે અને અનર્થકારી છે, માટે આપણે તેને વશ કરવો જોઇએ. તેમને વાસ્તે દિલગીર થવાનું કાંઇ કારણ નથી; કારણ કે તેઓ વધારે વિશાળ અને સુખી દુનિયામાં ચાલ્યા ગયા છે. જો આપણને તેમનાથી થયેલા કાલ્પનિક વિયોગને સારૂ આપણે દિલગીર થતા હોઇએ તો ખરેખરે આપણે એક ભ્રાન્તિને સારૂ રડીએ છીએ, કારણ કે તેઓ આપણાથી વિખુટા

પડયાજ નથી અને વળી આપણે તેવી રીતે રડવામાં સ્વાર્થી છીએ. કારણુ કે આપણે તેમના ખરા અને મોટા લાભનો વિચાર ન કરતાં આપણા દેખીતા નુકશાનનોજ વિચાર કરીએ છીએ. આપણે તદ્દન નિઃસ્વાર્થી સેવાને પ્રયત્ન કરવો જોઇએ, કારણુ કે સઘળો પ્રેમ ખરેખર નિઃસ્વાર્થી હોવોજ જોઇએ. આપણે આપણો નહિ પણુ તેમનો વિચાર કરવો જોઇએ. આપણી શી ઇચ્છા છે અથવા આપણને શું લાગે છે તેનો વિચાર નહિ કરતાં તેમને માટે સારૂં શું છે અને તેઓની ઉન્નતિને મદદગાર શું છે તેનો વિચાર કરવો જોઇએ.

જો આપણે દિલગીર થઇએ, જો આપણે ઉદાસી અને ગ્લાનિને વશ થઇએ, તો આપણામાંથી એક ભારે વાદળ નીકળે છે કે જે તેમના આકાશને અંધકારમય બનાવી દે છે. તેઓની આપણા તરફની દિલસોજી અને પ્રેમને લીધે આ ભયંકર વાદળની તેમના પર ભારે અસર થાય છે. જો આપણી દૃઢ ઇચ્છા હોય તો આ પ્રેમને લીધે મળતી શકિતનો તેમને અડચણુ કરવાને બદલે તેમને મદદ કરવામાં આપણે ઉપયોગ કરી શકીએ. પણુ તેવું કામ કરવામાં ધૈર્ય અને આત્મભોગની જરૂર છે. આપણા મરણુપામેલા સ્વજનોને બની શકે તેટલી સહાય આપવાની આપણી આતુરતા–પ્રેમાળ ઇચ્છાને લીધે આપણે આપણી જાતને તદ્દન ભૂલી જવી જોઇએ, આપણી દરેક લાગણી તેમને અસર કરે છે, માટે આપણે સંભાળ રાખવી જોઇએ કે જે વિચાર વિશાળ, મદદગાર ઉચ્ચ અને શુદ્ધ ન હોય તેવો કોઇ પણુ વિચાર આપણામાં રહેવા ન પામે.

આપણા સંબંધમાં તેમને ચિંતા થાય છે તે વાત મોટે ભાગે ખરી હોય તો આપણે નિરંતર આનંદમાં રહેવું; અને આ પ્રમાણે

તેમને ખાત્રી આપવી કે આપણે વાસ્તે ચિંતા રાખવાની તેમને કાંઇપણ જરૂર નથી. જ્યારે તે જીવતા હતા, ત્યારે મરણ પછીની સ્થિતિના સંબંધમાં જો તેઓને ચોક્કસ અને વિગતવાર માહીતી ન મળી હોય તો આપણે જેમ બને તેમ જલ્દીથી તે માહીતી જાતે મેળવી લેવી અને આપણી રાત્રિની તેમની સાથેની વાતોમાં તે તેમને આપવી. આપણા વિચારો અને લાગણીઓનું ઘણી જલ્દીથી તેમનામાં પ્રતિબંબ પડે છે, તેથી કરીને આપણા વિચારો અને લાગણીઓને નિરંતર આપણે ઉત્સાહજનક અને ઉચ્ચતાને પ્રેરનારાં બનાવવાં જોઇએ.

**"જો આ વસ્તુઓ તમે જાણતા હો અને તે પ્રમાણે વર્તતા હો તો ખરેખર તમને ધન્ય છે!"**

સર્વનું ઐક્ય સમજવાનો પ્રયત્ન કરો. ઇશ્વર એક છે અને તેમાં સર્વનું ઐક્ય છે. જો તે સનાતન પ્રેમનું ઐક્ય આપણામાં ઉતારી શકીએ તો આપણા માટે શોક રહેશેજ નહિ. કારણકે આપણે પોતાના માટે તેમજ આપણે જેમને વ્હાઇએ છીએ તેમને માટે એવો અનુભવ મેળવીશું કે આપણે જીવીએ કે મરીએ, પણ આપણે ઇશ્વરમાં છીએ અને આપણે આ ભુવનમાં હોઇએ કે હવે પછીના ભુવનમાં હોઇએ છતાં આપણે ઇશ્વરમાં હરીએ ફરીએ છીએ, અને આપણું મધ્ય બિન્દુપણ ત્યાંજ છે, શોકની લાગણી એ અશ્રદ્ધાની લાગણી છે, અજ્ઞાનની લાગણી છે. જેમ આપણે વધારે જાણીશું તેમ આપણામાં વધારે શ્રદ્ધા જામશે અને આપણને નિઃસંદેહ એમ લાગવા માંડશે કે આપણે અને આપણા મરણ પામેલા સ્વજનો એક સરખી રીતે સંપૂર્ણ પ્રેમથી કાર્ય કરનાર સંપૂર્ણ શક્તિમય અને સંપૂર્ણ જ્ઞાનમય પ્રભુના હાથમાં છીએ.

---

# બાળ કેળવણી*.



મી. લેડબીટરને નીચેનો પ્રશ્ન એકવાર પૂછવામાં આવ્યો હતો, તેના જવાબમાં તેમણે જે કહ્યું તે ઉપરથી આ લેખ લખવામાં આવ્યો છે.

**પ્રશ્નઃ**—"ગયા રવિવારે તમે બાળકો તરફ વિશેષ દયાથી વર્તવું જોઇએ, એ ઉપર ભાર મૂકીને કહ્યું હતું; અને મોન્ટીસોરી તથા ફ્રોએબલની શિક્ષણ પદ્ધતિની તમે સારી પ્રશંસા કરી હતી. અમારાંમાના કેટલાક જેઓ માબાપ છે, તેઓ આ પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરે છે. પણ જ્યાં બાળકોમાં ઘણીવાર હઠીલાઈ, અને દેખીતી અધમતા જોવામાં આવે છે, ત્યાં અમારી નમ્રતા નિરર્થક જાય છે.

હઠીલા છોકરાને પોતાની મેળે વર્તવા દેવો એ શું ડહાપણ ભરેલું ગણી શકાય? શિક્ષાના ભય સિવાય બીજે કયે રસ્તે તે કામ કરી શકાય? એક માબાપને નવ વર્ષનો છોકરો છે, જે ઘણીવાર પૈસા ચોરી જાય છે, અને નમ્ર ઉપાયોથી સુધરે તેમ નથી; તો શું કરવું?"

**ઉત્તરઃ**—હા! તમે કહો છો તે ખરી વાત છે; પણ તે છોક-કરામાં હઠીલાઈ, અને અધમતા લાવવામાં તમે શું કરતા હતા? યાદ રાખજો કે બધી બાજી તમારા હાથમાં હતી; અને હવે જે સ્થિતિ ઉદ્ભવવા પામી છે, તે માટે તમારે તમારો પોતાનો જ આભાર માનવાનો છે. આ વાત જેટલી વધારે વાર કહેવામાં આવે તેટલી ઓછી ગણાય. શું તમે નથી જાણતા કે જ્યારે બાળક તમારી પાસે

* Training of the Child એ લેખનો અનુવાદ.

આવે છે, ત્યારે તેનાં સૂક્ષ્મ શરીરો લગભગ કોરાંપાનાં જેવાં હોય છે? તેનામાં અનેક પ્રકારની શક્યતાઓ હોય છે. છેવટે વાસના-શરીર નાશ પામ્યું તે વખતે જેવી તે શરીરની સ્થિતિ હતી, તેવી સ્થિતિવાળું વાસના શરીર ઉત્પન્ન થાય, તેવી પ્રકૃતિ ત્યાં માલમ પડે છે. તે બાળક સામાન્ય રીતે સાધારણ કોટીનો જીવાત્મા હોય છે; અને આ વાત તમે ધ્યાનમાં ન રાખો તો જે જે પરિણામ આવે તેને વાસ્તે તમે જોખમદાર છો જો તે સાધારણ કોટીનો હોય તો આપણે જાણીએ છીએ કે તેનામાં સદ્‌ગુણ અને દુર્ગુણનાં બીજ બન્ને સાથે ભળેલાં હશે.

તમે કયા બીજને પ્રથમ કેળવો છો, એ બહુ જ અગત્યનો વિષય છે, એ હું તમને વારંવાર ભાર દઇને જણાવું છું. અંદરના સંઘર્ષણથી તે બીજ જાગ્રત્ થાય છે. આ શરીરોની પાછળ રહેલો આત્મા જે સારા અનુભવો હોય છે, તેની જ નોંધ લે છે. ઇશ્વરી યોજનામાં આ એક બહુ જ ઉચ્ચ મુદ્દો છે કે આપણે શુભ સિવાયનું કોઈ પણ તત્ત્વ આપણામાં સંચિત કરી શકીએ નહિ; કારણ કે જીવાત્માનું બંધારણ જ એવું છે કે તે હલકા અને ખરાબ આંદોલનોને જવાબ આપી શકે નહિ. જો તમારામાં કોઇ દુર્ગુણ હોય તો તે તમારા 'ઓરા'માં એક છિદ્ર સમાન લાગે છે. તે જીવે યોગ્ય સદ્‌ગુણ કેળવ્યો નથી, અને તેટલા વાસ્તે જ તેનું 'હુંપણું' જોર બતાવવા લાગે છે; પણ જો આત્મા પૂર્ણ ખીલ્યો હોય તો તે હું-પણું મંદ પડી જાય છે. આખે રસ્તે આજ માર્ગ છે. માટે ખોટું કરવાનો આવેગ કદાપિ અંતરમાંથી આવતો નથી. આદમ અને ઈવે પ્રથમ પાપ કર્યું અને તેથી દરેક મનુષ્યને પાપ કરવાની વૃત્તિ થાય

છે, એ તો ભૂલ ભરેલો વિચાર છે. મનુષ્યના અંદરથી અશુભ ઉત્પન્ન થતું નથી, તેમજ તેના પોતાનામાંથી પણ તે પ્રકટ થતું નથી. તે પોતે તો દિવ્ય સ્ફુલિંગ છે, અને તે તો નિરંતર સારો, સત્યમય અને ઉમદા જ થવાનો; પણ તેનું વ્યક્તિત્વ તે વિચારોને અનુકૂળ થઇ શકતું નથી.

તમારા બાળકમાં રહેલા સુસ્ત ગુણો જે પ્રકટ કરવાને જોઇતી પ્રકૃતિ તે બાળકની વાસનો પ્રકૃતિમાં મોજુદ છે, તે મોટે ભાગે જાગ્રત્ થશે. ઘણા મનુષ્યો પ્રથમ બધાં હલકાં બીજને પુષ્ટ કરવા પ્રયત્ન કરતા હોય એમ લાગે છે. આથી અશુભ બીજોનું પ્રમાણ અને બળ એટલું બધું વધી જાય છે કે સારાં બીજને ત્યાં સ્થાન આપવાનું કામ ઘણું કઠણ લાગે છે, અને સારાં બીજને પુષ્ટિ આપવામાં તો ઘણી જ અડચણ નડે છે. સામાન્ય દોષ ચીડીઆપણાનો છે. બાળકની આસપાસના લોકો ઘણીવાર ચીડીઆ સ્વભાવના, ક્રોધી અને ઉશ્કેરાઇ જાય તેવા હોય છે; તેથી તે બાળકમાં રહેલા ચીડીઆપણાના અને ક્રોધનાં બીજ જાગ્રત્ થાય છે. જે સારાં બીજ તેને દબાવી શકે, તે ત્યાં પડેલાં છે, પણ તે સુસ્ત દશામાં છે.

ઘણીવાર લોકો બાળકોને નોકરોની સંભાળમાં મૂકે છે. હું જાણું છું કે ઘણીવાર આવા નોકરો બહુ ભક્તિવાળા હોય છે. કેટલીકવાર તો તેમની ભક્તિ ગાંડાઈ જેવી લાગે છે. ઑસ્ટ્રેલિયામાં કેમ છે, તે હું જાણતો નથી. પણ યુરોપમાં તો જનસમાજમાં હલકી ગણાતી પંક્તિના લોકોને નોકરો તરીકે રાખવામાં આવે છે. આનો અર્થ એજ થાય કે તે નોકરો ઓછા સંસ્કારી હોય છે, તેઓની લાગણીઓ ઉંચા પ્રકારની હોતી નથી અને તેમના બધાં કાર્યોમાં, વાસના-

ઓમાં, તથા વિચારોમાં સ્થૂલતા માલમ પડે છે. એકંદર આ કરતાં કાંઈ સારો ચિતાર હોતો નથી. જે માતા પોતાના બાળકને પોતાના કરતાં ઉતરતી પંક્તિના નોકરના હાથમાં સોંપે છે, તે માતા તે બાળકને તે વર્ગમાં મૂકે છે. તે વર્ગના ગુણો તો તે જીવ આજથી વીસત્રીશ હજાર વર્ષપર શીખ્યો હતો; હવે માતા આવા બાળક પાસેથી ઉંચ વર્ગમાં માલમ પડતા ઉંચ પ્રકારના ગુણોની આશા કેવી રીતે રાખી શકે ? જો તે માતાએ તે બાળકને તે ગુણો ખીલવવાનો પ્રસંગ આપ્યો હોત, અને આશા રાખી હોત તો તે વ્યાજબી ગણાત.

વળી માબાપ પોતે પણ આ બાબતમાં બેદરકાર હોય છે. તેઓ બાળકની રૂબરૂમાં ગમે તેવું લવે છે. તે બાળક સમજે છે, એમ હું કહેતો નથી. નાનામાં નાનું બાળક હોય,—તે બાળક ગર્ભમાં હોય,—તો પણ તેને આ વચનો અને વિચારોની અસર થયા વિના રહેતી નથી. તમારી ઇચ્છા હોય કે ન હોય, પણ તમે આ રીતે તેમનાં નાજુક શરીરોપર બહુ જ ખરાબ અસર કરો છો. જો તમારૂં વાસના શરીર ઉશ્કેરાયેલી સ્થિતિમાં હોય તો તેની અસર તે બાળકના વાસના શરીરને થવા લાગે છે, કારણ કે તે બાળકને તેના પોતાના શરીરપર કાબુ હોતો નથી.

જો તમે શરૂઆતનાં કેટલાંક વર્ષો સુધી બાળકને ક્રોધ, સખ્તાઇ ભય, અથવા કોઇ જાતનું બીકણપણું ઉત્પન્ન થાય તેવા પ્રસંગોથી દૂર રાખો તો તમે તે બાળકમાં પ્રેમ, ધૈર્ય અને ભક્તિ જેવા સારા ગુણો ખીલાવી શકો. આ રીતે સારાં બીજને પ્રથમ પુષ્ટિ મળી શકશે. વ્હેલા કે મોડા, તેને કાંઇક એવો સંસ્કાર મળશે કે જેથી તેના અશુભ બીજને જાગૃતિ મળે, પણ આ અશુભ સંસ્કારને તેનામાં

પ્રવેશ કરતાં ઘણી મુશ્કેલી લાગશે; કારણ કે તેનું આખું વાસના શરીર આ નવા આવનારા શત્રુની સામે થશે. તમે કુદરતની બધી શક્તિઓ તમારી બાજુએ એકઠી કરો છો, પણ તેનો ઉપયોગ કરવાને તમારે તે સંબંધી કેટલીક સમજુતી મેળવવી જોઇએ. ઘણીવાર સૌથી ઉત્તમ અને સૌથી સુંદર ગુણોને અજાણતાં કચરી નાખવામાં આવે છે—ઉગતા છેદવામાં આવે છે.

આપણે બધા જંગલી દશામાં પસાર થઇ આ સ્થિતિએ આવ્યા છીએ. આપણે તે દશામાં 'જંગલીઓને યોગ્ય ગુણો ખીલવ્યા હતા: જેવા કે ધૈર્ય, સઘળી અડચણો વચ્ચે બહાદુરી, ખંત, સહનશક્તિ અને એવા કેટલાક ગુણો. આ બધા ગુણો મનુષ્યના ચારિત્રના પાયા રૂપ છે. એ બધા ગુણો અત્યારે પણ જોવામાં આવે છે, અને તેથી આપણે પોતાને સુધરેલા ગણીએ છીએ, પણ તે જંગલીમાં કેટલાક દુર્ગુણો હતા. તેનામાં ઘાતકીપણું હતું, તે ખોટી બડાઇ મારતો હતો. આ બધા દુર્ગુણો આપણને અત્યારે ત્રાસ ઉપજાવે તેવા જણાય છે. જ્યારે વર્તમાન કાળના મનુષ્યો પણ ભારે અડચણમાં અથવા મુશીબતમાં આવી પડે છે, ત્યારે તે જંગલી અવસ્થાની લાગણીઓ કેટલીકવાર પ્રકટ થઇ આવે છે. તે લાગણીઓ હજુ બહુ દબાઇ ગઇ નથી. આપણામાં ઉદારતા, સ્વમાનબુદ્ધિ વગેરે ખીલ્યાં છે, પણ કેટલીકવાર આપણું વર્તન તે જંગલી દશાનું ભાન કરાવે છે.

આપણે જંગલીનાં કેટલાંક લક્ષણો ઉપર ઉચ્ચ પ્રકારની ઉદારતાનો અને બીજાની લાગણી તરફ માન રાખવાની વૃત્તિનો ઢોળ ચડાવ્યો છે. સદ્‌ગૃહસ્થ—આર્ય—શ્રેષ્ઠ—એ શબ્દમાં ઘણા ઉંચ ગુણો સમાઇ જતા હતા. પણ આ સ્થળે યાદ રાખવું જોઇએ કે જેવી રીતે પત્થરમાંથી કોતરી કાઢેલી મૂર્તિ ઉપર કુશળ કારીગર પોતાના હાથ-

વતી નાજુક કામ કરે છે; તેના જેવી આ ગુણોને સદ્‌ગુણ રૂપમાં ફેરવવાની ક્રિયા છે. શિષ્યોએ પત્થરમાંથી મૂર્તિ ખોદી કાઢવાનું સ્થૂળ કામ કર્યાં પછી જ કુશળ શિલ્પી તે મૂર્તિને કોઇક કોઇક સ્થળે અટકીને તેના લાવણ્યમાં ઉમેરો કરે છે. છેવટનો સ્પર્શ તો તે કુશળ કારીગરનો જ હોય છે. તે સ્પર્શથીજ તેમાં સૌંદર્ય, શોભા અને મહત્તા જણાઇ આવે છે. તે જોવાં હોય તો ઇટાલી જાઓ.

જે પળે તમે બાળક તરફ નિષ્ઠુર અને ઘાતકી વર્તન રાખો, તેજ પળે તેનાં સૌંદર્ય, શોભા અને મહત્તા ચાલ્યાં જાય છે. તમે તે બાળકમાં રહેલા જંગલી સ્વભાવને દૂર કરી શકતા નથી, ફક્ત ઉપરથી તેને ઢાંકવાનો તમે પ્રયત્ન કરોછો. છોકરાઓનું પોતાનું મંડળ હોય છે, અને તેમના પોતાના જ નિયમો હોય છે. તેમના વિચારો વડીલોના વિચારો અને ભાવનાઓ કરતાં કાંઇ જૂદાજ પ્રકારના હોય છે. જ્યારે તેઓના નિયમો તમારા કરતાં જૂદા હોય છે, ત્યારે ઘણીવાર તેમના નિયમો તેમને જંગલી દશાભણી લઇ જનારા હોય છે; આનું કારણ તમારી તેમના ભણીની વર્તણુક સિવાય બીજું કાંઇ નથી. તમે તેમના જીવનનું સૌંદર્ય અને નાજુકતા તોડી નાખી છે, અને ફક્ત તેમના જંગલીપણાને ખુલ્લું કર્યું છે. મોટી વયે તેઓ કદાચ સૌંદર્ય અને શોભા પાછી પ્રાપ્ત કરી શકે, પણ સંભવ બહુજ ઓછો છે.

જેથી મનુષ્યમાં સ્વમાન ખીલે, અથવા કાવ્યભાવના ખીલે, તે તત્ત્વોને નાનપણથી છેદવામાં આવે છે. વાસના શરીરમાં જૂદી જૂદી રીતે જુદી જુદી ઉચ્ચ લાગણીઓ પ્રકટ થવાનો સંભવ હોય છે, પણ તે બધી શક્યતાઓને નાશ પામતી જોઇ અને તેને બદલે હલકી લાગણીઓને પોષણ મળતું જોઈ પારાવાર ખેદ થાય છે.

એકવાર બાળક તરફ નિષ્ઠુરતાથી અને ઘાતકીપણે વર્તવામાં આવે, પછી તેને તમે ગમે ત્યારે જુઓ, પણ તેનામાં સુંદરતાની ઝળક ચાલી ગઇ હોય છે. કેટલાક એવા પણ જીવો મળી આવે છે કે જેઓ આવું છતાં પણ તે સૌંદર્ય જાળવી શકે છે. બાળક તરફ નિષ્ઠુર રીતે વર્તવાથી તેના બધા ઉચ્ચ સંસ્કારો તે જન્મને વાસ્તે તો તેનામાંથી જતા રહ્યા હોય એવું પરિણામ આવે છે. જો બે ત્રણ જમાના સુધી પ્રેમના નિયમનું પાલન કરવામાં આવે તો દુનિયા સ્વર્ગસમ થઇ જાય. તમારા મિત્રોના બધા દુર્ગુણો અદૃશ્ય થયા હોય, અને તેમના સદ્‌ગુણો એકદમ વધારે તીવ્ર બન્યા હોય, એવી સ્થિતિનો વિચાર કરો; એક જમાના સુધી બાળકોના સંબંધમાં પ્રેમના નિયમનું પાલન કરવાથી આવી દુનિયા તમે જોઈ શકશો.

જો બાળકને નુકશાન પહોંચી ગયું હોય તો તમારે તેવા બાળક તરફ કેમ વર્તવું તેવો પ્રશ્ન તમે પૂછોછો. જો તમે ખોટી અને ભૂલ ભરેલી રીતોનો આશ્રય લ્યો તો તે અશુભ બીજને તમે પુષ્ટિ આપોછો. જો બેદરકારીથી તમે જેમતેમ ચલાવ્યા કર્યું હોય તો તે તમારૂં કર્મ છે; અને જે જે અડચણો અને મુશીબતો નડે, તે તમારે ભોગવવી જોઇએ. તમારાથી બને તેવી સારી રીતે તે સહન કરવી જોઇએ; અને તમારે જે સંબંધ પ્રથમ બાંધવો જોઇતો હતો, તેવો સંબંધ તમારે અત્યારે રાખવો જોઇએ. તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે તે બાળકે તમારાપર પૂર્ણ શ્રદ્ધા રાખી હતી, પણ તમે તે શ્રદ્ધાને પાત્ર નીવડયા નહતા.

વળી બાળકની હઠીલાઇ વિષે ઘણી વાતો કહેવામાં આવે છે. કારણ કે તમારી પાસેથી જેની આશા રાખવામાં આવે, તેના કરતાં

તમે બાળક પાસેથી વધારેની આશા રાખોછો. તમે બાળક તરતજ કામ કરે એમ ઇચ્છો છો, તે બાળકે તદ્દન નિર્દોષ જીવન ગાળવું એમ તમે ધારોછો, પણ જે ગુણો તમારા પોતાનામાં પણ ન હોય, તેવા ગુણોની બાળક પાસેથી આશા રાખવી એ ડહાપણભર્યું નથી, એવું શું તમારા મનમાં નથી આવતું ? તમે કહોછો કે હું તે ગુણ મારા પુત્રમાં જોવા ઇચ્છુંછું. ' લેવું અને આપવું 'એ વ્યાપારીની રીત છે, તેવી રીત આ માર્ગમાં તમારે અંગીકાર કરવી જોઇએ. જો તમારે તમારા બાળકમાં ઉત્તમ તત્ત્વ પ્રકટ થયેલાં જોવાં હોય તો તમારે તેને બુદ્ધિશાળી પ્રાણી તરીકે ગણવો જોઇએ, અને તેના કલ્યાણ માટે તમારી કેટલીક બાદશાહી રીતીઓનો તમારે ભોગ આપવો જોઇએ. તમારે કોઇ જોડે વ્યાપાર કરવાનો હોય છે, તો તમે જેમ બને તેમ તેને અનુકૂળ થવા પ્રયત્ન કરોછો. તમારા બાળકને અમુક કામ કરવાનું છે, એની જરૂર તેના મનમાં ઠસાવવાથી તમારે જે કામ તેની પાસે કરાવવું હોય તે તમે સહેલાઇથી કરાવી શકશો. નાનાં બાળકોના સંબંધમાં આ કામ ઘણું કઠણ નથી.

જો તમને આવા પ્રતિકૂળ સંયોગો મળે, તો તેનું કારણ એ છે કે તમે તેને વધવા દીધા છે, અને તમારે તમારા કર્મનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ. તમે આ વસ્તુઓનો આરંભ કર્યો છે હવે તમે તેનાં ફળ લણોછો; હવે બડબડવાની જરૂર નથી.

વારંવાર એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કેઃ—" શું હઠીલા બાળકને તેની મરજી માફક વર્તવા દેવું ? શિક્ષાના ભય સિવાય તે કેવી રીતે તોફાન કરતો અટકે ? "

ઘણી બાબતો ભયથી અટકે છે, એ વાત ખરી, પણ જે તમે અટકાવવાને પ્રયત્ન કરોછો, તેના કરતાં તે ભય વધારે નુકસાનકારક છે. કારણ કે જો તમે બાળકના વાસનાશરીર ઉપર ભયનાં બીજ રોપો તો તેની હઠીલાઇથી જે નુકસાન થાય તેના કરતાં અનંત ઘણું નુકસાન તમે ભયદ્વારા કરોછો. તેના વ્યક્તિત્વના પૂર્ણ પ્રકાશને તમે દાબી દોછો. હવે પછી તે ભવમાં તે જીવાત્મા પોતાનું પૂર્ણ વ્યક્તિત્વ કદાપિ પ્રકટ કરી શકતો નથી, કારણ કે તમે તેનાપર ભયના સંસ્કાર પાડયા છે, અને જ્યાં ભય હોય ત્યાં પ્રેમ સંભવે નહિં. વળી એક ધર્માધ્યક્ષ લખે છે કે " પૂર્ણ પ્રેમ ભયને હાંકી કાઢે છે " અને ભય પ્રેમને ધકકેલી મૂકે છે, અને એ જેવું તેવું નુકસાન નથી.

હું તો નિરંતર એમ માનુંછું કે જ્યાં હૃદયનો દૃઢ સંકલ્પ હોય ત્યાં રસ્તાઓ અને સાધનો મળી આવે છે. તમારો શિક્ષા કરવાનો સિદ્ધાંત સર્વથા હાસ્યજનક છે. કહેવાતી શિક્ષા તદ્દન નિરર્થક છે. જે બાળક ચોરી કરતું હોય, તેની પાસેથી ચોરેલી વસ્તુ પાછી અપાવો, તો તેમાં કાંઈ સાર છે. જો કોઇ બાળક કાંઇ પાઠ ન જાણતો હોય તો તેને તે પાઠ શીખવવો જોઇએ.

જ્યાં સુધી બીજાના સ્વાર્થની આડે ન આવે ત્યાં સુધી દરેક મનુષ્યને સ્વતંત્રતાનો પૂર્ણ હક છે. અસલના પેરૂના લોકોએ આસપાસના ઓછા આગળ વધેલા મનુષ્યોની વચમાં એક પ્રાચીન સંસ્કૃતિ ઉભી કરી હતી. તે લોકોની શિક્ષા કરવાની રીત એક રીતે વ્યાજબી ગણી શકાય. તેઓની પાસે ફક્ત એકજ પ્રકારની શિક્ષા હતી. જે મનુષ્ય ગુનો કરે, તેને કોમમાંથી દૂર કરવામાં આવતો હતો. તેઓ આમજ કહેતા હતા કે, " જો તમે નિયમ પાળી ન શકતા હો, તો તમે

નીકળી જાઓ", અને પછી ઓછા આગળ વધેલા મનુષ્યોમાં જેમ મરજી આવે તેમ વર્તવાને તેને છુટા મૂકવામાં આવતો હતો. તેમાં સરળતા હતી; અને તેની બહુજ સારી અસર થતી હતી. પોતે નિ-દૉષ જીવન ગાળ્યું છે, એવી જાતનો પુરાવો જો તે તેને લગતા ન્યાયાધીશોને આપી શકે તો અમુક શરતોએ તે મનુષ્યને પાછો તે કોમમાં લેવામાં આવતો હતો. આપણે તે રીત અત્યારની સ્થિતિમાં અંગીકાર કરી શકીએ નહિ. પણ તે સમયને વાસ્તે તે ઘણીજ વ્યા-જબી પદ્ધતિ હતી, અને તે બહુજ સારી રીતે ચાલતી હતી.

હઠીલા છોકરાને પોતાની મરજી માફક વર્તવા દેવો એ ડહાપણ ભરેલું ગણી શકાય નહિ, કારણ કે તેવો માર્ગ કોમના હિતની આડે આવે.તેને તેમ કરતાં રોકવો જોઇએ.પણ તે શિક્ષાના ભયથી તો નહિજ; કારણ કે ઘર બાળી નાખવા કરતાં પણ તે કામ વધારે ભયંકર ગણાય. કોઇ પણ વ્યક્તિ બાળકને લક્ષમાં લેતી તથી. સર્વે પોતપોતાની સગવડોનો વિચાર કરે છે. તમારૂં કામ તો પ્રેમના નિયમનું પાલન છે. જો તેમ કરવા જતાં કેટલાક પ્રકારની અગવડો તમારે વેઠવી પડે તો તે વેઠીને પણ તે નિયમ પાળો. તમે કહોછો તે પ્રમાણે બાળકને પોતાની મરજી માફક વર્તાવા દેવો એ સર્વદા તેના કલ્યાણ માટે ન પણ હોય.

તમારે આ બાબતમાં જોખમદારી માથે લેવી, અને તમારો સમય અને મહેનત તે કામ ડહાપણ ભરી રીતે કરવામાં ગાળવાં જોઇએ. જો તમે બાળકને શીખવવાનું કે દોરવાનું કામ માથે લેતા હોતો પ્રથમ કામ તમારે તેનો પ્રેમ સંપાદન કરવાનું છે.

---

# ચારિત્ર રચના.*

આધુનિક સમયમાં જે મનુષ્યોને યુવક વર્ગની કેળવણી સાથે સંબંધ છે, તેમની વિચારશ્રેણીમાં અતિપરિવર્તન થયું છે. અતિ દીર્ઘ કાળથી આપણી એવી માન્યતા હતી કે બાળકોને એવા પ્રકારની કેળવણી આપવી કે તેઓ પોતાના અભ્યાસના—વિદ્યાર્થી અવસ્થાની પૂર્ણાહૂતિના—અંતે પોતાના વડિલવર્ગના મંડળમાં યોગ્યસ્થાન લઈ શકે અને તેટલામાંજ તે કેળવણી સમાપ્ત થતી હતી. આવા સંયોગોમાં બાળકોનું મગજ સર્વ પ્રકારની વસ્તુઓથી ભરવામાંજ સંતોષ માનવામાં આવતો હતો. આપણી શાળા—વિદ્યાર્થીગૃહો બાળકોના મગજ રૂપી ખાલી ભાજનો ભરવાને નિર્મિત થયાં હોય એમ જણાતું હતું. પણ આપને મેં હમણાં કહ્યું તે પ્રમાણે એક મહાપરિવર્તન અત્યારે વિચારકોની વિચારશ્રેણિમાં થયું છે. શિક્ષણની હરકોઈ પ્રકારની પદ્ધતિમાં પ્રથમ લક્ષમાં લેવા યોગ્ય મુદ્દો એજ છે કે તે ચારિત્રની વૃદ્ધિ કરે છે કે કેમ ? કારણ કે કેળવણીનું સાધ્યબિન્દુ ચારિત્રનો વિકાસ હોવું જોઇએ. જો કે ચારિત્રની વ્યાખ્યાનું વિશુદ્ધ દર્શન કોઇએ હજુ કરાવ્યું નથી, તો પણ તે શબ્દનો ઉપયોગ આપણે કયા અર્થમાં કરીએ છીએ તેનું આપણને સંપૂર્ણ ભાન હોય છે; આ મનુષ્ય ચારિત્રવાન્ છે, એનો અર્થ એ થાય છે કે તેનો અંતરાત્મા અમુક કાર્ય કરવાને સમર્થ છે. અને બાહ્ય સૃષ્ટિમાં તેને મળી આવતી પરિસ્થિતિ કરતાં વધારે બળવતી શક્તિને તે પોતાના મન અને

* મી. અર્નેસ્ટ વુડના Character-Buildingનો અનુવાદ.

હૃદયના ગુપ્ત સ્થાનોમાંથી પ્રકટ કરવા શક્તિમાન છે. આપણે બાહ્ય જીવન અને આંતર જીવન વચ્ચે અથડાતો એક મનુષ્ય કલ્પીએ. આંતરજીવન ભિન્ન ભિન્ન ઉચ્ચ અભિલાષાઓ અને ભાવનાઓથી ભરપૂર છે. અને બાહ્યજીવન સ્થૂલ દેહના સેવકરૂપે સુખનાં સાધનો સગવડો અને તાત્કાલિક સુખ આપનારી વસ્તુઓ મેળવવાને કાર્ય કરવા, લાગણીઓ ધગાવવા અને વિચાર કરવા પ્રેરાય છે. આ આંતર અને બાહ્યજીવનનું યુદ્ધ આત્મામાં થવા લાગે છે અને જ્યારે એ રણસંગ્રામમાં આંતરજીવન વિજયી નીવડે છે, ત્યારે આપણે તેને ચારિત્રવાન્ મનુષ્ય કહીએ છીએ. આ ઉપરથી સહજ સમજાશે કે ચારિત્રવાન્ પુરૂષ તેજ કહી શકાય કે જે પોતાના જીવનનો અમુક આદર્શ નક્કી કરીને આદર્શની સિદ્ધિ વાસ્તે મથ્યા કરે છે, અને સ્થૂલદેહ અથવા તો સ્થૂલ સૃષ્ટિના કોઇ પણ લાભથી દોરાઈ તે પોતાની ઉચ્ચભાવનાથી પતિત થતો નથી. આ સ્થૂલદેહના સંબંધમાં જગત આપણને એટલું ખેંચી જાય છે કે તેની હાજતો પુરી પાડવામાં ઘણીવાર આપણું બધું ધ્યાન રોકાઇ જાય છે; અને આપણે આપણા દેહને આધીન છીએ કે દેહ આપણને આધીન છે, તે પણ આપણે જાણી શકતા નથી. તેને વસ્ત્રોથી ભૂષિત કરવામાં, તેને ખાનપાનથી તૃપ્ત કરવામાં, તેને રહેવાને યોગ્ય પ્રાસાદો પ્રાપ્ત કરવામાં અને સર્વ રીતે તેને સગવડોથી સંતોષવામાં આપણા સર્વ વિચારોની, આપણા ઉચ્ચ આદર્શની અને આપણા સઘળા સમયની આહૂતિ આપવી પડે છે. શરીરની હાજતો પુરી પાડવામાં આપણે જે જીવન પસાર કરીએ છીએ, તે સ્થૂલજીવન કરતાં કાંઇક ઉચ્ચતત્ત્વ માટે પ્રવૃત્તિ કરવા જ્યારે મનુષ્ય આકર્ષાય છે, ત્યારેજ તે ખરી રીતે મનુષ્ય તરીકે જીવવા લાગે છે. જેણે પોતાનું આંતર્ સામર્થ્ય ખીલવ્યું છે, અર્થાત્

જેણે આધ્યાત્મિક જીવનનો કાંઇક અનુભવ કર્યો છે, તે મનુષ્ય પ્રાણી-વર્ગમાંના એક તરીકે નહિ, પરંતુ દેહ ઉપરાંતના કાંઇક ઉચ્ચતત્ત્વને સારૂ જીવનાર અને પોતાની ભાવના પ્રમાણે વર્તનાર મનુષ્ય તરીકે જીવન ગાળવાની સ્થિતિમાં આવે છે. બાહ્ય વસ્તુ કરતાં ઉચ્ચ તત્ત્વને વધારે વળગી રહેવાને અને તે તત્ત્વોની તથા ભાવનાઓની વધારે કીમત આંકવાને આપણને સમર્થ બનાવે, તેવા આપણી ઉન્નતિના સાહાય્યક પ્રસંગો આપણ સર્વને પ્રાપ્ત થયા કરે છે. જે તત્ત્વોને આપણું અંતઃકરણ વખાણે છે, તે તત્ત્વો તરફ વિષમ પ્રસંગે પણ અનન્ય ભક્તિ રાખવાથી આપણું અન્તર્બળ આપણે ખીલવીએ છીએ.

જીવનની ભિન્ન ભિન્ન દિશાઓમાં જેમણે સેવા બજાવી છે, તેમના દૃષ્ટાન્તો આપવા મુશ્કેલ નથી. આધ્યાત્મિક બાબતમાં શ્રીબુદ્ધ ભગવાનનું દૃષ્ટાન્ત અતિ પ્રશંસનીય છે. તેમનું જીવનચરિત્ર અવલોકતાં તે આપણને અતિશય લાગણીવાળા, અતિદયાર્દ્ર મનોભાવવાળા અને પોતાની આસપાસના દુઃખોથી સ્વાભાવિક રીતે સમદુઃખી થનાર યુવક તરીકે જણાશે. આ કારણથી તે યુવાવસ્થામાં પણ દીર્ઘકાળ સુધી ઉંડા શોકમાં ડુબી જતા હતા. જ્યાં જ્યાં તેમની દૃષ્ટિ પડતી, ત્યાં ત્યાં તેમને દીલગીરી દેખાતી અને આ સૃષ્ટિ તેમને તે સમયે અંધકારમય ભાસતી હતી. હવે આ સ્થિતિમાં જો કોઈ સામાન્ય મનુષ્ય તેમનાથી અર્ધો દયાભાવવાળો હોત તો તે જીવન પર્યન્ત શોકમાં રહેત, અગર અશુભદર્શી મનુષ્ય તરીકે પોતાનું દુઃખમય જીવન પૂરૂં કરત. અશુભદર્શી મનુષ્ય દુનિયા નઠારી લાગે તોપણ જેમ તેમ જીવન પસાર કરે છે. અને માત્ર મોં કટાણું કરી જીવનનું નાવ જેમ ચાલે તેમ ચાલવા દે. છે. પણ મહાત્મા બુદ્ધમાં અતુલ

આધ્યાત્મિક ચારિત્ર હતું. તેમના હૃદયમાં અમુક ભાવના ધ્વનિ કરી તેમને સૂચવતી હતી કે માનુષી જીવન ન્યાય અને પ્રેમપર રચાયેલું છે. આ કારણથી ઉદાસીન ભાવોથી વીંટળાયેલા હોવા છતાં તેમના પ્રશ્નોનું આધ્યાત્મિક નિરાકરણ થશે, એવી તેમની દૃઢ માન્યતા હતી. તેમણે પોતાને સંસારમાં જકડી રાખનારી વસ્તુઓનો ત્યાગ કર્યો. તેમને જ્ઞાન પામવાની, મનન કરવાની તીવ્ર ઇચ્છા હતી. અને એક રાજકુમારના વૈભવમાં તે સંપૂર્ણ ગંભીરતાથી મનન કરી શકતા નહિ, તેથી તેમણે રાજકુમારને ઉચિત સર્વ બાહ્ય વૈભવોનો ત્યાગ કર્યો. તેમણે સર્વ સુખનો ત્યાગ કર્યો. આ સર્વનું કારણ એજ હતું કે તે કુદરતને પોતાનું જીવન અર્પણ કરી, અને ધ્યાન તથા વિચારણામાં નિરંતર મગ્ન રહી જીવનના મહાપ્રશ્નનું સંતોષકારક નિરાકરણ કરે. તેમણે તે પ્રશ્નનું અંતે નિરાકરણ કર્યું અને આધ્યાત્મિક પ્રકાશ મેળવ્યો.

આ આધ્યાત્મિક દિશામાં દૃઢ ચારિત્રબળવાળા પુરુષનું દૃષ્ટાન્ત છે. પરંતુ મનુષ્ય જીવનની દરેક શાખામાં ચારિત્રબળવાળા પુરુષ જણાય છે. દુનિયામાં મહાન્ શોધકોનાં ચરિત્રો ચારિત્રબળનાં બોધદાયક અને ઉત્તમ દૃષ્ટાન્તો છે. સામાન્ય મનુષ્યોને વેઠવી ન પડે તેવી અસંખ્ય મુશ્કેલીઓ કોઇપણ નવીન શોધ કરનારને ખમવી પડે છે. જે લોકોની હાંસીથી આપણે ડરીએ છીએ તેની સામા તેમને થવું પડે છે. અર્વાચીન સમયમાં જેઓએ હવામાં ઉડવાની શોધ કરી, તેમનાં ચરિત્રો વિચારીએ; કારણ કે તે શોધો અત્યારે આપણી નજર આગળ તરી આવે છે. આજથી વીસ ત્રીસ વર્ષ પૂર્વે લોકો હવામાં ઉડવાના પ્રયોગો કરતા હતા. હવામાં ઉડવું એ શક્ય છે,

એમ જેઓ ધારતા હતા, તેઓ દશે દિશાએ જીંદગીના જોખમે, પોતાની શક્તિના પ્રમાણમાં ધનના ભોગે, અને પોતાના બંધુઓની સખ્ત હાંસી વેઠીને પણ તે તે પ્રયોગો કરતા હતા. ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓ જણાવતા હતા કે હવામાં ઉડવું અશક્ય છે; અને તેમના હવામાં ઉડવાના પ્રયત્નો મૂર્ખતાભર્યા દેખાતા હતા, છતાં તેઓ તો પ્રયોગો કરતાજ રહ્યા. કેટલાકોએ હલેસાંવડે પ્રયોગો કર્યા. અન્યજનો ભિન્ન ભિન્ન પ્રકારની પાંખો પોતાની પીઠપર બાંધી છાપરાની ટોચેથી હવામાં પડતું મૂકતા હતા. આ કામમાં વારંવાર ઇજાઓ થતી, છતાં તેમાં વિજય મળશે કે નહિ તેનો નિર્ણય કરવાને તે આ પ્રયત્ન કરતા હતા. અંતે તેઓ વિજયી નીવડયા. હમણાં યુરોપમાં એ સામાન્ય ચર્ચાનો વિષય થયો છે કે આ ભયંકર યુદ્ધ પછી ટપાલ અને મુસાફરીનાં હવાઇ સાધનો યુરોપમાં જરૂર દાખલ થશે. આ ઉપરથી સહજ સમજાય છે કે જેમણે સેંકડો સંકટો સહન કરવા છતાં પોતાના પ્રયત્નો ચાલુ રાખ્યા છે, તેવા ચારિત્રવાળા પુરૂષોએ આપણે સારૂ— મનુષ્ય જાતિને સારૂ ઉત્તમ નમુના પુરા પાડયા છે, એટલુંજ નહિ પણ તેમની શોધનું મનુષ્ય જાતની સંસ્કૃતિમાં ભાવીસ્થાન શું છે, તેનો અત્યારે નિર્ણય કરી શકાય તેમ નથી.

આવા દૃષ્ટાંતો જીવનની દરેક દિશામાં આપણને માલૂમ પડશે. દાખલા તરીકે જ્યારે રેલ્વેની શોધ થઇ, અને તેના પ્રયોગો કરવામાં આવ્યા, ત્યારે આપણે જાણીએ છીએ કે ઘણા મનુષ્યોએ તે નહિ દાખલ કરવા લડત ચલાવી હતી. કેટલાક એવી સૂચના કરતા હતા કે જો મનુષ્યને કલાકે વીસ કરતાં વધારે માઇલની ઝડપથી લઇ જવામાં આવે તો તેના પ્રાણ નીકળી જાય. વળી એ રેલ્વેની શોધની સામે થનારા કેટલાકોએ જણાવ્યું કે જો રેલ્વે ચલાવવા દેવામાં

આવશે તો જમીન ઉજ્જડ થશે, અને તેના ધૂમાડાથી વનસ્પતિનો નાશ થશે. પણ જે ધીર પુરૂષોએ તે કામ હાથ ધર્યું હતું તેમણે તે જારી રાખ્યું, તે કાર્ય યશસ્વી નીવડયું અને તેમને મનુષ્યજાતિનો આશીર્વાદ મેળવ્યો છે. વિદ્વાનોની પણ એજ સ્થિતિ છે. મનુષ્યનાં હૃદયને વિદ્યારસિક બનાવવા ઇચ્છનારા વિદ્વાનની આપણે કલ્પના કરીએ. પોતાની ભાવના સિદ્ધ કરવાને તેને અમુક ભોગ આપવો પડે છે. તે મનુષ્ય ભાડુતી લેખક કે સામાન્ય કારકુન તરીકે સંતોષ માનતો નથી. તેના હૃદયમાં એકજ ધ્વનિ રમણ કરે છે અને તેને નિરંતર જાગ્રત રાખે છે. અનેક વર્ષો પર્યન્તની ગરીબાઇ પછી કાંતો તે વિજય મેળવે છે અથવા તો નિષ્ફળ નીવડે છે. બીજું એક દૃષ્ટાંત લઇએ. જુલીઅસ સીઝર દુનીઆના મહાન્ યોદ્ધા અને મહાન્ રાજદ્વારી પુરૂષોમાંનો એક હતો. તે કદાવર કે મહારથી ન હતો. સામાન્ય મનુષ્ય જેટલો પણ તે ઉંચો ન હતો. વિશેષમાં તેણે પોતાની યુવાનીનો વ્યય એવો કર્યો હતો કે તેનું આરોગ્ય નાશ પામ્યું હતું, અને તે જીવશે કે કેમ તેની સર્વને શંકા હતી. તેને અચિંત્યો વિચાર સ્ફુર્યો કે હું જીવીશ અને દુનિયાનો એક મહાપુરૂષ બનીશ. તેના અપૂર્વ ચારિત્રબળથી તેણે નૂતનજીવન પ્રાપ્ત કર્યું અને ઇતિહાસના પૃષ્ઠોપર તે એક મહાન્ વ્યક્તિ તરીકે પ્રસિદ્ધ થયો.

સર્વત્ર, દરેક પ્રકારની પ્રવૃત્તિમાં, ભિન્ન ભિન્ન શક્તિ ધરાવતા ચારિત્રવાળા મનુષ્યો જણાય છે. અને તેજ મનુષ્યોને 'પુરૂષ' એ નામ લાગુ પાડી શકાય. આમ હોય તો પછી આપણામાંનો દરેક ચારિત્રવાન્ થવાની ઇચ્છા કર્યા વિના રહી શકે નહિ. મહાન્ પુરૂષોનાં ચરિત્રો વાંચ્યા પછી ઝાડપાન કે શુદ્ર પ્રાણીના જેવા રહેવાની

આપણી વૃત્તિ થતી નથી, પણ અમુક કાર્ય બજાવવાની અને જાગૃતિ પામવાની આપણને ઇચ્છા થાય છે. મનુષ્ય તરીકેનું જીવન જીવવાની આપણી ઇચ્છા થાય છે. અને આપણી ચોપાસ નીહાળી, હૃદયમાં તપાસ ચલાવી, અમુક આદર્શને શ્રેષ્ઠ માની, તેને વફાદાર થવાની આપણામાં ભાવના પેદા થાય છે. તે આદર્શ પ્રમાણે વતવામાં મળી આવતી પ્રતિકૂળતા માત્રનો વિચાર તે વખતે આપણાથી દૂર ભાગે છે.

જે મનુષ્યો જડવાદી હોય છે, તેઓને પણ મરણ સમયે પોતાના જીવન પર એક દૃષ્ટિપાત કરવાથી સંતોષ થશે કે અનેક સંકટો અને બાહ્ય નિષ્ફળતા હોવાછતાં પણ જીવન ઉત્તમ રીતે પસાર થયું છે. પરંતુ ઘણા મનુષ્યોને તો અમુક માન્યતા હોય છે, તે માન્યતા તેમના ચારિત્રપર ભારે અસર કરે છે. આપણે અમર આત્મા છીએ. એકવાર માર્ગ પસંદ કર્યા પછી કોઈ પણ બાહ્ય વસ્તુ ખરી રીતે આપણા માર્ગમાં વિરોધ નાખી શકશે નહિ. આપણે માનીએ છીએ કે સર્વ વિઘ્નો ક્ષણિક છે અને તે આત્માની કેળવણીમાં સહાયભૂત છે. જ્યાં શીખવાયોગ્ય શિક્ષણ મળી જાય છે, ત્યાં મુશ્કેલીઓ દૂર થઇ જાય છે, અને જો દૃઢતાથી આપણા સાધ્યબિન્દુ પ્રત્યે પ્રયાણ કરીએ તો જરૂર આપણે આપણા આશય–ઉદ્દેશની સમીપ આવી પહોંચીશું. જેઓ પુનર્જન્મને માને છે, અને જેઓ એમ માને છે કે આ જીવનના અંતે આ જન્મમાં ખીલવેલા સદ્ગુણો સાથે મનુષ્ય ફરીથી જન્મે છે, તે તો સહજ સમજશે કે માનુષી ચારિત્રની પૂર્ણતા માટે અનુભવના માર્ગમાં આપણે દર પગલે આગળ વધીએ છીએ. આ વિષયનો અભ્યાસ આપણને ખાત્રી આપે છે કે વિચાર, લાગણી અને કૃત્યો કરનારા મનુષ્યો તરીકે આપણે અનુભવની દુનિયામાં નિરંતર વૃદ્ધિ પામતા ચારિત્રસહિત એક પછી બીજો જન્મ

લઇએ છીએ. જે એક જીવનમાં શીખ્યા તે બીજામાં વિસ્મૃત થાય, પરંતુ તે શીખવામાં ખીલવેલી શક્તિ તે તો સર્વથા આપણીજ થય છે. કયા પુસ્તકમાંથી અમુક શબ્દ શીખ્યા તે યાદ લાવ્યા સિવાય જેમ આપણે તે વાંચી શકીએ છીએ, તેજ પ્રમાણે, પ્રાચીન સમયમાં અનુભવની પાઠશાળામાં શીખેલા સદ્‌ગુણોનો ઉપયોગ અત્યારે આપણે કરી શકીએ છીએ, અને તેને વિશેષ ખીલવતા જઇએ છીએ. સર્વ પ્રકારની પ્રતિકૂળતાઓ તે વસ્તુતઃ સંકટો નહતાં, પણ મન અને ઇચ્છાશક્તિની ખીલવણી અને તેના ઉપયોગની કેળવણીનાં સાધનો હતાં. વળી મેળવવા લાયક અને કરવા લાયક દરેક બાબતમાં સફળતા ચોક્કસ મળશે, એમ સમજી શકાય તે સ્થાને આપણે પહોંચીએ છીએ. અમુક કાર્ય પસંદ કરી તેમાં મચ્યા રહીએ તો જરૂર આપણે વિજયી નીવડીએ. જો કોઈ ગાયક થવાનું પસંદ કરે તો તેને કોઇ રોકી શકે નહિ. આના આ જન્મમાં તે મહાન્ ગાયક થવાને અસમર્થ પણ નીવડે; છતાં જો તેનો પ્રયાસ સતત હોય તે આ જીવનમાં તે એક સારો ગાયક નીવડે, બીજામાં તેથી વધારે સારો બને, અને તે પછીના જીવનમાં તે એક મહાન્ ગાયક તરીકે જન્મે. આજ કળામાં સતત પ્રયાસ કરી મચ્યો રહે તો કેટલા ઉચ્ચ દરજ્જાનો ગાયક તે નીવડશે, તેનો અત્યારથી નિર્ણય કરી શકાય નહિ. આ બાબત ધર્મ આપણી સહાયમાં છે. નિષ્ફળતાનો ભય નથી, આ ભીતિ માત્ર પુનઃ પ્રયાસ નહિ કરવાની છે. ભીતિ બહારની નથી, પણ અંતરની છે. પ્રત્યેક નિષ્ફળતાને અંતે સતત પ્રયાસ જારી રહે તો વિજયની સિદ્ધિ અવશ્ય થવાની.

ચારિત્ર કયા સદ્‌ગુણોથી ઉદ્‌ભવે છે, તેનો જરા વિચાર કરીએ. સૃષ્ટિના ભિન્ન ભિન્ન ધર્મશાસ્ત્રો અમુક સદ્‌ગુણો ગણાવે છે. વારંવાર

આ લાંબી નોંધ અમલમાં લાવવી મુશ્કેલ થાય છે; કારણકે મન એકજ સમયે અનેક આદર્શોને પોતાની સમીપ ધરી શકતું નથી. ભગવદ્‌ગીતાના સોળમા અધ્યાયના આરંભમાં આપેલી સદ્‌ગુણોની ટીપ તપાસીએ તો ત્રીસ ચાળીશ સદ્‌ગુણોની ટીપ જણાશે. પણ તે બધાંનો પ્રારંભ અભય–ધૈર્યથી થાય છે. પ્રત્યેક સદ્‌ગુણને યાદ કરવાનું કામ કઠિન છે પણ તે અડચણમાંથી મુક્ત થવાની એક યુકિત છે. તે બધા સદ્‌ગુણો ત્રણ વિભાગમાં સમાવી શકાય, અને ક્રમવાર યાદ લાવી શ ાય. યોજના એવી છે કે જે ત્રણ ગુણોમાંથી અન્ય સદ્‌ગુણો ઉદ્‌ભવે છે, તેને નિરંતર સ્મરી તેનો અભ્યાસ કરવો જોઇએ. આ સદ્‌ગુણોને આપણા ચારિત્રમાં યોજવાના છે. અને એ ત્રણ સદ્‌ગુણો મકાનના મુખ્ય ત્રણ વિભાગ સાથે સરખાવી શકાય તેમ છે.

મકાનનો અગત્યનો ભાગ પાયાનો છે. પ્રથમ પ્રશ્ન એ છે કે ચારિત્રરૂપી મકાનના પાયા તરીકે કયા સદ્‌ગુણને ગણવો ? ટુંકમાં જણાવીએ તો સર્વ સદ્‌ગુણોનો–પ્રાચીનભાષામાં બોલીએ તો સર્વ–બળનો પાયો એક સદ્‌ગુણમાં છે, અને તે સદ્‌ગુણ તે ધૈર્ય છે. આપણા નૈતિક સ્વભાવને કોઇપણ બાબતમાં અમુક હદ સુધી ખીલવવાનું કામ ધૈર્યના અપૂર્વ બળ સિવાય ભાગ્યેજ સંભવી શકે. બાળક ભયથી અસત્ય બોલે છે. ભીતિથીજ મનુષ્ય પોતાના આદર્શથી ઉતરતી પંકિતના કાર્યો કરવા લલચાય છે. માલમાં ભેળવણી કરનાર વ્યક્તિ પોતાના કોઇ પાડોશી સાથે હરીફાઇ કરી વેપારમાં નફો મેળવવાને તે કામ કરવા દોરાય છે. પોતાના બાળક તથા સ્ત્રીને સારૂ ગુજરાન મેળવવાના ઉમદા આશયથી તે આ કામ કરે છે, એમ કહેવાથી તેની નિર્બળતાનો બચાવ થઇ શકતો નથી. અપ્રમાણિકતાને નીચી પંકિતમાં મૂકવાને ભયજ કારણભુત છે. મનુષ્યને

સત્યવાદીના વિજય માટે શંકા રહે છે, તે ન્હાનાં સાધનો પર આધાર રાખે છે, અને દુનિયાની ઉડતી રજમાં પોતાના જીવનનાવનું લંગર કરે છે. આના પરિણામ રૂપે તે સત્ય અને પ્રમાણિકપણાને તિલાંજલિ આપે છે. આજ આશયથી એક નવો વકીલ પોતાના કેસ—મુકરદમામાં જેની જરૂર છે, તે વિષય ઉપરજ ટીકા કરવાને અગર તો પોતાની દલીલોને સહાયભૂત પુરાવો લેવાને સમજાવ્યા છતાં પોતાના શંકાશીલ સાક્ષીનો પુરાવો લેવા લલચાય છે. કારણકે તેને ભીતિ લાગે છે કે તે સિવાય તે નિષ્ફળ નીવડશે. પોતાના જેવા અન્ય વકીલો એ પ્રમાણે વર્તી વિજયી નીવડે છે, અને પોતે જો તેમ ન કરે તો નિષ્ફળ જશે એમ તે ધારે છે. તેની સફળતા ઉપર તેની કીર્તિનો અને તેના કુટુમ્બનો આધાર છે. પ્રત્યેક નિષ્ફળતાનું મૂળ ધૈર્યની ખામી છે અને તેથી જો હરેક પ્રકારે ધૈર્યનો પાયો નાખવામાં આવે તો અન્ય સદ્દગુણો આપોઆપ પ્રકટ થવા લાગશે. ધૈર્ય ખીલવવાના વિવિધ માર્ગો છે, તેનું સ્મરણ નિરંતર રાખવું જરૂરનું છે. આ શ્રોતા વર્ગમાંથી એકાદ બે વ્યક્તિઓ આ ઘટનાને ધ્યાનમાં રાખવા ઇચ્છતી હશે. અને હૉલને છોડયા પછી એકાદ બે દિવસમાં તેને પણ વિસારી મૂકશે. પરંતુ જેમને આ પાયો રચવાની તીવ્ર ઇચ્છા હશે તેમને સૂચવીશ કે ઓછામાં ઓછા એક માસ પર્યંત આ નિયમને સ્મરણમાં રાખવાનો નિશ્ચય કરો. પ્રત્યેક સવારે પોતાના મન સાથે આ પ્રમાણે વિચાર કરવો જોઇએ. " હું ચારિત્ર્યવાળો થવાનો છું અને તેના પાયારૂપે આજથી દરેક બાબતમાં હું ધૈર્યવાન્ થવાને પ્રયત્ન કરીશ. " તે પછી જે કાર્યની તમને રૂચિ થતી ન હોય તેવું એકાદ કાર્ય કરવા માંડો. જેમને વ્હેલા ઉઠવાની ઇચ્છા ન થતી હોય તેમને માટે તો પ્રથમ પ્રસંગ તેજ થઇ પડશે. સ્હેજ

પણ આનાકાની સિવાય પથારીનો ત્યાગ કરો, અને સ્નાન કે સવારની અંગકસરતમાં પ્રવર્તો. આથી તમારૂં મનોબળ ખીલવા લાગશે. બીજી મહત્ત્વની બાબત એ છે કે તમે કદી બ્હીકણ થતા નહિ. અમુક પાઠ તમે સમજી શકતા ન હો અને મૂર્ખ ગણાવાની ભીતિથી શિક્ષક પાસે જઇ ન શકતા હો તો તમારા મન સાથે વિચાર કરવો જોઇએ કે, " મારે શિક્ષકથી શા સારૂ ભય પામવો જોઇએ? તે મને મૂર્ખ ગણશે. પણ મારા પાઠ શીખવામાં હું બનતો પ્રયાસ કરૂં છું, એ પણ તે જાણશે. " શિક્ષક તરીકે, મારા જાતિ અનુભવથી કહું છું કે તે તમને તે પ્રશ્ન પુછવા માટે ધન્યવાદ આપશે. ધૈર્યવાન પુરૂષનું અમુક કામ બીજાઓ પસંદ ન પણ કરે, છતાં તેના ધૈર્યને વાસ્તે જરૂર તેને માન મળશે. શિક્ષણના અનેક પ્રકાર છે. તે સર્વમાં અગત્યનો પ્રકાર એજ છે કે જે કામની અપ્રીતિ હોય તેજ કાર્ય કરવાની નિરંતર ટેવ પાડવી. આળસ અને બ્હીકણપણાને તિલાંજલિ આપો. જે પ્રવૃત્તિમાં મનને અરુચિ થતી હોય તે પરિપૂર્ણ કરો. એજ ઉત્તમ કેળવણી છે. જે ધાર્મિક વૃત્તિના છે, જે પોતાને પ્રભુના દૈવી અંશ તરીકે માને છે,જેમની માન્યતા એવી છે કે એકજ મહા પ્રભુવડે સકળ વિશ્વ અસ્તિત્વ ભોગવે છે, અને દરેક વ્યક્તિ ઇશ્વરની સાથે અખંડ સાંકળથી જોડાયેલી છે, તેમને માટે એક જૂદોજ માર્ગ છે. પ્રભુની સાથેના સંબંધને લીધે, પ્રભુના નિયમ પ્રમાણે ચાલતા જગતમાં ભયનું કાંઇ કારણ નથી. તેની જ પરવાનગીથી સર્વ સંકટો અને મુશીબતો આપણા માર્ગમાં આવે છે, અને મનુષ્ય સ્વભાવની પૂર્ણતાને અર્થે જે પ્રમાણમાં પ્રયાણ થાય છે, તેજ પ્રમાણમાં આપણી શક્તિઓને તેજસ્વી કરવામાં, અને આપણા ઉત્સાહને ઉત્તેજિત કરવામાં તે સહાયભૂત થાય છે. ફક્ત યુવકો માટે એક

ત્રીજો માર્ગ છે. તેમણે તો રમતગમતમાં તલ્લીન થવું. આથી વિદ્યાર્થી પુસ્તકપાનાના સંબંધમાં આવવા ઉપરાંત પોતાના જીવનની તૈયારીઓ કરે છે. પ્રસંગોપાત પોતાના કરતાં મ્હોટા સાથે તેને રમવાનું થાય, તેને સહજ ઇજા થવાનો સંભવ હોય, તોપણ ઇજાનું જોખમ વ્હોરીને પણ જો મરદાનગીભરી રમતગમતમાં અને કસરતમાં તે ભાગ લે તો તેને જણાશે કે આ સર્વ ધૈર્ય ખીલવવાનાં સાધનો છે, અને હવે પછી આવવાની જીવનની મુશ્કેલીઓ સામે તેને તૈયાર કરે છે.

ઉપર જણાવેલી હકીકત ધૈર્યનાં પ્રત્યક્ષ પુરાવારૂપ છે. પણ તેની સાથે નિરાશા અને શોકના સમયે ચેતતા રહેવાની પણ જરૂર છે. તે શોક કે નિરાશાથી ઘેરાવાનો પ્રસંગ આવે ત્યારે સહેજ પણ ગભરાયા વિના તે થવાનાં કારણો તપાસવાં અને ધૈર્યને ખીલવ-વાનાં સાધનો તેજ કારણોમાંથી શોધી કાઢવાં. નિરાશાને સેવકરૂપે ગણવી અને જ્યારે મનોભાવો અયોગ્ય માર્ગે પ્રયાણ કરતા હોય ત્યારે ચેતવણી આપનાર ચોકીદાર તરીકે તેને બનાવવી જોઇએ. અંતે એવો સમય આવશે કે જ્યારે તમારૂં ધૈર્યબળ સ્થાયી થતા નિરાશા સમૂળ તમારામાંથી ચાલી જશે.

ધૈર્યને ચારિત્રના પાયારૂપે ગણ્યો. હવે ચારિત્રના મકાનમાં બીજી શી વસ્તુની જરૂર છે? સ્થૂલમકાનની ઉપમા લઇએ તો પાયા ઉપર દીવાલોની જરૂર જણાશે. તે દીવાલો તેના અમુક ગુણને લઇને મજબુત બને છે. મજબુતાઈ જાડાઈપર આધાર રાખતી નથી. પરંતુ તેની સીધાઇપર અથવા જે સાધનોની તે દીવાલ બનેલી છે, તેનાપર આધાર રાખે છે. આપણે પણ તે ચારિત્રરૂપી મકાનની દીવાલો તરીકે પ્રમાણિકતા કે સત્યતાને લઇશું. ધર્મ અને નીતિના શિક્ષકો નિરંતર ઉદ્દઘોષણા કરે છે કે સત્યનું દરેક કસોટીના પ્રસંગે,

રક્ષણ કરવું જોઇએ; તેનાં બે મુખ્ય કારણો છે. સત્યથી મનુષ્યો એક બીજાપર વિશ્વાસ રાખી શકે છે, મનુષ્યને નીચું જોવરાવનાર અને તેને અન્ય મનુષ્યોથી દૂર રાખનાર મિત્રદ્રોહ જેવું બીજું કાંઇ નથી. સત્ય બોલવાનો અભ્યાસ આંતરપ્રતિભા અને વિશુદ્ધ જ્ઞાનને ખીલવે છે. તેથી સત્ય માટે સદા પ્રયત્ન કરવાની જરૂર છે. તે સદ્ગુણ આપણા સ્વભાવનો એક ભાગ થઇ રહે તેવો અભ્યાસ પાડવો. પ્રત્યેક મનુષ્ય સ્વાભાવિક રીતે વિશ્વાસ, સત્ય અને પ્રમાણિકતાને શોધે છે, એવું કહેનારા તત્ત્વવેત્તાઓની આ એક ઉચ્ચ ભાવના છે. સીનેકા સમજાવતો કે ચોરને જેની જરૂર છે, તે તેને પ્રમાણિકપણે મળતી હોય તો તે કદી ચોરી કરેજ નહિ. તે સ્વાભાવિક રીતે ચોરી કરવાને ઇચ્છતો નથી. પણ અમુક વસ્તુ મેળવવાને આતુર છે, પણ તેને સીધી રીતે તે મળતી નથી, માટે તે ચોરી કરે છે. જેનામાં મનુષ્યપણું ન હોય તેનેજ જુઠું બોલવાની અને નિર્દય થવાની ઇચ્છા થાય. માની પણ ન શકાય તેવાં નિર્દયતાનાં ત્રાસદાયક કૃત્યો વિષે આપણે ઘણું સાંભળીએ છીએ. જેમનામાં મનુષ્ય સ્વભાવની સહજ પણ ઝાંખી હોય તેનાથી તે કૃત્યો ઉદ્ભવ્યા છે, એ તદ્દન અસંભવિત છે. તેમના સંબંધમાં એટલુંજ કહી શકાય કે કેટલાક આસુરી જીવો મનુષ્યદેહ ધારણ કરી આપણી વચમાં અવતર્યા હશે અથવા તો કેટલાક અધમ મનુષ્યોના મન આવા અસુરોથી ભંભેરાયલા હશે. પરંતુ તેઓ સત્ય રીતે મનુષ્ય નહિજ હોય, અને આપણી કક્ષામાં બેસવાને તેઓ કોઇપણ રીતે લાયક ગણી શકાય નહિ.

સત્યના આદર્શનો પલવાર વિચાર કરી આપણા મકાનની સાથે તેને સરખાવીએ. આ હૉલ કરતાં દશ ગણી ઉંચી દીવાલોના

મકાનોનાં—અમેરિકાના સ્કાયસ્ક્રેપર કહેવાતા વીશ કે ત્રીશ મજલાના ભવ્ય મકાનોનાં—ચિત્રો પ્રસંગોપાત્ત આપણે જોઇએ છીએ, તેથી આપણી કલ્પના શક્તિ સ્હેજ આશ્ચર્ય ચકિત થાય છે. અલબત તેની મજબુતાઈ વાસ્તે પટા, લોખંડી જાળીઓ, ખૂણીઆ અને એવી અનેક કારીગરીઓનો ઉપયોગ કરવામાં આવે છે. દીવાલોની અને થાંભલાની જાડાઇ મજબૂતી આપતી નથી. પરંતુ તેમાં વપરાયેલા સામાનની જાત અને રચનાની સીધાઇ તેની મજબુતીનો પ્રબળ પુરાવો છે. આવા પ્રકારની દીવાલોમાં જથ્થો કે વજન નબળાઈ સૂચવે છે. સત્યની બાબતમાં પણ તેજ છે. સત્ય તેના ગુણપુર આધાર રાખે છે. સત્યને સારૂ વધારે બોલવાની જરૂર નથી. પણ આપણે જેનો ઉચ્ચાર કરીએ તે બીજાને ભૂલવણીમાં નાખનાર હોવું ન જોઇએ. સત્યનો ભક્ત બીજાને ભૂલવણીમાં નાખવા કદી પ્રયત્ન કરશે નહિ. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સત્યને જણાવવાને આપણે સઘળા અશક્ત છીએ, કારણ કે આપણે તેથી અજ્ઞ છીએ. અને તે સંબંધનો યોગ્ય ખ્યાલ બાંધવાને આપણી પાસે પુરતાં સાધનો નથી. પણ ધ્યાનમાં રાખવા યોગ્ય એજ છે કે આપણે જાણી જોઇને કોઇને છેતરવું નહિ.

અન્ય બાબત આંતરિક સત્યની છે. બીજાને છેતરવામાં આપણી જાતને વિશેષ છેતરીએ છીએ. આપણે ધારતા હોઇએ કે આપણે બીજાને છેતરીએ છીએ, પણ ઘણીવાર તેને છેતરી શકતા નથી. બીજાને છેતરવાના કામમાં આપણે જાતે તો જરૂર છેતરાઇ છીએ. કારણ કે બાહ્ય કપટ ગમે તેવું હોય તો પણ મનુષ્યો એક બીજાનાં હૃદય પારખી જાય છે. વળી આ સાથે બાહ્યનિયમ પણ છે કે જો આપણે બીજાને છેતરીએ તો તે આપણને છેતરશે. સર્વ

ધર્મો જીવનના અગત્યના નિયમ તરીકે આ બાબત જણાવે છે. હવે કેવી રીતે આપણે આપણને છેતરીએ છીએ તે તપાસીએ. આપણી સ્વાભાવિક ઇચ્છા જીવનને સુખમય અને સગવડભર્યું બનાવવાની હોય છે. આપણી અપૂર્ણતા ખરી રીતે જાણવાને આપણે માગતા નથી " દરિયા ઉપર પણ તમારૂં સામ્રાજ્ય છે, " એમ કહેનાર ખુશામતીઆ અને રાજાકેન્યુટની કથા આપણે બાળક હતા, ત્યારે આપણે શીખ્યા છીએ. રાજા તે સમયે ઠગાયો નહતો. વિનયના પડદા તળે આચ્છાદિત થયેલ આત્મશ્લાઘા અને ખોટું માન તજીને આપણે પણ તે રાજાનું અનુકરણ કરવું જોઇએ. ઘણા મનુષ્યને આ કામ કરવું સુઝયું નથી. લોકો પોતાના સ્વભાવ પ્રમાણે પોતાના અભિમાન કે પોતાની નિર્બળતાને અનુકૂળ થઇ પડે તેવી બાબતો દર્શાવે છે. અમુક મનુષ્ય અમુક કામ માટે લાયક ગણાયો કે તેથી તે સંતોષ પામે છે. પુસ્તકનો કીડો જો પોતાના ખાતામાં યોગ્ય સંમાન પામે તો તેથી તે સંતોષ માને છે, અને શરીરને ખીલવનાર અખાડાને તે પોતાની સૃષ્ટિ બહારના ગણે છે.તેજ રીતે મલ્લ પોથીના જ્ઞાનની કીમ્મત અલ્પ આંકે છે, અને શારીરિક બળથી પોતાને સર્વોપરિ માને છે. પોથીનો કીડો મલ્લને ધિક્કારે છે, અને મલ્લ એમજ ધારે છે કે આ જીવનનો ઇચ્છવા યોગ્ય આશય માત્ર શારીરિક બળ છે.આ માયામાંથી ધાર્મિક વૃત્તિવાળો કે તત્ત્વ જ્ઞાની પણ છટકી શકતો નથી. જે પોતાના સ્વાર્થનો વિચાર કરતો નથી અને જે પોતાને અન્ય વ્યક્તિ તરફ જોતો હોય એમ જુએ છે, તેજ મનુષ્ય તેમાંથી છટકી શકે છે. આ માયા ન્યાતોને, ધર્મભેદોને, વર્ગોને, અને યુનિવર્સીટીની પદવીઓને પણ વળગેલી હોય છે. સામાન્ય દૃષ્ટાન્ત લઇએ તો માતા પોતાના પુત્રમાં અન્ય ન પારખી શકે તેવા સદ્દગુણો જુએ છે, અને અન્ય બાળકમાં તે છે, તે સ્વીકારવાને પણ તે સજ્જ હોતી

નથી. આથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે તે માતાના બાળકમાં સદ્‌ગુણોનો સમૂળો અભાવ છે, પણ તે માતા એમ માને છે કે તેનો બાળક સર્વ ગુણ સંપન્ન છે. પોતાનો બાળક અન્ય બાળક સાથે લડે, અને ઘેર ફાટયાં તૂટયાં વસ્ત્રોસહિત પાછો ફરે, ત્યારે માતાનો તો નિશ્ચય હોય છે કે પોતાનો બાળક દોષપાત્ર નહિ હોય અને અન્ય બાળકજ તેને નઠારૂં બાળક લાગે છે, અને અન્ય બાળકના માતપિતા પણ તેવાજ ઉદ્‌ગારો કાઢે છે. સ્વજ્ઞાન અને સ્વસુધારણા અર્થે આવા ભ્રમાત્મક માનસિક વલણથી ચેતતા રહેવાની જરૂર છે.

મનુષ્યને સ્વજ્ઞાનની સર્વથી અધિક આવશ્યકતા છે. પોતાને ઓળખવાને સર્વેએ પ્રયત્ન કરવો જોઇએ. પોતે કોણ છે, તેવું અલ્પજ્ઞાન થયા પછી આપણી અંદર રહેલા દૈવીસ્વભાવની શુદ્ધ અંતઃકરણથી અને અનન્ય નિષ્ઠાથી સેવા કરવી જોઇએ. જે દૈવી સ્વભાવ જ્ઞાન, પ્રેમ અને શક્તિમાં વધવાને અત્યંત આતુર છે, અને જે માનુષી પ્રવૃત્તિમાં પ્રત્યેક રીતે પોતાનું જીવન વિકસાવવા ઇચ્છે છે, તે દૈવીસ્વભાવ આપણા દરેકમાં છે, એ સમજવું કઠિન નથી. તે દૈવી સ્વભાવને મર્યાદિત બનાવતા ના. જીવનના અલ્પ ન્હાના સ્થાનમાં સડવાની આ દૈવી સ્વભાવની ઇચ્છા હોતી નથી. તે ઉન્નતિ વાસ્તે મથન કરી રહ્યો છે. અને તેના વિકાસ સારૂ આપણે અનન્ય નિષ્ઠાથી તેની ઇચ્છાનુસાર વર્તવાને પ્રતિજ્ઞા લેવી જોઇએ. તેની ઇચ્છાનુસાર વર્તન એટલે શું? સામાન્ય જીવનમાં તે શું કરી શકે છે? આ બાબતમાં વિદ્યાર્થીને ઉત્તમ બોધ તો એજ અપાય કે તેણે પોતાનું દરેક કામ તેનાથી બને તેવી સારી રીતે કરવું. તેજ આ દૈવી સ્વભાવને આપણી અર્પણતા છે. ધારો કે તમારે નિબંધ કે લખાણ જેવું સામાન્ય કામ કરવાનું છે. તે કરવાના બે પ્રકાર છે. આપણે કાં તો અસંબંધી શબ્દવાળો, અચોક્સ અને ગુંચવણીભર્યા

વિચારવાળો, નહિ વંચાય તેવા અક્ષરોવાળો, છેકા અને ડાઘાવાળો એક અડધા ડઝન પાનાનો નિબંધ લખીએ; અથવા તો વિષયને લગતો, વિચારયુક્ત અને પરસ્પર સંબંધી વાક્યરચનાવાળો, નકામા શબ્દ વગરનો, સ્વચ્છ અને વંચાય તેવો, માત્ર વીશ લીંટીનો નિબંધ લખીએ. તે બન્નેમાં સરખાજ સમયનો વ્યય થાય. પણ બીજા પ્રકારના નિબંધમાં ખરી આત્માની ખીલવણી થાય છે. સારી રીતે કાર્ય કરવામાં હાથના કાંડા કેળવાય છે, આત્મસંયમ વધે છે, ઇચ્છાશક્તિ બળવતી થાય છે, અને કળા કૌશલ્યની રુચિને પ્રોત્સાહન મળે છે. કાર્ય સારી રીતે કરવાને મગજને કેળવવામાં નૈતિક સ્વભાવની પણ યોગ્ય ખીલવણી થાય છે. આ રીતે આપણે આપણા દૈવી સ્વભાવને સદા નીમકહલાલ થઈ શકીશું.

આ આત્મસુધારણાનો નિયમ એ છે કે જે કામ તમારે કરવાનું હોય ને પ્રથમ પ્રસંગે કરવામાં આવ્યું હોય તેના કરતાં બીજી વખતે સહજ વધારે સારૂ કરવાનો પ્રયત્ન કરવો. તેજ આશય હોવો જોઇએ. આવું પ્રત્યેક કાર્ય વિકાસ તથા સુધારણાનું સાધન છે. પ્રથમ સેંકડો વખત કરેલા કાર્યના કરતાં જો વધારે સારૂં કાર્ય ન કરવામાં આવે તો તે કાર્ય ગમે તેટલું જથ્થામાં કરવામાં આવે છતાં તેથી આપણો વિકાસ કે સુધારણા પ્રાપ્ત થતા નથી. આ નિયમ દરેક કાર્યને લાગુ પડે છે. આધુનિક કેળવણીની પ્રથામાં આપણા વિદ્યાર્થીઓને સેંકડો પાનાં વાંચવાનાં હોય છે, અને સેંકડો પાનાં લખવાનાં હોય છે, જે કાર્ય તેઓ બેદરકારીથી કરે છે. કેવી જાતનું નહિ, પણ કેટલું કર્યું તેને તેઓ વધારે અગત્યનું ગણે છે. આપણા જીવનવ્યવહારમાં જો આપણે કાર્યના જથ્થા સાથેજ સંબંધ રાખીએ તો હજારો જીંદગીઓ વિકાસ વિનાની જાય.પરંતુ પોતાની ઇચ્છા શક્તિને એકજ જીંદગીમાં પૂર્ણ રીતે કસવામાં આવે, અને નિશ્ચય કરવામાં

આવે કે દરેક કાર્ય તેના જથ્થા કરતાં તેની જાતથી ઉત્તમ બનાવવું તો જરૂર આપણો વિકાસ ઘણી ત્વરાથી થશે.

મકાન પૂરૂં કરવાને હજુ એક વસ્તુની—છાપરાની જરૂર છે. મકાનનો તે પણ અતિ અગત્યનો ભાગ છે. જો છાપરાની જરૂર ન હોય તો દીવાલો અને પાયાની પણ ભાગ્યેજ જરૂર જણાય. મનુષ્યના ચારિત્રરૂપી મકાનનો કયો સદ્‌ગુણ સ્થૂલ મકાનના છાપરા સાથે સંબંધ રાખે છે? તે પ્રેમનો સદ્‌ગુણ છે. અને આ સરખામણી પણ યોગ્ય છે. કારણ કે પ્રેમ તે રક્ષક છે, અને છાપરૂં પણ મકાનનું રક્ષણ કરે છે. જ્યારે સ્થૂલ છાપરૂં વરસાદ અને તાપથી રક્ષણ કરે છે, ત્યારે પ્રેમ જ્ઞાન અને ધૈર્યને અયોગ્ય રીતે વ્હેતા અટકાવે છે. પ્રેમના સદ્‌ગુણ વિનાનો જો ધૈર્યવાન્ મનુષ્ય જણાય તો આપણને લાગે છે કે તે મનુષ્ય જાતિને ભયરૂપ છે. તે પોતાની આસપાસના મનુષ્યોને દુઃખના કારણભૂત બને છે; અને આપણને સ્વાભાવિક વિચાર સ્ફુરે છે કે પ્રાણીમાત્ર તેના વિના વધારે સારી સ્થિતિમાં રહી શકશે.સામાન્ય રીતે આધુનિક વિગ્રહ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. કેટલા જમાનાથી બુદ્ધિ બળ વધતું ચાલ્યું છે, પણ તેની સાથે સાથે પ્રેમની વૃદ્ધિ થઈ નથી. મનુષ્યજાતિ આ બે તત્ત્વની વચ્ચે અથડાય છે. ઉંચા સિદ્ધાંતવાળો દયાળુ પુરૂષ પણ ક્યાં, કેમ અને ક્યારે કેવી રીતે વર્તવું તે ન જાણતો હોય તો તે અણધાર્યું ખોટું પરિણામ લાવી મૂકે, ત્યારે ઉપર બતાવ્યા કરતાં ઉલટું પરિણામ પણ આવે છે. પરંતુ પ્રેમને માર્ગે ભૂલ ખાવી એ વધારે સહીસલામત છે. સૃષ્ટિમા મોટી જરૂર પ્રેમની છે. જો મકાનને ધૈર્યના પાયાની અને સત્યની દીવાલોની જરૂર હોય તો ચારિત્રરૂપી મકાન પ્રેમના છાપરા વિના કદાપિ સંપૂર્ણ કે ઉપયોગી થઈ પડે નહિ.

પ્રેમ શું છે તે હવે તપાસીએ. તે એકલો શબ્દ લાગણી સૂચક

છે; પણુ તેમાં ઘણા પ્રશંસનીય સદ્‌ગુણો સમાઇ જાય છે. પ્રશંસા, માન, પૂજ્યભાવ, ભકિતભાવ, પરોપકાર, દીલસોજી, દયા, અનુકમ્પા અને સહાયકવૃત્તિ; આ સર્વ સદ્‌ગુણો પ્રેમમાંથીજ ઉદ્‌ભવે છે. પ્રેમનો મુખ્ય ગુણુ મિત્રતા છે. અને દૃઢમિત્રતા તેજ બન્ધુત્વ છે. આ સદ્‌ગુણોની ટીપનો વિચાર કરીએ તો નિશ્ચય પૂર્વક જણુાય કે પ્રેમ જીવનની ભિન્ન ભિન્ન સ્થિતિમાં પ્રકટ થાય છે. અમુક વ્યકિતને આપણા કરતાં મહાન્ સ્વીકારીએ તો તેના પ્રત્યેનો પ્રેમ પૂજ્યભાવ રૂપે પ્રવર્તે છે. આપણા કરતાં નિર્બળ તરફનો આપણો પ્રેમ દયાનું સ્વરૂપ ધારણ કરે છે; અને જો તે નિર્બળ મનુષ્ય દુઃખી હોય તો તે પ્રેમ અનુકમ્પા કે દીલસોજીનું રૂપ લે છે. પ્રેમની જાત અને તેની તીવ્રતા કે કે મન્દતા ઉપર આપણા વિકાસનો ઘણો આધાર છે.

એતો સુવિદિત છે કે લાગણીઓને ઉશ્કેરે અને કસે તેવા પ્રસંગો જીવનક્રમમાં વારંવાર બને છે. વળી તેમાં પણ આપણા મનની સમતોલવૃત્તિ ખોવરાવી પ્રેમ કરતાં ધિક્કારની લાગણી વધારે પ્રમાણમાં જાગ્રત્ કરે એવા અનુચિત પ્રસંગો પણ બને છે. સદ્‌ભાગ્યે ધિક્કારને પ્રેમના રૂપમાં ફેરવવાની એક નાની કુંચી છે. તે નિઃસ્વાર્થતાની કુંચી છે. મારી સાથે ગુસ્સે હોય અને મારૂં ભુંડું બોલતો હોય એવો મનુષ્ય કલ્પીએ. વાસ્તવિક રીતે મારે તેને માર્ગે ચાલી તેના જેવી ભૂલ કરવી જોઇએ નહિ. પણુ પ્રશ્ન એ થાય છે કે આ કામ સ્હેલાઇથી શી રીતે થઇ શકે? જો હું મારી જાતનો વિચાર કરૂં તો પ્રથમ ઇચ્છા તેની સાથે ક્રોધ કરવાની થાય. પરંતુ જરા અટકી શાંત મનથી વિચાર કરૂં, અને મારી જાતનો વિચાર નહિ કરતાં તે કયા કારણુથી ક્રોધે ભરાયો, તે વિચારૂં તો મારો ક્રોધ શાન્ત પડી જશે. તેને ક્રોધ ઉત્પન્ન કરાવનાર કારણુ, અને તેને દુનિયા કેવી ભાસે છે, એનો હું જરા વિચાર કરૂં તો મારો ક્રોધ

આમી જશે, અને તે સમયે કેમ વર્તવું તેનો વિચાર કરવા અનુકૂળ સ્થિતિમાં મારૂં મન આવશે. નિર્દયતા, જુલ્મ અને અન્યાયથી ઉદ્‌ભવતા પ્રસંગોમાં અન્યનો બચાવ કરતાં જે પ્રશસ્ય કોપ થાય છે, તેની બાબતમાં પણ આજ નિયમ લાગુ પડે છે. પણ એવા પ્રશસ્યકોપ સિવાય પણ અન્યનો બચાવ કરવા જેટલું નૈતિકબળ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે ઉમદા કોપને શાન્ત કરવો કે કેમ તે એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે.

જગતમાં મળી આવતી અસમાનતાનો કઠિન પ્રશ્ન તપાસીએ. જુલમી શેઠ અને તેના ગુલામનો સંબંધ તપાસીએ. ગુલામ સદા ભયભીત હોય છે, તેને હવે પછી બીજી કઇ શિક્ષા થશે, તેનાથી તે અજાણ હોય છે, અને સ્વાભાવિક રીતેજ તે પોતાના જુલમી શેઠથી નાસતો ફરે છે. ધારો કે તે ગુલામ તત્ત્વ વિચારક છે. તે જુલમી શેઠના સ્વભાવનું નિરીક્ષણ કરશે અને જાણી શકશે કે તે પોતાના બળ અને સત્તાની લાગણીનો ઉપયોગ કરે છે અને અન્ય લોકોને પોતાના કરતાં લઘુ મનાવરાવી તેમના પર સત્તા ચલાવી શકે છે. આથી તેને ભય ઓછો લાગશે, અને તે જુલમી શેઠનું હૃદય સમજી શકશે. આવી તત્ત્વવિદ્યા ગુલામોમાં મળવી અસંભવિત છે, પણ તેના દૃષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ છે. એક નિર્દય શેઠના ગુલામ તરી રહેનાર રોમન તત્ત્વવેત્તા એપિક્ટેટસ વિષે સાંભળ્યું છે. તે શેઠને તેની તત્ત્વવિદ્યાનો વ્યવહારમાં અમલ થતો જોવાથી ગમત પડતી હતી. તે શેઠ અતિ બળવાન હતો. એક પ્રસંગે તે એપિક્ટેટસનો પગ પકડી આમળવા લાગ્યો. એપિક્ટેટસે શાન્તિથી કહ્યું, "આપને જણાવું છું કે પગ વધારે આમળવામાં આવશે તો તે ભાગી જશે." અને ખરે તે ભાગી પણ ગયો. તેને આ સંબધમાં તત્ત્વવિદ્યા આ પ્રમાણે દર્શાવી છે. તમારી સત્તામાં જે બાબત ન હોય તેની સાથે તમારે લેવા દેવા

નથી. તમને કેદી બનાવી બંધનથી પકડી રાખવામાં આવે, તેની ચિંતા તમે કરતા નહિ.

તેની જોખમદારી તેને શિર છે. તેણે ઈશ્વર પાસેથી જોખમદારી વ્હોરી લીધી છે, અને તમારે જે સહન કરવું પડે છે, તેનો તે ઋણી છે. પરંતુ જે તમારી સત્તાની વાત છે તેની ચિંતા તમારે રાખવીજ જોઇએ. તમારી ઇચ્છાશક્તિને બંધનમાં રાખવી અશક્ય છે, તેથી તમે કહી શકો કે, "હું મારી ઇચ્છા પ્રમાણે અંતરથી જીવીશ, અને મારા દેહની પરતંત્રતામાં પણ આંતરરાજ્યમાં સર્વ બરાબર રાખવાને પ્રયત્ન કરીશ." સ્વતંત્રતામાંજ જીવનનો ખરો આનંદ છે, અને સ્વતંત્રતાનો ઉપયોગ એજ ખરૂં જીવન. પહેરેજ રહેવુ કે કેદમાં સડવું તેના જેટલુંજ બંધન પોતાનો સમય વ્યર્થ ગાળવામાં, પોતાનો ધર્મ યથાર્થ નહિ બજાવવામાં, અને પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ નહિ કરવામાં છે. એટલા માટે જ બાહ્ય પદાર્થોથી ભય પામવાની જરૂર નથી. પરન્તુ આપણી શક્તિઓનો યોગ્ય ઉપયોગ થતો નથી એજ ભય છે. એપિકટેટસે કહ્યું. "ઈશ્વરે મને એકજ બાબત સારૂ અહીં મોકલ્યો છે, અને તે કરવામાં મને કોઇપણ અડચણ નાખી શકશે નહિ. તે બાબત સદ્ગુણમાં સંપૂર્ણ-રીતે આગળ વધવાની છે." આપણામાંનો દરેક તે પ્રમાણે કરી શકે. જીવનમાં ગમે તેવી તેની સ્થિતિ હોય, પરંતુ જે કાર્યને માટે ઈશ્વરે તેને મોકલ્યો છે, તે કાર્ય કરવાને તે સમર્થ છે.

જે વડે આપણે ક્રોધ, અહંકાર અને ભયને મિત્રતા, દીલસોજી અને પ્રશંસામાં ફેરવી શકીએ, તે લઘુ યુક્તિનું જ્ઞાન મનુષ્ય સ્વભાવના સંબંધો અને પ્રવૃત્તિઓને સમજવામાં સહાયભૂત થઇ શકે છે. તે જુલમી રાજાની સ્થિતિમાં તમારી જાતને મૂકો. તો તમને સહેજ સમજાશે કે તેનો જુલમ તેના અહંકારને સંતોષવા વાસ્તે

હતો. પરંતુ તેણે પોતાના અહંકારને બદલે તેના હાથ નીચે મૂકા-એલા ગુલામનો વિચાર કર્યો હોત તો તે જુલમ કરુણારૂપે ફેરવાઈ જાત. આ રીતે પ્રેમ ખીલે છે, અને મનુષ્યના ચારિત્રરૂપી મકાનના છાપરા તરીકે પ્રેમનું અગત્યનું સ્થાન છે. એવો એક પણ ધર્મગ્રંથ નથી કે જેમાં આ બાબત પ્રતિપાદન કરવામાં ન આવી હોય- એવો એક પણ ધર્મ સંસ્થાપક આ સૃષ્ટિમાં થયો નથી કે જેણે પ્રેમના પ્રભાવ ઉપર ભાર મૂકીને કહ્યું ન હોય. ભગવદ્‌ગીતામાં પણ આ બાબત છે. જો કે સ્પષ્ટપણે તે દર્શાવેલું નથી, પણ પ્રારંભના એક અધ્યાયમાં એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે સૃષ્ટિમાં શ્રીકૃષ્ણે શા સારૂ પ્રવૃત્તિ કરવી. પ્રત્યુત્તર પણ ત્યાંજ છે. " પ્રવૃત્તિમાં જોડાવાને મારે કાંઈ બાહ્ય દબાણ નથી. કોઈપણ ધર્મ બજાવવાને હું બંધાયેલો નથી દુનિયાની પ્રવૃત્તિમાં ભાગ લેવાથી મને કાંઈ મળવાનું નથી. પણ જો હું પ્રવૃત્તિ ન કરૂં તો મોટા પુરૂષો મારૂં અનુકરણ કરીને પ્રવૃત્તિ કરવાનું છોડી દે, અને ન્હાના મનુષ્યો તેમનું અનુકરણ કરી કાર્ય કરતાં બંધ થાય, અને સમાજમાં અવ્યવસ્થા વ્યાપી જાય. " આ પ્રમાણે પોતાના સંબંધમાં ખુલાસો આપ્યા પછી શ્રીકૃષ્ણ અર્જુનને પ્રતિબોધ આપે છે કે.–" પ્રાચીનકાળના જનકરાજા વગેરેની માફક ફળની આશા વિના કાર્ય કરે જા. " આ ઉપરથી સ્પષ્ટ છે કે પ્રભુ સૃષ્ટિને ચ્હાય છે, માટે તે સૃષ્ટિમાં હયાત છે. અખિલ સૃષ્ટિનું રક્ષણ સર્વમય પ્રેમથીજ થાય છે. અહીં એવો કોઈ પણ નહિ હોય કે જેનો વિકાસ પ્રભુતા પ્રત્યે ન થતો હોય, અને એવો પણ કોઈ નથી કે જે ધૈર્ય, સત્ય, અને પ્રેમના માર્ગે પોતાના ચારિત્રને ખીલવે તો ઇષ્ટસિદ્ધિ ન કરી શકે.

---

# અદૃશ્ય સાહાય્ય.*

આ ગ્રીષ્મઋતુમાં હું ઑસ્ટ્રેલિઆ ગયો હતો, ત્યાં મને લોકોએ અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો હતો, અને લોકો અસાધારણ સંખ્યામાં અને ઘણા ઘણા ઉત્સાહથી ભાષણો સાંભળવા આવતા હતા. ત્યાંના લોકો નવીન બાબતો જાણવાને અને ગંભીર વિષયો સંબંધીનાં સત્યો સમજવાને તમારા જેટલાજ આતુર છે. તેમનામાં વિચારોના મતભેદો છે અને માન્યતાની ભિન્નતા પણ અહીંના જેટલીજ છે. જો વિચારોના અને માન્યતાના ભેદો ન હોય તો પછી આવાં ભાષણો અને આવાં મંડળોની જરૂરજ રહે નહિ, અને જીવન પણ નીરસ થઇ જાય. મારા કથન સાથે બધા મળતા થશે, એમ તો હું કહેતોજ નથી પણ તેઓ મારા વિચારને મળતા થાય કે ન થાય, પણ તેઓ મને શાંત ચિત્તે સાંભળશે, કારણ કે તેઓ જાણે છે કે હું પણ તેમની માફક સત્યની શોધમાં છું. દલીલોથી સત્ય વસ્તુઓમાં ફેરફાર થઇ શકે નહિ પણ સત્ય શું છે તે નક્કી કરવાને આપણે પ્રયત્ન કરી શકીએ. આપણે આ વિષયોનો ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુથી વિચાર કર્યો છે, અને આપણે અમુક અનુમાન પર આવીએ, પણ તે અનુમાન પણ પૂર્ણ સત્ય તરીકે ગણી શકાય નહિ. તે પૂર્ણ સત્ય તો આપણા જ્ઞાનની મર્યાદામાં આવી શકતું નથી, પણ આપણાં આ અનુમાનો સત્યને પિછાનવાના પ્રયત્નો છે, અને તેમાંનાં કેટલાંક બીજા કરતાં

* સર ઓલીવર લૉજે ૧૯૧૪ ના નવેમ્બર માસની ૨૨ મી તારીખે ‘ Invisible Help ’ એ વિષય ઉપર આપેલું ભાષણ.

સત્યની વધારે સમીપમાં હોય છે. અને આ અનુમાનો સત્ય હોય કે અસત્ય હોય, પણ આપણને જે સૌથી શ્રેષ્ઠ લાગે, અને આપણા અભ્યાસથી જે નિર્ણયો પર આપણે આવ્યા હોઇએ તે નિર્ણયો જણાવવા એ આપણું કર્તવ્ય છે. અત્યારે થોડા સમયમાં હું બધા પુરાવા આપી શકું તેમ નથી; તેને વાસ્તે તો અનેક વર્ષો સુધી ગંભીર અભ્યાસ કરવાની જરૂર છે, પણ હું તો મારા છેવટના નિર્ણયો જણાવું છું; તે તમને યોગ્ય લાગે તો સ્વીકારજો, નહિ તો તેનો અનાદર કરજો. પ્રસ્તાવના તરીકે આ બે બોલ કહેવાની જરૂર હતી, અને તે મેં કહ્યા છે.

બાઇબલના પ્રારંભમાં લખેલું છે કે "પ્રભુએ જૂદી જૂદી રીતે ભુતકાળમાં પેગંબરો દ્વારા આપણા વડીલોને સંદેશો આપ્યો હતો, તેણે આ છેવટના દિવસોમાં પોતાના પુત્ર દ્વારા બોધ આપ્યો છે" જો આ બાબત સત્ય હોય તેમાં નવાઈ શી! પ્રેરણા એ સત્ય વાત છે, અને સઘળા સંતો અને પેગમ્બરો મૂર્ખ ન હતા, પણ સત્યના કેટલાક અંશો ગ્રહણ કરીને તેમણે આપણને તેનો બોધ આપ્યો હતો. આ બાબત જો સત્ય હોય તો તેમાં અશક્ય શું? તે સંભવી તો શકે છે. મારી માન્યતા પ્રમાણે તો તે સત્ય હકીકત છે. અને જો આ વાત સત્ય હોય તો આપણી દૃષ્ટિ આગળ કેવડું મોટું ક્ષેત્ર ખુલ્લું થઇ જાય છે! જો પ્રભુનું અસ્તિત્વ હોય, મનુષ્ય સાથે તે સંભાષણ કરતો હોય, તેને મદદ કરતો હોય, અને મનુષ્ય તે આ વિશ્વમાં ખુણે ખોચરે પડેલી આ પૃથ્વી પર બે પગું નિરાધાર પ્રાણી ન હોય, પણ તેને મદદ કરનાર અને તેના તરફ સહાનુભૂતિ ધરાવનાર સંખ્યાબંધ વ્યક્તિઓ વિદ્યમાન હોય અને સત્ય તથા શુભ તરફ જવાના તેના પ્રયત્નમાં જો પ્રભુ પોતેજ તેને સાહાય્ય આપતો

હોય, તો આ ભાવના એ ઘણીજ ભવ્ય છે, અને જો તે સત્ય હોય તો તેનો આગળ બધાં સત્યો ઝાંખાં પડી જાય છે.

આ એક નાનું વિશ્વ નથી; તે ઘણુંજ મોટું અને ગંભીર યોજનાવાળું વિશ્વ છે. અને જો કોઈ બાબત સત્ય હોય તો તે નિરંતર સત્યજ હોવી જોઇએ. અને એક નાનું સરખું પણ સત્ય ઘણું મહત્વનું છે. પાર્લામેન્ટના કાયદામાં અમુક થોડા શબ્દો દાખલ કરવાથી અથવા તો નહિ કરવાથી જે ફેરફારો થાય છે તેથી મને ઘણુંજ આશ્ચર્ય થાય છે. અમુક શબ્દ કે શબ્દો રાખવા કે કાઢી નાંખવા તેના સંબંધમાં સભાસદો ઘણી દલીલો કરે છે. તે શબ્દો મૂકવાથી અમુક વ્યાપારને ઉત્તેજન મળે છે " તે શબ્દો રાખવાથી અમે નાશ પામીશું " એવા ઉદ્‌ગારો નીકળે છે. અત્યારે અમુક ધંધાની વાત નથી પણ આવું ઘણીવાર બને છે. પાર્લામેન્ટના અમુક કાયદાના ઘણાં મોટાં અને કેટલીકવાર અણધાર્યાં પરિણામો આવે છે. દાખલા તરીકે વૃદ્ધ માણસોને પેન્સન આપવાનો કાયદો. આ કાયદાથી કેટલા બધા જીવનમાં ફેરફાર થઇ ગયો છે! નાની નાની બાબતોનાં અસાધારણ પરિણામ આવે છે. અને મોટી બાબતો કેટલીક તો એવી હોય છે કે જેનો આપણને ખ્યાલ પણ આવી શકે નહિ. આપણે તેની ભવ્યતા અને મહત્તાનું તેજ સહન કરી શકીએ નહિ. તેથી આપણે ગભરાઇ જઇએ, અંધ બની જઇએ, અને તેનું સમગ્ર સ્વરૂપ આપણે જોઇ શકીએ તો આપણાં દરરોજનાં કર્તવ્યો પણ આપણે બરાબર બજાવી શકીએ નહિ.× અને આપણે તો આપણા દરરોજના

× ( જુઓ ભગવદ્‌ગીતા. શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનું વિશ્વ સ્વરૂપ બતાવ્યું, તેનું તેજ એટલું ભવ્ય હતું કે અર્જુનથી તે સહન થઇ શક્યું નહિ.

ધર્મો બજાવવાના છે. અમુક વ્યાવહારિક કામો માટે આપણે આ જગતમાં આવેલા છીએ. પ્રભુએ દયા કરીને આપણને થોડા અંધ રાખ્યા છે, સૃષ્ટિની ભવ્યતા ઉપર થોડો પડદો નાખ્યો છે કે જેથી આપણા દરરોજના વ્યવહારો, આપણી કૌટુમ્બિક ફરજો, ધનપ્રાપ્તિ અને બીજી અનેક બાબતો જે આ સમયે અને હાલની વર્તમાન સ્થિતિમાં જરૂરનાં છે, તે ઉપર આપણે લક્ષ આપી શકીએ.

જ્યારે મનુષ્યો ભૂતકાળમાં દિવ્ય સત્યની ભવ્યતાની ઝાંખી કરી શકતા હતા, ત્યારે તેઓ શું કરતા હતા? તેઓ દુનિયાથી વિરક્ત થતા, આશ્રમોમાં એકાંત જીવન ગાળતા, આ બાબતો ઉપર મનન અને નિદિધ્યાસન કરતા અને આધ્યાત્મિક બાબતોનું અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરતા અને તે જ્ઞાનમાં આગળ વધતા હતા. પણ તેઓ કેટલેક અંશે આ દુનિયાનાં કામો તરફ બેદરકાર રહેતા. આ બાબતમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે દુનિયા તે વખતે અત્યારના જેટલી પ્રગતિ પામેલી નહતી. તે વખતે માંહોમાંહે ભારે મારામારી ચાલતી હતી. આપણે હાલ પણ તે યુદ્ધની સ્થિતિની પેલીપાર ગયા હોઇએ તો કેવું સારૂં! અને તેથી તેઓ ઇશ્વરી બાબતોપર ચિંતન કરવા લાગતા, તે વખતે તેઓ શાંતિમાં અને એકાંતમાં જનસંસર્ગથી દૂર આશ્રમમાં રહેતા તો તેમાં કાંઈ વિચિત્રતા નથી. પણ હાલ આપણી તેવી સ્થિતિ નથી. આપણે તો આપણાં દરરોજનાં કર્તવ્યો બજાવવાનાં છે. પણ અઠવાડિયામાં એકવાર અથવા દિવસમાં એકવાર આપણને આ મહત્ત્વની બાબતો પર વિચાર કરવો પડે છે; તે મહત્ત્વની બાબતોનો આપણે વિચાર કરીએ યા ન પણ કરીએ, છતાં તે તો અસ્તિત્વ ધરાવે છે. આ દિવ્યવસ્તુઓ

હોય તો તે નિરંતર હોવી જોઇએ અને ન હોય તો સર્વથા તે ન હોવી જોઇએ. અને જો તે ન હોય તો આપણું જીવન ખરેખર નીરસ થઇ જાય; પણ તેમ થવું જોઇતું નથી. હું જાણું છું કે તે નીરસ નથી. હું આટલું તો કહું છું કે કેટલાક એવા મનુષ્યો છે કે જેઓ જ્યાં ત્યાં નિષેધાત્મક વસ્તુઓ જાહેર કરતા ફરતા ફરે છે. તેઓ જણાવે છે કે આ જીંદગી નીરસ છે. તેઓ કહે છે કે આ મનુષ્ય ધૂળમાંથી પ્રકટ થયો, અને ધૂળમાં ભળી જશે, અને ત્યાં તેનો અંત આવી જશે. આવી નિષેધાત્મક બાબતો જણાવવામાં તેમને શો આનંદ પડતો હશે તે મારા સમજવામાં આવતું નથી. જે લોકો નિષેધની વાતો કરે છે, તે લોકોમાં મને વિશ્વાસ હોતો નથી. એનો અર્થ એટલોજ થાય છે કે તેઓ જાણતાં નથી. જો મનુષ્ય કાંઇ ચોકસ સત્ય જણાવવા માગતો હોય તો તેને સાંભળવામાં લાભ છે, કારણ કે તે પોતાના જ્ઞાનની વાત કરતો હશે. અને જો કોઇ મનુષ્ય કેવળ નિષેધજ કરતો હોય તો એમ માનવું કે તે અજ્ઞાન છે. ગમે તેમ હોય તો પણ મને તો લાગે છે કે લોકોને હિમ્મત વગરના બનાવવાનો પ્રયત્ન કરવો તે ખરેખર તુચ્છ પ્રવૃત્તિ છે. ઈસપનીતિમાં વર્ણવેલ શિયાળનું દૃષ્ટાંત મને યાદ આવે છે. તે જાળમાં પકડાઇ ગયાથી પોતાની પૂંછડી કપાવીને છુટું થયું. તે જ્યાં ત્યાં ફરીને કહેવા લાગ્યું કે પુંછડી રાખવી એ શોભાભર્યું નથી અને દરેકને પૂંછડી વિનાના થવાનો ઉપદેશ આપવા લાગ્યું.

ઠીક, ત્યારે, આ વિશ્વનાં સત્યો તે સત્યોજ છે. અને તે ઘણાં અર્થસૂચક છે. આપણા અજ્ઞાનથી અથવા અંધપણાથી તે સત્યો નાશ પામી જતાં નથી, તેમજ આપણા કથન માત્રથી તે અસ્તિત્વમાં

આવતાં નથી. વિજ્ઞાનનો હેતુ સત્ય શું છે તેની શોધ કરવાનો છે. આપની જાતને છેતરવામાં કાંઈ લાભ નથી. કોઇ પણ ખરો વિજ્ઞાનશાસ્ત્રી એવો નથી કે જે સત્ય સિવાય બીજી કોઇ પણ વસ્તુને ઇચ્છતો હોય. કેટલીકવાર લોકો એમ કહે છે કે "તમે આ બાબતોનો ઉપદેશ કરો છો, કારણ કે તેની તમારે જરૂર છે." આ ખરેખર હાસ્યજનક છે. તમારી માગણી પ્રમાણેજ જો સૃષ્ટિની વસ્તુઓ થઇ જતી હોય તો તો જૂદી વાત છે, સ્વવંચનથી જરા પણ સ્વાર્થ સરતો નથી. તમારે તો સત્યને નક્કી કરવાનું છે. તમે સત્યને બનાવી શકો નહિ, તમે જ્યાં વસ્તુઓ હોય નહિ ત્યાં મૂકી શકો નહિ; તમે તો જે છે તેજ શોધી કાઢો છો. અને જ્યારે સમય આવે ત્યારે તમે જે શોધી કાઢ્યું હોય તે જણાવવું એ તમારો ધર્મ છે; સત્ય બાબતો શોધી કાઢો અને તેને બેધડક જણાવો.

આ શ્રોતા વર્ગમાં કેટલાક એવા પણ છે કે જેઓ મારા કથન પર વિશ્વાસ રાખતા નથી. તેઓ એમ માને છે કે મનુષ્ય એ સર્વોત્તમ છે અને આ વિશ્વમાં મનુષ્ય કરતાં કાંઇ પણ શ્રેષ્ઠ નથી. તે આ પૃથ્વીની પેદાશ છે અને પૃથ્વી સાથે તેનો અંત આવશેઃ— ખરેખર પૃથ્વીપરના તેના જીવનની સાથે તેનો અંત આવશે. તેનું જીવન ઘણુંજ ક્ષણભંગુર છે. કોઇ તેની સંભાળ લેનાર નથી અને તેના કરતાં આ વિશ્વને સમજનાર બીજો કોઈ ડાહ્યો નથી તે આ વિશ્વ વિષે સર્વ કાંઇ જાણે છે. જો તેને બોલાવવામાં આવ્યો હોત તો તેણે પોતે આ સૃષ્ટિ રચી હોત; તે ઉન્નતિક્રમની ઉત્તમોત્તમ રચના છે, ( આ સમયે પ્રકૃતિના વિકાસનો તે ઉત્તમોત્તમ નમુનો છે ) અને તેથી તેના કરતાં વધારે ઉચ્ચ કોઈ નથી.

આવા મનુષ્યોને હું કહીશ કે તેઓ જંગલી જમાનામાં રહે છે, જો કે તેનું તેમને ભાન નથી. જે વખતે પૃથ્વીને દરેક વસ્તુના મધ્યબિન્દુ તરીકે ગણવામાં આવતી હતી, જ્યારે આખું વિશ્વ પૃથ્વીમાં સમાઇ ગયું હતું, જ્યારે પૃથ્વી ઉપરની ઉત્તમોત્તમ વસ્તુ વિશ્વમાં ઉત્તમોત્તમ લેખાતી હતી, અને જ્યારે સૂર્ય તારાઓ વગેરે બીજી વસ્તુઓ પૃથ્વીના ઉપગ્રહો તરીકે, ઘણીજ ઓછી મહત્ત્વની માનવામાં આવતી હતી તે સમયને અનુકૂળ તેઓની માન્યતા છે. વિજ્ઞાન ખરી રીતે અસ્તિત્વમાં આવ્યું તે પૂર્વે આવી માન્યતા પ્રચલિત હતી, પણ વિજ્ઞાને તેનો અંત આણ્યો છે. પૃથ્વી ઉપરનો મનુષ્ય એ સૃષ્ટિની ઉત્તમોત્તમ રચના છે, એ વિચારને વિજ્ઞાને અયુક્ત અને ન્યાયનીતિ વગરનો ઠરાવ્યો છે. આપણે જાણીએ છીએ કે આ વિશ્વમાં બીજી પણ દુનિયાઓ હયાતી ધરાવે છે. તે દુનિયાઓ ઉપર પણ જીવોનું અસ્તિત્વ હોઇ શકે; અને જગતમાં અસ્તિત્વ ધરાવતા અમુકજ જીવો છે એમ તમે શી રીતે કહી શકો? શું આપણે એમ માનવું કે વિશ્વમાંનો દરેક જીવ આપણા જેવોજ હોવો જોઇએ અને તેનાં શરીરો આપણા જેવાં જડ પ્રકૃતિના બનેલાં હોવાં જોઇએ ? તે બાબત શક્ય છે એમ તમે કહી શકો, પણ તે સંબંધી ચોક્સ અભિપ્રાય આપવા માટે તમારી પાસે કાંઇ સાધનો નથી. જો તમે તેવી જાતનાં નિશ્ચયાત્મક વાક્યો બોલો તો તમે વિજ્ઞાનની કક્ષાની બહાર નીકળી જાઓ છો, અને નિષેધાત્મક શૈલીની માફક તમે પોતાનો કક્કો ખરો ઠરાવવા ઇચ્છો છો. વિજ્ઞાન, વિશ્વ સંબંધી આપણને શું શીખવે છે? આ વિશ્વમાં વ્યવસ્થા અને નિયમ સર્વત્ર વ્યાપી રહેલાં છે, અને અનેક દુનિયાઓ આ વિશ્વમાં પડી છે. આકાશ તરફ નજર કરતાં આપણને આ વિશ્વની

અનેક પ્રકારની ભવ્યતાઓ દેખાઇ આવે છે. જો વાતાવરણ અપારદર્શક હોત તો—જો તે નિરંતર અપારદર્શક હોત તો આપણે બીજી દુનિયાઓ વિષે કાંઈ પણ જાણી શક્ત નહિ, અને આપણી પૃથ્વી એજ સર્વસ્વ છે, એમ માનવાની ભૂલ કરત. સુભાગ્યે વાતાવરણને ભેદીને પણ આપણે જોઇ શકયા છીએ અને આ સૃષ્ટિની અનંતતા વિષે આપણે કાંઇક જ્ઞાન મેળવ્યું છે. હું ખગોળ વિદ્યાનાં સત્યો અત્યારે જણાવવા માગતો નથી, કારણ કે તે તમને બધાને સુવિદિત છે. તમે આકાશ તરફ નજર કરી સ્થિર દૃષ્ટિ કરો તો તમને જણાશે કે તેનો અંત નથી, અને અસંખ્ય દુનિયાઓ એક પછી એક આવી રહેલી છે, અને આ બાબત સત્ય છે. આ બધું જોઇ કદાચ તમે ગભરાઈ જાઓ.

આ બધી દુનિયાઓમાં નિયમ વ્યાપી રહ્યો છે. અહીં જે નિયમો લાગુ પડે છે, તે જ નિયમો તે દુનિયાઓને લાગુ પડે છે. દૂરના તારાઓ ઉપર પણ તેજ પ્રકૃતિ અને તેજ રસાયનિક તત્ત્વો માલૂમ પડે છે. આખું વિશ્વ એકજ છે. શું મનુષ્ય આખા વિશ્વનો રાજા છે? આપણા કરતાં આ વિશ્વ સંબંધી કોઈ વિશેષ જાણતું નથી એમ માનવું એ ખરેખર આપણી બુદ્ધિની મંદતાનો પુરાવો છે. તે માન્યતા ખરેખર હાસ્યજનક છે. આ પૃથ્વીરૂપ ગ્રહ પર આપણે કેટલાક—હજારો વર્ષથી આવ્યા છીએ તે પહેલાં શું હતું? મનુષ્ય આ ગ્રહ ઉપર આવ્યો તે પહેલાં આ વિશ્વની વ્યવસ્થા કેવી રીતે ચાલતી હતી?

આપણે ઉન્નત થતા જઇએ છીએ, આપણે ઉન્નતિક્રમ પ્રમાણે આ ગ્રહ ઉપર આવી પહોંચ્યા છીએ તે તો બરાબર છે, પણ

ઉન્નતિક્રમ એટલે શું ? જેવી રીતે કળીમાંથી પુષ્પ થાય છે, બીજ-માંથી વૃક્ષ થાય છે, તેવી રીતે આપણી અંદરની શક્તિઓનો વિકાસ-વૃદ્ધિ તેનું નામ ઉન્નતિક્રમ. ગુપ્ત શક્તિઓ પ્રકટ થાય છે, અને બ્હાર દેખાવા માંડે છે. વિજ્ઞાને શોધી કાઢેલા નિયમ અને વ્યવસ્થાની પદ્ધતિ પ્રમાણે આ આપણો ગ્રહ પણ વિકાસ પામ્યો છે. અને વિજ્ઞાનશાસ્ત્રીઓ જેટલી બાબતો પ્રતિપાદન કરે છે તે ખરી હોય છે. તેઓ જડ વસ્તુઓની તપાસ કરે છે. હું પોતે પણ તે જડ વસ્તુઓની શોધખોળ કરૂં છું. અમે બધા એ પ્રમાણે તપાસ કરીએ છીએ. તેમાંથી અમે કેટલીક બાબતો શોધી કાઢીએ છીએ; અને આ જડ વસ્તુઓની શોધમાં અમે એટલા બધા મચ્યા રહીએ છીએ કે અમારામાંના કેટલાક એમ ભૂલથી માનવાને દોરાયા છે કે આ વિશ્વમાં જડ પ્રકૃતિ સિવાય બીજું કાંઇ નથી, આનું કારણ એજ કે બીજી વસ્તુઓ ઉપર તેઓએ ધ્યાન આપ્યું નથી. બીજી વસ્તુઓ ઉપર ધ્યાન આપવાથી તમે ગભરાટમાં પડી જાઓ એવા ભયથી તમે બીજી બાબતોનો વિચાર કરતા નથી, તમે સમજવા માટે એકજ વસ્તુ ઉપર ધ્યાન આપો છો. તમે તે જડ પ્રકૃતિની તપાસમાં મળી આવતી બીજી બાબતોને ગણકારતા નથી અને કેવળ જડ વસ્તુઓમાં ગરક થઇ જાઓ છો, પણ તમે બીજી બાબતો પર ધ્યાન ન આપો તેથી તે વસ્તુઓ વિશ્વમાંથી ચાલી જતી નથી. અને તમે તેની શોધ ન કરો, અથવા તે પર ધ્યાન ન આપો, તો તેથી એમ સિદ્ધ થતું નથી કે તે વસ્તુઓ હયાત નથી. આ સ્થળે તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે પૂર્વ તરફના લોકોએ બીજી બાબતો કરતાં આધ્યાત્મિક બાબતો પર વિશેષ લક્ષ આપ્યું છે. અહીં પૂર્વ દેશના આપણા મિત્રો આ ભાષણ વખતે હાજર છે. પશ્ચિમની પ્રજાને શીખવી શકે તેવું પૂર્વ પાસે

ઘણું જ્ઞાન છે. આપણે તેમને વ્યાપારમાં અને વ્યાવહારિક વસ્તુ-ઓમાં કેળવણી આપી શકીએ, તેઓ આપણને આત્માને લગતી અને ધ્યાનની બાબતોમાં શિક્ષણ આપી શકે. તેઓ મૌન ધારણ કરી આપણા કરતાં વધારે ધ્યાન કરે છે, અને પૂર્વ તથા પશ્ચિમનો સંયોગ જે થતો જાય છે તે બહુ ઇષ્ટ છે. તેઓ આપણી પાસેથી શીખશે, અને આપણે પણ તેમની પાસેથી કાંઈ શીખી લેવું જોઇએ. મનુષ્યજાતિના વિવિધ ભાગો જે અત્યાર સુધી તદ્દન અલગ હતા, અને જેમણે પોતાની ઉન્નતિ ભિન્નભિન્ન દિશામાં કરી હતી, તે બધા હવે એક બીજાના વિશેષ સંસર્ગમાં આવતા જાય છે. આ સંસર્ગથી મનુષ્ય જાતિની પ્રગતિ ઘણી ત્વરાથી થવા લાગશે.

મનુષ્ય, મારી માન્યતા પ્રમાણે, આ વિશ્વનો નિયામક નથી. તે આ વિશ્વને બરાબર સમજતો પણ નથી. તે તેમાં ફાંફાં મારીને કેટલીક બાબતની શોધ કરી રહ્યો છે. તેણે દાખલા તરીકે હાલના વખતમાં એક્ષ-કિરણો, રેડીઅમ, વિજળીનું સ્વરૂપ વગેરેની શોધ કરી છે. તે હમણાં પરમાણુની રૂપરચના સમજવા પ્રયત્ન કરી રહ્યો છે, આ બધી નવાઇઓ લાગે છે, પણ તેમાં કાઇ નવીનતા નથી. સઘળો સમય રેડી-અમ તો ત્યાં હતું; તેજ પ્રમાણે એક્ષ-કિરણો પણ વિદ્યમાન હતાં. આપણે તેમને હમણાં શોધી કાઢયાં, આપણે તેમને શોધ્યાં ન હોત તો પણ તે તો ત્યાંનાં ત્યાંજ હોત. આપણી શોધમાં નહિ આવેલી અનેક બાબતો જગતમાં હયાતી ધરાવે છે. વિજ્ઞાન ઘણા થોડા સૈકાથી હયાતીમાં આવ્યું છે. વિજ્ઞાનની ઘણીખરી શોધો તો ૧૯ મા સૈકામાં થઇ છે, આપણે ઘણુંજ થોડું શોધી કાઢયું છે; પણ આપણી શોધમાં ન આવ્યું તેનો નિષેધ કરવામાં આપણે વ્યાજબી ગણાઇએ

નહિ. વિશ્વમાં શું છે તે શોધી કાઢવું એ આપણું કર્તવ્ય છે. આપણે શોધી કાઢીએ કે નહિ છતાં જે છે તે તો છેજ. આપણે શોધી ન કાઢીએ તો તેથી વિશ્વના નિયમોમાં ફેર પડતો નથી. પણુ તેની શોધથી આપણુને લાભ થાય છે. અમે પરમાણુની રૂપ રચના બરાબર સમજતા નથી. પણુ તેની શોધથી આપણુને લાભ થાય છે. અમે પરમાણુની રૂપ રચના બરાબર સમજતા નથી. પણુ અમે તેની શોધ કરી રહ્યા છીએ. જગતમાં કેટલું બધું જાણુવા યોગ્ય છે, અને પરમાણુને પણુ રૂપરચના છે તેથી આપણે હેરત પામીએ છીએ. લોકો તે પરમાણુઓને લખોટીઓ–બહુજ નાની લખોટીઓ જેવા ગણે છે, પણુ ખરી રીતે પરમાણુઓ ઘણી નાની લખોટીઓ જેવા નથી, પણુ તેઓ તો સૂર્યમંડળ જેવા છે. પરમાણુ તેના આકારમાં ઘણો નાનો છે, પણુ તેમાં અનંત સામર્થ્ય રહેલું છે. તેની રૂપરેખા ગુંચવણુવાળી છે, અને તેમાં પણુ નિયમ અને વ્યવસ્થા વ્યાપી રહેલાં છે. જેવી રીતે ગ્રહો સૂર્યની આસપાસ અમુક નિયમ પ્રમાણે ગતિ કરે છે, તે પ્રમાણે પરમાણુના કેન્દ્રસ્થાનની આસપાસ 'ઇલેકટ્રોન્સ' ફર્યા કરેછે. તે નિયમો લગભગ સરખા છે. પૃથ્વીનો પરમાણુ હોય, સૂર્યનો પરમાણુ હોય, સીરીયસનો પરમાણુ હોય અથવા તો બીજા કોઇ પણુ તારાનો પરમાણુ હોય, પણુ તે દરેક પરમાણુમાં ચોકસ નિયમો કાર્ય કરી રહેલા છે. પરમાણુઓનું મોટું કુટુંબ હોય છે, અને તેઓ પણુ ઉન્નતિક્રમના નિયમને સ્વાધીન વર્તે છે. તે પરમાણુઓ સંબંધી હજુ ઘણું ખોળવાનું છે, પણુ તેની આવી રચના છે, એમ અમારી કલ્પના વડે જણાયું છે અને અમે અમારી શોધમાં બહુ આગળ

વધ્યા નથી. વિજ્ઞાનની વૃદ્ધિ થતાં આ બાબતમાં આપણને અતિશય પ્રકાશ મળશે.

આ પ્રમાણે નાની તેમજ મોટી દરેક વસ્તુમાં દેખાતી વ્યવસ્થા અને નિયમ ઉપરાંત આ વિશ્વમાં એટલું બધું અસાધારણ સૌંદર્ય છે કે મનુષ્ય તે સૌંદર્યને સમજીને તેનું મહત્ત્વ વિચારી શકે યા ન પણ શકે, પણ પ્રભુ તો પોતાની રચેલી સૃષ્ટિમાં આનંદ માનતો હોય એમ લાગે છે. વસ્તુઓમાં એટલી બધી સુંદરતા રહેલી છે કે જે મનુષ્યની દૃષ્ટિ જોઇ શકતી નથી, અથવા તો જે સૂક્ષ્મદર્શક યંત્રથીજ જોઇ શકાય. જેમ તમે વધારે સૂક્ષ્મ તપાસ કરશો તેમ આખી સૃષ્ટિમાં વ્યાપિ રહેલી ભવ્યતા, અનંતતા, વિવિધતા, નિયમ અને સૌંદર્ય જોઇ તમે ચકિત થશો. પછી કવિઓ ઉભા થાય છે, કલ્પના કરે છે અને કાવ્યો રચે છે. અને તમે એમ માનો છો કે તે કવિઓની કલ્પનાઓ સત્યની પેલી પાર છે, ખરી હકીકત કરતાં આગળ જતી રહેલી છે. પણ હું તમને જણાવું છું કે કોઇ પણ કવિની કલ્પના ખરા સત્ય સુધી પહોંચી નથી અને પહોંચશે પણ નહિ; કારણ કે મનુષ્ય વિશ્વનો નિયામક નથી, પણ તે વિશ્વનો એક ભાગ છે, અને ભાગ આખા કરતાં વધારે ચઢીઆતો થઈ શકે નહિ. તમારી કલ્પનાશક્તિ અસ્તવ્યસ્ત બને અને અસત્ય હોય પણ તે સત્ય કરતાં વધારે ભવ્ય થઈ શકે નહિ. પ્રભુએ કલ્પેલી અને હયાતીમાં આવેલી વસ્તુઓ કરતાં વધારે ઉત્તમ વસ્તુઓ તમે કલ્પી શકો નહિ. હું કહું છું કે કલ્પનાશક્તિની બાબતમાં ભાગ આખા કરતાં વધી શકે નહિ. તમારી કલ્પનાઓ ખરી ન પણ હોય, પણ જેટલી ખરી હોય છે, તેટલી સત્ય કરતાં તો ઉતરતી હોય છે, અને ખોટી કલ્પનાઓ તો ઉતરતી

હોય એ સ્વાભાવિક છે. તમારી કલ્પના કરતાં સત્ય હમેશાં ચઢીઆતું હોય છે. આમ નિરંતર બનતું આવ્યું છે, અને વિશ્વની વસ્તુસ્થિતિ તપાસતાં એમ બનવુંજ જોઇએ. સત્ય કરતાં ઓછું ગ્રહણ કરવું સહેલું છે, પણ તે કરતાં વધારે તો તમે ગ્રહણ કરી શકોજ નહિ.

સત્યતા કરતાં ઓછું સમજનારા જીવોથી આપણે જાણીતા છીએ. આપણે પોતે પણ ઓછું જ્ઞાન ધરાવીએ છીએ. એટલુંજ નહિ પણ ઘણાં ઉદ્યોગી, ઘણાં ચપળ અને ઘણાં બુદ્ધિશાળી મંડળો જેઓ આ વિશ્વનો ખ્યાલ હોવાનો દાવો કરે છે, તેઓ પણ ખરા સત્યના જ્ઞાનથી પછાત છે. આપણે કીડીઓનો વિચાર કરીએ. તમે સંખ્યાબંધ કીડીઓને જમીનપર ચાલતી જુઓ તો તમને જણાશે કે તેઓ પોતાનો ધંધો કરવા જતી હોય છે. તેઓ સવારમાં શહેર તરફ જાય છે, અને સાંજરે પાછી ફરે છે. તેઓએ બહુ કામ કર્યું હોય એમ લાગતું નથી. તેઓ સવારમાં ગઇ હતી તેવીજ લગભગ પાછી ફરે છે, વધારામાં તેટલુંજ કે તેઓ થાકી ગઇ હોય છે. તેઓ શું કરે છે, તેનો તેઓને કાંઇક ખ્યાલ હોય છે, અને તે તેમને વાસ્તે બરાબર છે. પણ મનુષ્યો કે જેઓને અનેક ભવ્ય ભાવનાઓ હોય છે, તેમના પગ તળે તેઓ કચરાઇ જાય છે. તે કીડીઓને મનુષ્યની ભાવનાઓ વિષે ક્યાંથી ખ્યાલ આવી શકે ? તેમના કરતાં વધારે ઉચ્ચ પ્રાણીઓ જેમની વચમાં તેઓ રહે છે, તે પ્રાણીઓ વિષે તેઓને શું જ્ઞાન હોઇ શકે ? નાનાં જંતુઓ આપણી વચમાં રહે છે, અને આપણા વિષે કાંઈ પણ જાણતા નથી એ રુપક ઉપરથી આપણે ઘણો બોધ લેવાનો છે. આપણા કરતાં પણ વધારે ઉચ્ચ ચૈતન્યવાળી શક્તિઓ છે, જેમની આગળ આપણે કીડીઓ જેવા

છીએ. ઉચ્ચ ચૈતન્યશાળી શક્તિઓના ચરણમાં આપણે આથડીએ છીએ, પણ તેમને વિષે આપણને બીલકુલ જ્ઞાન નથી. આપણી ઇન્દ્રિયો દ્વારા આપણને જ્ઞાન મળે છે, પણ તે જ્ઞાન બહુ પરિમિત હોય છે. આપણી આ સ્થૂલ ઇન્દ્રિયોવડે આપણે વિશ્વનો બરાબર ખ્યાલ પામી શકીએ નહિ. આપણે ઇન્દ્રિયોને વધારે સબળ બનાવવાને સૂક્ષ્મદર્શક યંત્ર, દુરબીન વગેરેનો ઉપયોગ કરીએ છીએ, તેથી આપણે કેટલુંક વિશેષ જ્ઞાન મેળવ્યું છે. ઇન્દ્રિયોની શક્તિ આ રીતે ગમે તેટલી વધારવામાં આવે છતાં ઇન્દ્રિયો આપણને બહુજ થોડું જ્ઞાન આપી શકે, અને વિશ્વમાં એટલી બધી વસ્તુઓ પડી છે કે જેના વિષે આપણે તદ્દન અજ્ઞાન છીએ. છતાં તેમાંની કેટલીક વસ્તુઓ જોડે આપણે સંબંધમાં છીએ; તે સંબંધ ઇન્દ્રિયો દ્વારા થયેલો નથી. કારણ કે આપણે કેવળ આ શરીર નથી; આપણે મન ભાન અને આત્મા છીએ. શરીરની ઇન્દ્રિયો શિવાયનાં બીજાં સાધનો વડે મનુષ્ય ઉચ્ચ ચૈતન્યમય શક્તિઓ સાથે સંબંધમાં આવી શકે છે અને જે સ્થૂલ ભુવનમાં તે વસે છે, તેના કરતાં પણ તે શક્તિઓ સાથે તેને વિશેષ મેળ હોય એમ તેને લાગે છે. મનુષ્યજાતિના મહા પુરૂષોનો-પ્રેરણા પામેલા પુરૂષોનો, જીવનની સામાન્ય વસ્તુઓ કરતાં તે ઉચ્ચ ભૂમિકાની ઉત્તમ શક્તિઓ સાથે વધારે મેળ ખાતો હતો. આ ઉપરથી આપણને જણાય છે કે આપણે ધારીએ છીએ તેટલા મર્યાદિત નથી. આપણને ઉચ્ચ વસ્તુઓની ઝાંખી થતી જાય છે, અને જો આપણે આપણી શક્તિઓને ખીલવીએ તો આપણું જ્ઞાન ચારે બાજુએ વધતું જાય. બીજી કોઈ પણ રીતે પ્રાપ્ત ન થઇ શકે તેવી વસ્તુઓ સમજવામાં જોઇતી સાહાય્ય આપણને પ્રેરણાદ્વારા મળી શકે છે. સામાન્ય સ્થૂલ સાધનોજ એકલાં સાધનો નથી અને

બધા સમયોમાં મહાન્ આત્માઓને અને પ્રેરણા ઝીલનારા મનુષ્યોને ઉચ્ચ પ્રકારનાં દર્શનો થતાં અને આંતરપ્રેરણાઓ થતી. તે દ્વારા તેઓ સત્યની ઝાંખી કરી શકતા અને બીજાઓના કલ્યાણાર્થે પોતે જોયેલી બાબતોની નોંધ કરતા હતા. કેટલીક બાબતોની શોધ આ પ્રમાણે થઇ શકે છે, આ રીત ધાર્મિક મનુષ્યો અનુસરે છે.

હું એમ કહેવા નથી માગતો કે હું આ રીતનો આશ્રય લેઇ શોધ કરૂં છું. ઘણુંખરૂં આ માર્ગ ,મારે માટે બંધ છે. પણ હું સામાન્ય વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિએ એવા અનુમાનો પર આવ્યો છું કે જે અનુમાનો આ ઉપરના અનુમાનોને લગભગ મળતાં આવે છે. આપણે સર્વ જાણીએ છીએ કે જગતમાં શુભ તેમજ અશુભ શક્તિઓ કામ કરી રહી છે. આપણે આ જાણીએ છીએ, કારણ કે આપણે તે અશુભ શક્તિઓના સામે અત્યારે યુદ્ધ કરીએ છીએ. આપણે આ ખરા ધર્મ યુદ્ધમાં ઉતર્યાં છીએ. અશુભ શક્તિઓ છૂટી પડી છે, ઉચ્ચ સ્થાનોમાં આધ્યાત્મિક અવનતિ થવા લાગી છે, અને તેની સામે થવામાં આપણે ઇશ્વરના પ્રતિનિધિનું કામ કરીએ છીએ. વસ્તુતઃ આ ધર્મયુદ્ધ છે. આપણે ક્યા સિદ્ધાંતની સામે લડીએ છીએ ? “ રાજ્ય કરતાં કાંઇ ઉચ્ચ નથી, રાજ્ય એ સર્વની પરાકાષ્ઠા છે, જો રાજ્યને લાભ થતો હોય તો રાજ્ય પોતાની મરજી આવે તેમ વર્તે, નીતિશાસ્ત્ર જેવું કાંઇ છેજ નહિ. પ્રબળ રાજ્ય કરતાં વધારે કોઇ ઉંચી સત્તા કે શક્તિ નથી. ” આનું નામજ અનીશ્વરવાદ. આપણે તે અનીશ્વરવાદ સાથે હાલ લડીએ છીએ. જો આપણે આવા રાજ્ય નીચે રહેવાનું હોય, જો આખી દુનિયા આવી રાજ્ય સત્તાતળે આવી જાય તો જીવન તદ્દન નકામું થઇ જાય. ખરેખર આવા

રાજ્ય નીચે રહેવા કરતાં મરવું એ વધારે શ્રેયસ્કર ગણાય. આપણે જાણીએ છીએ કે વિશ્વમાં નૈતિક સામ્રાજ્ય છે. આપણે જાણીએ છીએ કે જગતમાં ઉચ્ચ ભાવનાઓ છે. આપણા શત્રુઓને આથી વિરુદ્ધ પ્રકારનું શિક્ષણ મળ્યું છે. આપણાં સૈન્યો ઘણીજ ઉમદા રીતે વર્તે છે—તેઓ કદાપિ પણ જે ભયંકર, વિશ્વાસઘાતી અને તદ્દન ઘાતકી કામો આપણા શત્રુઓએ ઉપર જણાવેલી ખોટી માન્યતા અને તેના દબાણ નીચે કર્યાં છે, તેવાં કામ કરી શકે નહિ. સત્ય શ્રદ્ધાની અગત્ય અને અસદ્ માન્યતાથી નીપજતાં અનિષ્ટ પરિણામો વિષે આપણે કેટલીક વાર સાંભળીએ છીએ. લોકો જો કે બરાબર સમજતા નથી છતાં તેમાં મહાન્ સત્ય રહેલું છે. તમે અત્યારેજ તે જોઈ શકો છો. સત્ય શ્રદ્ધાથી આપણને એટલું બધું બળ, નિશ્ચય, ઉત્સાહ અને શક્તિ મળે છે કે તેથી આપણે કશાથી ડર પામતા નથી. આપણે અજેય બનીએ છીએ. ખોટી શ્રદ્ધા નાશ પામવીજ જોઇએ. શુભની શક્તિઓ અશુભની શક્તિઓ કરતાં વધારે પ્રબળ હોય છે.

પ્રભુના આપણે એકલાજ પ્રતિનિધિ નથી, પણ આપણે પણ પ્રતિનિધિ તો છીએ, માટે અશુભ શક્તિઓની સામે થવામાં આપણી સાહાય્યની જરૂર છે. અશુભ શક્તિઓ પણ જગતમાં અસ્તિત્વ ધરાવે છે. જ્યારે મનુષ્યને સ્વતંત્ર ઇચ્છાશક્તિ આપવામાં આવી, ત્યારે સવળે માર્ગે જવું કે અવળે માર્ગે જવું એ તેના હાથની વાત હતી. આપણામાં આ ઉન્નતિક્રમને સાહાય્ય આપવાનું તેમજ તેના વચમાં વિઘ્ન નાખવાનું પણ સામર્થ્ય છે. પણ આપણે એકલાજ કાર્યવાહકો નથી. બીજી પણ શક્તિઓ છે, જેના વિષે મેં તમને પૂર્વે

કહ્યું છે, અને તે બધી, આપણી સાથે કામ કરી રહી છે, આપણને મદદ કરી રહી છે અને આ બાબતમાં આપણી જોખમદારીનું આપણને ભાન થવું જોઇએ. આપણને મળેલા હક માટે આપણે મગરૂર થવું જોઇએ: કેવળ આપણા આત્માના વિકાસ માટે આપણી સાહાય્ય માગવામાં આવી છે, એમ નથી, પણ તે સાહાય્ય એટલા માટે માગવામા આવી છે કે જો આપણે તે ન આપીએ તો આ પૃથ્વી ઉપર અશુભ શક્તિઓ ફાવી જાય. આ વિશ્વ વ્યવસ્થાનો કેટલોક કારભાર મનુષ્યને હસ્તગત કરવામાં આવ્યો છે, અને મનુષ્ય જો તે ન કરે તો તે બરાબર ચાલી શકે નહિ. એક ઘાયલ થયેલો મનુષ્ય રસ્તામાં પડયો હોય, અને જો તમે તેને ઉપાડીને ઇસ્પીતાલમાં લઈ ન જાઓ તો તે ત્યાંનો ત્યાં પડી રહે. તે આપણું કામ છે, અને આપણે તે કરવું જોઇએ. આપણે કેટલાંક કામ કરી શકીએ. બીજાં કેટલાંક કામ આપણાથી ન પણ થાય; તે કરવાને આપણને કોઇ કહેતું નથી. પણ જે કામ આપણાથી બની શકે તેવાં હોય તે તો આપણે અવશ્ય કરવાં જોઇએ, અને આપણે આપણા સઘળા બળથી તે કરવામાં રોકાયા છીએ.

આધ્યાત્મિક અને સ્થૂલ વસ્તુઓ એક બીજા પર અસર કરે છે. તેઓ ભિન્ન નથી; આપણે ધારીએ તે કરતાં પણ તેઓ એક બીજા સાથે વિશેષ સંકળાયેલી છે. આપણું સ્વભાન આપણા મગજમાંજ સમાઇ જતું નથી. કેટલાક લોકો એવો વિચિત્ર સિદ્ધાંત માને છે કે તમારૂં મગજ એજ તમારૂં મન. તેઓને એમ કહેવાનું કારણ એ હોય છે કે મગજના વિનાશ સાથે મન નાશ પામતું લાગે છે, પણ ખરી રીતે તમારૂં મન મગજથી બહાર નીકળી જાય છે,

પણ મરી જતું નથી. તેના અસ્તિત્વનો નાશ થતો નથી, તે તો હજુ ત્યાંનું ત્યાં હયાત છે, પણ તે હવે પ્રકટ થઇ શકે નહિ, કારણ કે તેને પ્રકટ થવાનું સાધન મગજ નાશ પામ્યું છે. માટે મગજ એ તો મનનું સાધન છે. તમે કુહાડી લઇને હાર્મોનીયમને તોડી નાખો, તો તેનો વગાડનાર તે વગાડી શકશે નહિ, તેમાંથી સૂર કાઢી શકશે નહિ, પણ આથી તે વગાડનાર નાશ પામતો નથી. તેજ રીતે મનુષ્યના આત્માના સંબંધમાં વિચાર કરવાનો છે. તમે તે વગાડનાર રૂપી આત્માને તો અસર કરી શકો નહિ. તમે માત્ર તેના સંચાનો–સ્થૂલ શરીરનો નાશ કરી શકો, અને આ સ્થૂલ ભુવનમાંથી તેને તમે બહાર કાઢી મૂકો. મરણ તે એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવાની ક્રિયા છે. જો તમે મગજને બરાબર તપાસી જુઓ અને તેના પરમાણુઓને બરાબર અવલોકો તો ત્યાંથી તમને બહુ જાણવાનું મળશે નહિ. તમે દૂરથી નાટકની રંગભૂમિ અને શ્રોતાસ્થાન વચ્ચે આવેલી વાદિત્રભૂમિ તરફ દુરબીનથી જુઓ અને તે ગવરાવનારને પોતાની લાકડી હલાવતો જુઓ તો તમે કહી શકો કે “ ત્યાં શું બને છે તે હુ જોઇ શકું છું, તે લાકડીની હીલચાલ એજ ગાયનનો આત્મા છે, અને તેમાં કાંઇ વિશેષ નથી. ” હું તમને જણાવું છું કે તે ગવરાવનાર ગાયનને દોરે છે, તેના કરતાં ગાયન ગવરાવનારને વધારે દોરે છે. જો જગતમાં બીથોવન અથવા બેચ અથવા તેવો કોઇ પ્રવીણ સંગીતશાસ્ત્રી જન્મ્યો ન હોય તો તે ગવરાવનાર ગાયનને દોરી શક્ત નહિ. મહા સંગીતશાસ્ત્રીઓએ અમુક ગાયનમાં મૂકેલી પ્રેરણાને–ગાયનના આત્માને બને તેટલા અંશે પ્રકટ કરવાને તે ગવરાવનાર પ્રયત્ન કરે છે.તે પ્રેરણાને પ્રકટ કરવાનું તે સાધન છે. તમે આખો દિવસ તેની તરફ નજર કર્યા કરો પણ તે બીથો-

ચનને તમે જોઇ શકશો નહિ. આ પરથી હું એમ માનું છું કે લોકો સેંટપોલના દેવલને તોડી નાખે, અને એમ માને કે તેઓએ ક્રીસ્ટોપર રેનને મારી નાખ્યો. દેવલ તોડવાથી તેનો કારીગર નાશ પામી જાય નહિ. તેઓ ઘણું કરે તો તેના વિચારની અમૂક સ્થૂલ મૂર્તિ- અમુક સ્થૂલ આકારમાં પ્રકટ થયેલા તેના વિચારનો આવિર્ભાવ નાશ કરી શકે, આ નાશ કરવો સંભવિત છે, પણ આત્માને કોઈ અડકી શકે નહિ. ગાયન જેવી રીતે વાદિત્ર વગાડનારને દોરે છે, તેવી રીતે આત્મા શરીરને દોરે છે. તમે શા સારૂ અમુક કામ કરો છો ? શા સારૂ તમે લડાઇના મેદાનમાં જાઓ છો ? આનું કારણ એ કે તમે અમુક નિશ્ચય કર્યો છે; માટે શરીર મનને દોરે છે, એમ નહિ પણ મન શરીરને પ્રેરે છે.

જો તમને એકવાર અનુભવ થાય કે તમારૂં ચૈતન્ય જે યંત્રનો ( શરીરનો ) તે ઉપયોગ કરે છે તેના કરતાં ઘણું વિશાળ છે, તેના કરતાં ભિન્ન છે, તો શરીરના નાશ પછી ચૈતન્યનું ટકવું એ તમને ઘણું સ્વાભાવિક લાગશે, અને તે સમજવું બહુ સહેલું લાગશે. શરી- રના નાશથી આત્માનો નાશ થવો એમ માનવું એ ગેરવાજબી છે. આ પૃથ્વીપર થોડાં વર્ષ આપણે ગાળીએ છીએ, તેટલામાં આપણા જીવનની મર્યાદા આવી જતી નથી. શરીર સિવાય પણ આપણે ટકીશું. જરૂર આપણે મરણ પછી પણ જીવતા હોઇશું. હું આજે કહું છું તે વિજ્ઞાનશાસ્ત્રના આધારે જણાવું છું. હું જાણું છું કે મારા કેટલાક મિત્રો હજુ પણ વિદ્યમાન છે, કારણ કે મેં તેમની જોડે ( તેમના શરીરના મરણ પછી પણ ) વાત કરી છે. તેમની જોડે સંબંધમાં આવવું એ શકય છે. તેને લગતા નિયમો પાળવા જોઇએ.

તેને લગતી સરતો પ્રમાણે ચાલવું જોઇએ. હુ એમ કહેતો નથી કે આ કામ સરલ છે, પણ હું એટલું તો જણાવી શકું કે તે શક્ય છે. અને જેવી રીતે 'ટેલિફોન' દ્વારા આ શ્રોતા વર્ગના કોઇની પણ સાથે જેવી રીતે હું વાત કરી શકું તેવી રીતે મેં તેમની સાથે વાતચિત કરી છે અને મારા મિત્રો ઘણા કેળવાયેલા હોવાથી તેઓ પોતેજ છે, અને બીજા કોઇએ તેમનું રૂપ લીધું નથી, અથવા તો મારામાંથી નીકળી આવેલું કાંઇક તત્ત્વ નથી, એની તેઓએ સાબીતી આપી છે. તેઓએ તે બાબતના ચોક્સ પુરાવા પાડયા છે. આમાંના કેટલાક પુરાવા પ્રકટ કરવામાં આવ્યા છે, કેટલાક થોડો વખત સારૂ પ્રકટ કરવામાં આવશે નહિ, પણ આખરે તે પણ પ્રસિદ્ધ થશે. પણ આ વાત ખરી છે. મારાથી જેટલી ખાત્રી આપી શકાય તેટલી ખાત્રીપૂર્વક હું તમને જણાવું છું કે આ બાબત સાચી છે કે મરણ પછી આપણે ટકીએ છીએ, તે લોકો અહીં બનતા બનાવોમાં રસ લે છે, તેઓ આપણને સાહાય્ય આપે છે, આપણા કરતાં તેઓ ઘણી વધારે હકીકતો જાણે છે, અને વખતો વખત આપણી જોડે વાતચિત્ત પણ કરે છે. હું સમજું છું કે આ એક ગંભીર સત્ય કથન છે. આ એક ગંભીર અને ઘણુંજ અર્થસૂચક અનુમાન છે.મારા એકલાનોજ આ મત નથી,પણ આ બાબતના કેટલાક ઉંડા અભ્યાસીઓનો મત પણ મને મળતો આવે છે.વળી ઘણા વિદ્વાનોનો આથી જુદો મત છે, એ વાત ખરી છે, પણ ઘણા લોકોએ આ બાબતની તપાસજ કરી નથી. દરેક મનુષ્ય દરેક બાબતની શોધ કરી પણ શકે નહિ. પણ કોઈ મનુષ્ય પોતાની જીંદગીનાં ૩૦ કે ૪૦ વર્ષ અમુક બાબત પાછળ ગાળે, તો તે જે અનુમાન પર આવ્યો હોય તે કહેવા જેટલો તો તેને અધિકાર મળવો જોઇએ. જો તમારે પુરાવો જોઇતો

હોય તો ' સાઇકીકલ રિસર્ચ સોસાઇટી ' નાં પુસ્તકોમાં નોંધેલો તમને મળી આવશે. તે કરતાં પણ વધારે પુરાવો પ્રકટ થતો જશે, અને જો મનુષ્યો વધારે ચોક્કસ, ખંતીલા અને સાવધ હોય તો વખતો વખત જાતે પણ તે બાબતનો પુરાવો મેળવી શકે, પુરાવો એ સામાન્ય વાતચિત્તનો વિષય નથી. તેમાં ગંભીર અભ્યાસની જરૂર પડે છે, અને અનુમાન પર આવતાં વાર પણ લાગે, પણ તેથી ઉતાવળ કરવાની જરૂર નથી. પણ આ બાબતનો જેઓએ ઉંડો અભ્યાસ કર્યો છે, તેઓ ઘણાં વર્ષને અંતે એવા અનુમાન પર આવ્યા છે કે જેની સાબીતી આપવી કઠણ છે. અત્યાર સુધી આ બાબતો સમજાવવાને મારે અનેક બીજી રીતોનો આશ્રય લેવો પડયો હતો, પણ અત્યારે મને આ બાબતમાં જરા પણ શંકા નથી. ધીમે ધીમે તે બધી રીતો તજી દેવામાં આવી, અને અત્યારે એકજ સાદા સિદ્ધાંત પર આવ્યો છું કે મરણ પછીની સ્થિતિમાંથી આપણી જોડે સંદેશો ચલાવનાર જેનું નામ લે છે, તે પોતેજ હોય છે. હમેશાં એમ હોતું નથી. દરેક વખતે સંદેશો આપનાર પોતેજ હોય છે, એમ ચોક્કસ કહી શકાય નહિ. લોકો જો એમ માને તો બહુજ દિલગીરી ઉપજાવે તેવી ભૂલો કરી બેસે. આ બાબતમાં પણ મનુષ્યે પોતાની સારાસાર પારખનાર વિચારશક્તિનો ઉપયોગ કરવો, દીર્ઘ વિચારશીલ થવું અને આવા પ્રસંગો મળે ત્યારે તેનો લાભ લેવો. પણ આ છતાં મારો છેવટનો નિર્ણય તો એજ છે કે મરણ પછી જીવાત્મા ટકી રહે છે એ બાબત વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ સાબીત કરી શકાય તેમ છે. તે ઉપરથી જીવનની જૂદી જૂદી સ્થિતિઓમાં રહેલી એકતાનો આપણને ખ્યાલ આવે છે. મનુષ્ય એકલો નથી, પણ તેની આસપાસ બીજી ચૈતન્યશક્તિઓ આવી રહેલી છે એ હું જાણું છું.

અને જો તમે મનુષ્ય કરતાં વધારે ઉચ્ચ ચૈતન્યશક્તિનો સ્વીકાર કરો તો પછી તમે જ્યાં સુધી પ્રભુ સમીપ પહોંચો ત્યાં સુધી તમને અનેક ઉચ્ચ અને વધારે ઉચ્ચ ચૈતન્યશક્તિઓ જણાયા કરશે. કોઇ સ્થળે વચમાં અટકાવ નથી. મનુષ્યત્વની તમે એક વાર પેલી પાર જાઓ, એટલે તમારે પ્રભુ મળે ત્યાં સુધી આગળ ને આગળ વધ્યા કરવું.

પણ હું તમને જે ભુવન પર લઇ જાઉં છું તે અજ્ઞાત પ્રદેશ નથી. આખું બ્રહ્માંડ–વિશ્વ એક છે. આ પૃથ્વીના ગ્રહ ઉપર આપણે અનેક રીતે મર્યાદાબદ્ધ થયા છીએ. હું તમને જણાવું છું કે આપણી આસપાસ એવો જીવો છે કે જેઓ આપણી સાથે કામ કરે છે, આપણને મદદ કરે છે, અને આપણા કાર્યનો કેટલોક બોજો ઉઠાવી લે છે. આ બાબતોનો અતીંદ્રિય દર્શના કરનારાઓને જાતિ અનુભવ હોય છે.

ધર્મ આપણને જણાવે છે કે સંતો અને દેવો આપણી સાથે રહે છે અને મહાત્મા ક્રાઇસ્ટ પોતે આપણને મદદ કરે છે, આ ધર્મની મુખ્ય હકીકત મારા માનવા પ્રમાણે અક્ષરસઃ સત્ય છે. આવું દિવ્યદર્શન ફ્રાન્સીસ થોમ્પસન નામના એક યુવક કવિને થયું હતું. તે લંડનમાં તદ્દન ભિખારી અવસ્થામાં રહેતો હતો, તે દીવાસળીની પેટીઓ વેચતો હતો, અને ટેમ્સ નદીના કિનારા પર સૂઇ રહેતો હતો; તે છતાં તેણે પોતાને થયેલાં દિવ્ય વસ્તુઓનાં દર્શનો પોતાના કાવ્યોમાં ગુંથ્યાં છે, અને આથી તેવી ગરીબ અવસ્થાનો હોવા છતાં તે ઉચ્ચ આનંદનો ભોક્તા થયો. તેના મરણ પછી જડી આવેલાં કાવ્યોમાં એક કાવ્ય એવા અર્થનું હતું કે સ્વર્ગીય રાજ્ય સઘળો વખત આપણી પાસે છે. તે કહે છે કેઃ—

O World invisible, we view thee ;
O World intangible, we touch thee ;
O World unknowable, we know thee ;
Inapprehensible, we catch thee.

હે અદૃશ્ય દુનિયા ! અમે તને જોઇએ છીએ; હે અસ્પર્શ દુનિયા, અમે તારો સ્પર્શ કરીએ છીએ; હે અજ્ઞેય દુનિયા, અમે તને જાણીએ છીએ, જે ગ્રહણ થઇ શકે તેવું નથી, તેને અમે ગ્રહણ કરીએ છીએ.

---

# પ્રાત:કાળનું ધ્યાન.*

## ઉન્નતિના પર્વત ઉપર.

---

આ જગતમાં વારંવાર મળી આવતા અનેક નિરાશાના પ્રસંગોથી મુમુક્ષુનો આત્મા કંટાળી જાય છે. આ વિશ્વમાં શાશ્વત આનંદ આપે તેવી કોઇ પણ વસ્તુ પ્રાપ્ત ન થવાથી તે હૃદયમાં ખેદાતુર થતો માલૂમ પડે છે. ક્ષણિક પદાર્થને સારૂ લોકોને ફાંફાં મારતા અને દુ:ખી થતા જોઇને તેનું દયાળુ હૃદય ચીરાય છે. લોકોને પતંગીયાની માફક વિવિધ પદાર્થના ઉપભોગ રૂપ દીપમાં બળીજતા તે જુએ છે, છતાં તેમને બચાવવાનું પોતાનું અસામર્થ્ય નિહાળી તે

---

* મી. જહાંગીરજી તારાપોરવાળાના Morning Meditation નામના લેખ ઉપરથી.

ખેદ પામે છે. અને એક કલાક પણ શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત થાય, તેવા સ્થળમાં તે જવાને ઇચ્છે છે.

ઉન્નતિના પર્વત ઉપર તે કેટલાંક પગથીયાં ચઢેલો છે. પર્વતની તલેટી આગળ જગતના લોકોને અસત્ વસ્તુઓમાં—વિવિધ વિષયોમાં—રાચતા અને ક્ષણિક સંતોષ માનતા તે જુએ છે. તે ઉન્નતિક્રમની નિસરણીના થોડાંક પગથીઆં ઉપર ઉંચો ચઢેલો હોવાથી તેનાથી નીચી સ્થિતિમાં ઉભા રહેલા મનુષ્યોના હેતુઓ અને ખામીઓ સમજવાને સામાન્ય મનુષ્યો કરતાં તે વિશેષ શક્તિ ધરાવે છે.જો કે જગત્‌ના દરેક જીવને સારૂ તેનો દયાળુ આત્મા દિલસોજી ધરાવે છે, છતાં લોકોનાં ટોળાંઓના ઘોંઘાટથી તે પોતાના મનને સર્વદા દૂર રાખવા ઇચ્છે છે. શરીરથી તેમ કરવું યા ન કરવું તે તેને મન એકસરખું ભાસે છે. જેનું પરિણામ દુઃખ કે નિરાશામાં આવે છે તેવાં અસત્ કાર્યો કરવા તરફ લોકો જે અજ્ઞાનથી દોરાય છે, તે અજ્ઞાનને દૂર કરવા તે બનતો પુરૂષાર્થ વાપરે છે.

પણ મનુષ્યની જીંદગીમાં કર્મે પોતાનો ભાગ ભજવવાનો હોય છે. જો જગત્‌નો કોઇપણ ઉદ્ધારક ( World-Saviour ) દયાથી કે દિલસોજીથી આ કર્મના અનિવાર્ય નિયમનો અનાદર કરવા માગે તો તેમ થઇ શકે, પણ તેમ કરવાથી મનુષ્યમાં આત્મબળ આવે નહિ અને તેની ખરી ઉન્નતિ થઇ શકે નહિ.

ત્યારે હવે કરવું શું ? તેનો ઉત્તર શોધવાને આપણે દૂર જવું પડે એમ નથી. દરરોજ પ્રાતઃકાળમાં આપણા હૃદયમંદિરમાં રહેલા આપણા ગુરૂદેવ—પરમાત્મા—આત્મપ્રભુ સાથે શાંતિથી વાત કરવી જોઇએ, અને તે પ્રભુની સાથેની વાતમાંથી—ધ્યાનમાંથી જગતનું

દુઃખ કોઇ પણ અંશે ઓછું થાય તેવા માર્ગો—ઉપાયો સ્વયમેવ જડી આવશે. મનુષ્ય જાતિનો આનંદ અને સુખ જેટલે અંશે આપણાં છે, તેટલેજ અંશે જગતનાં દુઃખ અને દિલગીરી પણ આપણાંજ છે, માટે તેને દૂર કરવા એજ ઉમદામાં ઉમદું કર્તવ્ય-ધર્મ છે.

જે મનુષ્ય ખરો ભક્ત છે, જેણે મુમુક્ષુના માર્ગે ચાલવાનો આરંભ કર્યો છે, તેના મનથી તેના માનવ બાંધવોના દોષ અને અપરાધો પોતાનાજ ભાસે છે. ભેદભાવ જેવી વસ્તુ તે સમજતો નથી, તેથી કોઈ પણ મનુષ્યને પોતાનાથી જુદો જાણતો નથી.

મનુષ્યજાતિને વાસ્તે આવી ઉમદા લાગણી ધરાવવી એજ તેની ફતેહની ઉમદા કુંચી છે. પોતાના જાતિભાઇઓના માનસિક અને નૈતિક અંધકારને સારૂ જે આંસુ તે પાડે છે, તે આંસુના જળથી તેનું જીવન વૃક્ષ ઉગે છે અને વધે છે. પ્રાતઃકાળમાં જ્યારે મનુષ્યમાત્ર ઉંઘમાં ઘોરતા હોય તે સમયે—તેના પ્રાતઃકાળના ધ્યાનમાં તેના આત્માની પાંખો મનુષ્યના દુઃખની હવાથી જો ન ભરાય, તો તેનો આત્મા કદાપિ આકાશભણી ઉંચે ઉડી શકે નહિ. રાત્રિએ તેનો આત્મા ઉચ્ચભુવનોમાં આનંદ અને શાંતિ ભોગવે છે, પણ તે આનંદ અને શાંતિનું જાગૃત અવસ્થામાં પણ તેને ભાન થાય તેટલા વાસ્તે તે પ્રાતઃકાળનું ધ્યાન આરંભે છે. આ ધ્યાનમાં પ્રથમ તો તેને બહુજ ઓછી ફતેહ મળે છે. કેટલીકવાર ઇન્દ્રિયો અને મન તેના આત્મા પર જય મેળવે છે; કેટલીકવાર ઈંદ્રિયો અને મનના પર તે જય મેળવે છે. આમ ધીમે ધીમે તે આગળ વધ્યાં કરે છે.

આ રીતે સ્થૂળથી તે નિર્વાણ સુધી અને નિર્વાણથી તે સ્થૂળ સુધી જુદાં જુદાં ભુવનોમાં જુદા જુદા જન્મોમાં ચેલાની ઉન્નતિ

ચાલ્યા: કરે છે; અને તે આકાશભણી દૃષ્ટિ ફેરવે છે, પણ તેના જુના વિચારો રૂપી સોબતીઓ અને કર્મની સાથેનો તેનો સંબંધ તે ઉચ્ચ પ્રદેશમાં તેને લાંબો વખત ટકવા દેતાં નથી. તે ચઢે છે અને પડે છે, નીચે જાય છે અને ઉંચો ચઢે છે, પણ આ સર્વ અનુભવોમાં તેનામાં રહેલું કાંઇક તત્ત્વ તેને જણાવે છે કે આથી તેનો આધ્યાત્મિક અધઃપાત નથી. માયા ઉપર અને જગતના પદાર્થો ઉપર વિજય મેળવવાને આરંભેલા પ્રયત્નોને છોડી દેવા તેજ ખરી પડતી છે. પ્રાતઃકાળમાં દરરોજનું સ્નાન કરતી વખતે તે મન સાથે ઉત્સાહથી પ્રાર્થના કરે છે કે, જેવી રીતે આ બાહ્ય સ્નાનથી મારૂં આ સ્થૂળ શરીર શુદ્ધ થાય છે, તેવીજ રીતે આ મારૂં મન પવિત્ર અને સંસારના વિષયોથી અલિપ્ત થતું જાય; તે પછી તે કુસ્તી કરનાર આત્મા પોતાના મનની સાથે એવું યુદ્ધ કરે છે કે મન તે આત્માને સ્વતંત્ર અને શાંત રહેવા દે અને તે બહુજ ઉપયોગી પળોમાં તેનો અંતરાત્મા–ગુરૂ દેવની સાથે ઐક્ય પામે. પણ આ ઐક્ય લાંબા વખત સુધી ટકતું નથી. તેના જીવનની વાંસલીનો મધુરનાદ એકસરખી રીતે બહુ સમય સુધી નીકળતો નથી. કારણ કે જગતની બાહ્ય જંજાળનો મોટો નાદ તેના આત્માના ઝીણા સુસ્વરને દબાવી દે છે. કહેવત છે કે " When Greek meets Greek, then is the tug of war " જ્યારે એક ગ્રીક બીજા ગ્રીકને મળે છે, ત્યારે ભારે યુદ્ધ થાય છે–તે યુદ્ધમાં તેઓ એક બીજાને મારી નાખવાના વિચાર ઉપર આવી જાય છે.

તેવીજ રીતે આ ધ્યાનમાં તેનું મન તેને એક દિશા ભણી ખેંચે છે, ત્યારે તેનો દૈવી સાક્ષી ( અંતરાત્મા ) બીજી બાજુ ભણી

દોરે છે. આ રીતે દરરોજ ભારે યુદ્ધ થાય છે, અને તે યુદ્ધમાં ગમે તે પળે તેની એકાગ્રતાનો અંત આવે છે. આ રીતે થોડી ઘણી દૃઢતાથી યુદ્ધ ચાલે છે. તે યુદ્ધમાં કેટલીક વાર તે વિજયી નીવડે છે, વળી કેટલીકવાર તે નિષ્ફળ પણ નીવડે છે. કેટલીકવાર આશા સ્ફૂરે છે,ત્યારે કેટલીકવાર નિરાશા સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. આમ આખું વર્ષ યુદ્ધ ચાલ્યાં કરે છે, ઘણીવાર તો વર્ષોનાં વર્ષો સુધી આ યુદ્ધ ચાલે છે અને તે એટલે સુધી કે શિષ્ય–મુમુક્ષુનું ધૈર્ય પણ જતું રહે છે. આથી ધ્યાનનું કામ મુકી દેવાના નિશ્ચય ઉપર તે ઘણીવાર આવે છે. પોતાના કાર્યનું ફળ એવું નિરાશાભર્યું લાગે છે કે તે ચીડાઈ જાય છે, અને તેથી તે મુકી દેવા તૈયાર થાય છે, પણ અંદરમાં રહેલા દૈવી આત્માનો નાદ તેને તેવી ભુલ કરતાં અટકાવે છે, કારણ કે આવું પગલું ભરવું તે પોતાની જીંદગીનું ઉત્તમમાં ઉત્તમ ફળ છોડી દેવા બરાબર છે. ધન્ય છે તેઓને કે જેઓ ફળસિદ્ધિ થતાં સુધી પોતાના નિશ્ચયને દૃઢ રીતે વળગી રહે છે.

અશુભ અને શુભ વચ્ચેનો—નાશવંત અને અનાશવંત વચ્ચેનો દૃશ્ય અને અદૃસ્ય વચ્ચેનો માર્ગ દુર્ગમ્ય છે—સહેલાઇથી પસાર કરી શકાય તેવો નથી. વીરપુરૂષો જેઓની પોતાના ગુરૂદેવમાં—પરમપ્રભુમાં પૂર્ણ અને અચળ શ્રદ્ધા છે તેઓજ આ કામ માથે ઉપાડી શકે. જેઓ નિર્બળ છે અને ઇન્દ્રિયોના ગુલામ છે તેમને વાસ્તે આ કામ નથી. જો આ કામમાં તમે ફતેહ પામો તો તમારો વિજય અવર્ણનીય થશે, અને કદાચ તમે નિષ્ફળ નીવડો તો પણ તમે દોષ કે ઠપકાને પાત્ર થતા નથી, કારણ કે તમે તો તમારાથી બની શકે તેટલું કર્યું છે.

પ્રાતઃકાળમાં જ્યારે બીજાઓ અર્ધા જાગતા અને અધા ઉંઘતા પડયા હોય છે, તે વખતે મુમુક્ષુ ધ્યાનમાર્ગથી આત્મિક ઉન્નતિના પર્વત ઉપર ધીમે ધીમે પણુ ચોકસ રીતે ચઢવાનો પ્રયત્ન કરે છે.

તેના હાથમાં પવિત્ર મંત્ર રૂપી લાકડી લેઇને, અને પૂર્વકૃત કર્મનો ભાર તેની પીઠ ઉપર લેઇને તે પવિત્રતાની ટેકરી પર ચઢવા ઇચ્છે છે. એક કે બે પગલાં તે ભરે છે, તેટલામાં તો તે શ્રમથી થાકી જાય છે, અને શ્વાસ ચઢી જાય છે. તેવામાં તો કોઇ અશુભ વિચાર અથવા તો કોઈ વિધિ કે નિષેધ માર્ગનું પાપ અથવા તો પોતાની શક્તિની બહાર ગયેલા કોઇ કાર્યના ફળરૂપી રાક્ષસ તેની દૃષ્ટિ આગળ ખડો થાય છે.

તે આશા રાખતો હતો કે તેનો મંત્ર અને તેનું મન તેને તેના આ વિકટ માર્ગમાં મદદગાર થશે; પણુ પ્રારંભમાં તો આ તેનું મન તેના કટ્ટા શત્રુની ગરજ સારે છે. તેને ઇચ્છા થાય છે કે આ મારૂં મન કોઇ લેઇ લે અને તેને બદલે તેનું વધારે સારૂં મન આપે તો કેવું સારૂં થાય ? જો મારૂં મન સારૂં હોય તો હું મારા ધાર્યા પ્રમાણે જલ્દીથી આગળ વધી શકું. પણુ શું ચમચા વતી સમુદ્ર ખાલી કરી શકાય ? થોડા મહિના કે થોડાં વર્ષ સુધી એક નવો અભ્યાસી કામ કરી શું ભટકતા મનને આત્માના વશમાં આણી શકશે કે ? પવિત્રતાનું અગમ્ય તેજ આત્મારૂપી હિમાલય પર્વત ઉપર વસે છે, અને સંસારરૂપી સમુદ્રની સપાટી ઉપરથી તે ઉંચાઇએ પહોંચવું એ કામ સુગમ નથી. તે કામ કરનારનું શરીર, મન અને આત્મા પ્રબળ હોવાં જોઇએ. તેનું હૃદય સંપૂર્ણ ધૈર્યવાળું, તેની બુદ્ધિ સ્વચ્છ અને ઉનાળાના દિવસના

આકાશ જેવી નિર્મળ, અને તેનું ચારિત્ર હિમાલયના બરફ જેવું પવિત્ર હોવું જોઇએ.

"Look not behind or thou art lost"

" પાછળ જોતો નહિ, નહિ તો તું નાશ પામીશ " આ કહેવત આત્મિક માર્ગને બરાબર બંધબેસતી આવે છે. મન હમેશા આગળ દોડતું નથી, પણ જેની પાછળ શિકારી કુતરા પડેલા હોય તેવા હરણની માફક તે મન જે માર્ગ ઉપર થઇને ચાલ્યું હતું તે માર્ગ ભણી પાછું જુએ છે. તેણે સ્વર્ગીય માર્ગે ચાલવાનું માથે લીધું છે, અત્યાર સુધી તે સંસારની નિસ્તેજ અને હલકી ભૂમિકાઓપર વિચરતો હતો. પણ હવે આ માર્ગ પર તે એકલો જાય છે. તેથી તે કેટલીકવાર કંટાળી જાય છે. તેના વિકટ અને વિચિત્રપણાને લીધે તે માર્ગ કેટલીકવાર આનંદશૂન્ય જણાય છે. તે વખતે તેની સ્થિતિ કફોડી થાય છે. સર્વેએ તેને ત્યજી દીધો છે એમ તેને ભાન થાય છે, ચારે બાજુએ નિરાશાનું વાદળ છવાયલું ભાસે છે. તેવામાં જે સાંસારિક ઇચ્છાઓને તે બહુ સારી રીતે ચ્હાતો હતો તે ઇચ્છાઓ તરફ—તેના જુના મિત્રો તરફ—તેનું મન પાછું દોડે છે. જે કાર્યના વિજય સંબંધી તે આટલો બધો હીંમતવાન અને આશાભર્યો હતો તે કાર્ય જો તે મુકી દે તો તેના મિત્રો અને સગાંવ્હાલાં તેના સંબંધમાં શો વિચાર કરશે ?

આ બધા નિરાશાભર્યા અને વિકટ પ્રસંગોમાં પણ એક સંતોષનું કિરણ સ્ફુર્યા કરે છે. તેનું હૃદય ગમે તેવું નિર્બળ બને, છતાં કોઇક પ્રકારની અંતઃપ્રેરણાથી તે પોતાના નિશ્ચયને વળગ્યો રહે

છે—ધ્યાન માર્ગને ચુકતો નથી. તેની નિષ્ફળતા પણ તેને બળ આપે છે. નિરાશાના પ્રસંગોથી તે ફળ—પરિણામ સંબંધી નિસ્પૃહી બને છે, પણ તેનું દૃષ્ટિબિન્દુ—આત્મહિમાલય પરનો ચઢાવ જરા પણ તે ચુકતો નથી. તે સર્વદા પોતાની દૃષ્ટિ સન્મુખ રાખે છે.

ઘડીકમાં તે પોતાના મન પાસે મદદને વાસ્તે દોડે છે, વળી બીજી ઘડીએ તે પોતાના હૃદયપ્રભુને પ્રાર્થના કરે છે કે આવી દુઃખમય સ્થિતિમાં મને છોડી દેશો નહિ. પણ સર્વ કરતાં વિશેષ તેની એ ઇચ્છા રહે છે કે આ તેનું મન તેને મદદગાર થાય.

આ પ્રમાણે આશા—નિરાશાના, વિજય—નિષ્ફળતાના પ્રસંગો તેના ધ્યાનના માર્ગમાં આવ્યાં જ કરે છે. અને તે સર્વ દરમ્યાન તે હૃદયથી ઉચ્ચારે છે કે:—

चपलं मम हृदयकपिम्
दृढं बधान विभो
शंभो सदाशिव शंभो
शंकर शरणं मे तव चरणयुगलः ॥

હે શંભો! હે સદાશિવ! હે શંકર! તારા ચરણયુગલ એજ મારું શરણ છે. હે વિભો! મારાં હૃદયરૂપી વાનરને દૃઢ રીતે બાંધ!

તેની પશુવૃત્તિઓ સાથે અદૃશ્ય અને ઘોંઘાટ વગરનું પણ ભારે યુદ્ધ ચાલે છે. તેના જુના સાથીઓ—તેની હલકી વાસનાઓ—ક્ષુદ્ર વિચારો કોઈ કોઇ વાર પોતાનું પ્રાબલ્ય દાખવે છે અને તેથી તેના

હૃદયમાં ત્રાસદાયક ધ્રુજારી ઉત્પન્ન થાય છે. તેના મન ઉપર તે આધાર રાખતો હતો, છતાં તે મન આ સમયે તેની ઓથમાં ઉભું રહેતું નથી. પણ આવા અણીના પ્રસંગે તેનું આત્મબળ–ઇચ્છાશક્તિ ( Will-power ) તેની મદદે આવે છે. તે આત્મબળને લીધે પોતાના નિશ્ચયમાં દૃઢ રહે છે અને વારંવાર નિષ્ફળતા મળવા છતાં તે ઇન્દ્રિયો અને વિકારોપર સંપૂર્ણ જય મેળવવાના પોતાના પ્રયાસમાં જરા પણ હઠતો નથી.

જે મનુષ્યો સંસારના માયાનો સમુદ્રથી દૂર ખસે છે અને જેઓ સાંસારિક પદાર્થોનો ફરીથી ઉપભોગ કરવા બિલકુલ ઇચ્છતા નથી તેવા મુમુક્ષુઓને માર્ગના પ્રારંભમાં આ પ્રમાણે વિકટતા ભાસે છે.

પણ જ્યારે તેઓ તે માર્ગમાં જરા આગળ વધે છે, અને તેઓના મન ઉપર જય મેળવવાના કામમાં કેટલેક અંશે ફતેહમંદ થાય છે, ત્યારે યુદ્ધના પ્રસંગમાં સહેલા ઘાનો ધાર્યા કરતાં પણ વધારે સારો બદલો મળતો જણાય છે. તેના આત્માના સ્નાયુઓને મજબુત બનાવવાને તેને શિર ઘા પડયા હતા. પણ તે યુદ્ધમાંથી–તે ઘામાંથી વ્હેતા રૂધિરથી તે કઠણ થાય છે અને તેના હલકા સ્વભાવ ઉપર કાબુ મેળવતો જાય છે, અને આ ઇન્દ્રિયનિગ્રહથી અને મનોજયથી જે આનંદ તે અનુભવે છે, તે દર્શાવવાને આ લેખક પાસે પુરતા શબ્દો પણ નથી.

તેના આત્માની ઉન્નતિમાં વિઘ્નકારક વિષયોથી જ્યારે તેનું મુખ પરાંગ્મુખ થાય છે, ત્યારે આત્મહિમાલય અને તેના પ્રદેશો તેનું ધ્યાન આકર્ષે છે. અને પ્રાતઃકાળમાં દરરોજ તે ઉંચેને ઉંચે

ચઢતો જાય છે. તેના પગલાં વધારે સુગમ થતાં જાય છે. અને પ્રથમની માફક એક કે બે પગલાં ભરતાં તે કંટાળી કે થાકીજ તો નથી. જે સિધો અને ખરબચડો માર્ગ તે વટાવી ગયો હતો, તે માર્ગ ભણી તે પાછી નજર ફેંકે છે, પણ આ વખતે આ કાર્ય, વિષયોને પાછા મેળવવા માટે નહિ પણ પાછળના પ્રસંગોમાંથી અનુભવ મેળવી આગળ વધવા માટે તે કરે છે. જો કે આગળ માર્ગ લાંબો જણાય છે, પણ તે જરા પણ ગભરાતો નથી. તેણે મેળવેલા થોડા પણ વિજયથી તેની આત્મશક્તિમાં તેને વિશેષ વિશ્વાસ આવેલો હોય છે. આ માર્ગમાં કેટલીક વાર તે બેચેન થતો જણાય છે, પણ પ્રથમનો ખેદ અને નિરાશા હવે તેને વધારે વાર અસર કરી શકતાં નથી. મને બધાએ તજી દીધો છે, અને મને મદદ કરનાર આ જગતમાં કોઇ નથી એવા નિરાશાભય પ્રથમના વિચારની અસત્યતા તે અનુભવે છે. તે માનસિક શુદ્ધતામાં રહેલી અપૂર્વ શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે,કારણ કે તે શુદ્ધતા એજ તેની સહીસલામતીની અને મુક્તિની અસાધારણ કુંચી છે. હૃદયમંદિર જ્યાં તે પ્રભુને–ગુરૂદેવને બિરાજવાનું આસન બનાવવા ઇચ્છે છે, તે મંદિરને સારૂ જોઇતા આરસપહાણને અપવિત્ર અને વિષયી વિચારોથી મલિન કરતો નથી.

કહેવાનો ભાવાર્થ એમ નથી કે ખરાબ વિચારો અને હલકી વાસનાઓ તેના મનમાં પ્રવેશ કરી શકતા નથી અથવા તો જ્યારે તે અસાવધ હોય, ત્યારે તેઓની બેડોળ આકૃતિથી તેને હેરાન કરતા નથી; પણ તેના આત્માના કોટ ઉપર તે રક્ષક તરીકે ઉભો રહે છે, અને જ્યારે જ્યારે બાહ્ય અશુભ વિચાર તેની મનઃચક્ષુ

આગળ દેખાય છે ત્યારે તે કોટ ઉપરથી શુભ વિચારોરૂપી બંદૂકોની ગોળીઓ છોડે છે, જેના બળથી તે ખરાબ વાસનાઓ અને વિચારો તરતજ શાંત થઈ જાય છે. જેણે નિઃસ્વાર્થ વૃત્તિથી અથવા ગુરૂદેવની ભક્તિ અર્થે મનુષ્ય જાતિની સેવા કરી, પવિત્રતાનો સંચય કર્યો છે, તેવો મનુષ્યજ આવા વિકટ માર્ગપર ચાલવાને હિમ્મત ધરી શકે છે. **ફળની આશા સિવાય સેવા કરવી, અથવા તો બદલાની ઇચ્છા સિવાય પ્રેમ કરવો તે ઉમદામાં ઉમદા પૂજા, પવિત્ર પ્રાર્થના અને મોટામાં મોટો આનંદ છે.**

જેઓ પોતાને સારૂ કાંઇ પણ ઇચ્છતા નથી, માગતા નથી તેઓના ભંડાર સર્વ રીતે ભરાય છે. તેઓ સ્વર્ગની કિનાર પર છે, તેઓ પોતાનું ભવિષ્ય પોતાના હાથમાં લેવાની તૈયારી પર છે. મુમુક્ષુને તેની ઉન્નતિ સારૂ મોટામાં મોટો જરૂરનો ગુણ **અપ્રમાદીપણું** છે. તેણે પોતાના મન તથા શરીરને બાહ્ય અપવિત્રતાના પાશથી મુક્ત રાખવા સદા કાળજી રાખવી જોઇએ. આ સાથે તેણે યાદ રાખવું જોઇએ કે તે ગમે તેટલો સાવધ રહે, છતાં તેનું મન તેના જુના માર્ગે ઘણી વાર દોડી જતું તેને જણાશે. પણ મનુષ્યનો આત્મા તેના મન કરતાં અનંતગણું સામર્થ્ય ધરાવે છે; અને જે વસ્તુ આત્મા મેળવવા ઇચ્છે છે, તેમાં વિઘ્ન નાખવા આ ત્રણ જગતમાં કોઇ પણ સમર્થ નથી. જો મનુષ્યમાં ઇચ્છાશક્તિ અથવા આત્મબળ ન હોય તો કદાપિ જગદુદ્ધારકો, તીર્થંકરો—બુદ્ધો વગેરે મહાત્માઓ પ્રકટ થયા હોત નહિ.

જ્યારે તેની ઇચ્છા શક્તિ પોતાનું જોર બરાબર પ્રકટ કરે છે, ત્યારે અત્યાર સુધીનું અનિયંત્રિત અને ભટકતું મન તેને વશ થાય

છે. તોફાની હાથી તેની ઇચ્છાશક્તિરૂપ અંકુશને તાબે થાય છે, અને તે મનરૂપી હાથીને ચલાવવાનું કામ સુગમ થાય છે. અત્યાર સુધી જે મન વિઘ્નકારક ગણાતું હતું, તે તેને આધારભૂત થાય છે, અને તેના માર્ગમાં તેને મદદ આપે છે.

આ દુનિયામાં ખરી રીતે અશુભ છે જ નહિ. દરેક દુર્ગુણ જ્યારે જીતવામાં આવે છે, ત્યારે સદ્‌ગુણરૂપે પરિણમે છે. દરેક રાત્રિ પૂર્ણ થતાં સૂર્યનો ઉદય થાય છે. આ રીતે પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે મુમુક્ષુનું મન કોઇ કોઇ વાર ભટકે છે, ત્યારે તે મુમુક્ષુ આત્માના પવિત્ર સરોવરના જળમાં સ્નાન કરાવી તેને શુદ્ધ કરે છે અને ફરીથી તેને એકાગ્ર કરે છે. પોતાના મન તથા શરીરથી આત્મા ભિન્ન છે, એમ તે પ્રથમ મનથી વિચારે છે, અને પછી તે અનુભવવાને પ્રયત્ન કરે છે.

તે વિચારે છે કે "આત્મા એ જ પરમાત્મા થવાનો છે, આત્મા શાશ્વત અને નિર્વિકારી છે, કોઇ પણ દુર્ગુણ આત્માને અસર કરી શકે નહિ. તે અરૂપી અને અનામી છે. તે દૈવી છે અને જન્મ મરણના ચક્રની પેલી પાર છે." **આત્માને આત્માથી જોવાથી આત્મા સંતુષ્ટ થાય છે."** આવા આવા આત્મસ્વરૂપના વિચારો પર ધ્યાન કરી તે પોતાનામાં નવું બળ અર્પે છે, અને તેથી મનના હલકા વિકારોરૂપી તરંગો, ખડક ઉપર ઉભા રહેલા તેના આત્માને અસર કરવા સમર્થ થતા નથી. આત્મા સ્વભાવે દૈવી હોવાથી અને અનંત વીર્યનો સ્વામી હોવાથી ત્રણ જગતને ચલાવવા જેટલું બળ ધરાવે છે, તેથી ધારે તો મન અને ઇન્દ્રિયોને વશ કરવાનું કામ આત્માને દુષ્કર નથી.

## ઇચ્છાશક્તિ ! ઇચ્છાશક્તિ ! ! ઇચ્છાશક્તિ ! ! !

એ કીમીઓ છે, જેના બળથી આ જગતના પત્થરા અને માટીના ઢેફાં હીરા અને માણેકરૂપે બદલાય છે. કેળવાયલી અને એકાગ્ર બનેલી મુમુક્ષુની ઇચ્છાશક્તિ જેવું શક્તિમાન આ જગતમાં બીજું કાંઇપણ નથી. જ્યારે મન વશ થાય છે, ત્યારે ઉચ્ચ જીવનનો અનુભવ થાય છે; ઉચ્ચ જીવનનો અનુભવ થતાં આત્મબળ અથવા શક્તિનો સાક્ષાત્કાર થાય છે, અને આ સાક્ષાત્કાર થતાં આત્માના ખરા તેજની કાંઇક ઝાંખી થવા માંડે છે.

મુમુક્ષુ જ્યારે વશ કરેલા મનને પોતાનો મિત્ર બનાવે છે, ત્યારે આ જગત્ જુદા રૂપે જ ભાસે છે. જુની વસ્તુઓ નવું સ્વરૂપ ધારણ કરતી જણાય છે. ધૈર્યથી અને ખંતથી કામ કરવાથી મનરૂપી મિત્રની મદદથી પોતાના હલકા સ્વભાવ ઉપર પૂર્ણ જય તે મેળવે છે અને તેથી આ જગતના ધાંધલના, રસાકસીના અને હાડમારીના પ્રસંગોમાં પણ તે આત્મશાંતિમાં વસે છે. ગ્રીસમાં પ્રાચીન મંદિરના બે સ્તંભ ઉપર નીચેના બે લેખો હતા. એકમાં લખ્યું હતું કે "Man! know thyself" "હે મનુષ્ય! આત્મજ્ઞાન મેળવ." બીજામાં લખ્યું હતું કે: "Let no one enter here with impure hands" "અશુદ્ધ હાથ લેઇને કોઇએ આ દેવળમાં દાખલ થવું નહિ." કોઇ ગમે તેવો જ્ઞાની હોય તો પણ હું જગત્માં જાણવા યોગ્ય સર્વ ભણ્યો છું એમ બેધડક કહી શકતો નથી, તેવી રીતે પવિત્રતાની શાળામાં મારે હવે કાંઇ પણ શિખવાનું નથી, એમ બેધડક રીતે કોઇપણ ઉચ્ચારી શકે નહિ. પૂર્ણ પવિત્રતા તો જ્યારે પરમાત્મદર્શન થાય ત્યારે જ અનુભવાય

અને તેને વાસ્તે પવિત્રતાનો ઝભ્ભો પહેરીને, પવિત્ર ગુરૂદેવમાં અચળ શ્રદ્ધા રાખીને, અને આત્મશક્તિમાં વિશ્વાસરૂપી ટેકો લેઇને મુમુક્ષુએ આ ઉચ્ચ પર્વતના સીધા અને ટેકા વગરના માર્ગ પર ચઢવાને બાથ ભીડવી જોઇએ.

રૂધિર વહેતા પગથી કાંટાવાળા માર્ગમાં ચાલવા જેવો આ ચઢાવ છે. માટે હે દૈવીજ્ઞાનના જીજ્ઞાસુ શિષ્ય ! પડે તો પણ ચઢજે! પડીને ચઢવાનું બંધ કરતો નહિ; પણ આગળ ચઢયાં જ કરજે. આ પ્રમાણે ચઢતાં ચઢતાં નિર્વાણના તેજમાં અંજાયલા આત્મહિમાલયપર તું ચઢીશ, જ્યાં તને સંસારસમુદ્રનો પવન જરા પણ અસર કરી શકશે નહિ. આ સર્વને વાસ્તે હમેશ પ્રાતઃકાલમાં ધ્યાન કરવું એ જ ઉત્તમોત્તમ માર્ગ છે.

---

# વિશ્વ દૃષ્ટિ.§

'વિશ્વદૃષ્ટિ' 'ધ્યાન' 'યોગ' અને 'સમાધિ' એ શબ્દો ઘણાના મુખે સાંભળવામાં આવે છે. અને તે પ્રાપ્ત કરવાના વિવિધ માર્ગો પણ એક યા બીજી રીતે દર્શાવવામાં આવે છે. કેટલાક એમ જણાવે છે કે, પ્રાણના નિરોધથી ધ્યાન થશે. વળી કેટલાક એમ પ્રતિપાદન કરે છે કે એક ધોળા કાગળ પર કાળું ટપકું કરી તે પર દૃષ્ટિ સ્થિર કરવાથી સમાધિ થશે. અથવા અમુક પ્રકારના ઔષધનું સેવન કરવાથી આવી સ્થિતિ પ્રાપ્ત થશે. વળી એક પ્રકારના પારદર્શક ગોળા પર આંખને સ્થિર કરવાથી તન્દ્રાવસ્થા

---

§ મી. આઇ. એસ. કુપરના Manual of Occultism ના આધારે.

પ્રાપ્ત થશે. આ પ્રમાણે બાહ્ય સાધનો દ્વારા વિશ્વદષ્ટિ, ધ્યાન અથવા યોગ જેવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવા અનેક ઉપાયો સૂચવાય છે, અને આ માર્ગથી અજ્ઞાન પણ રિદ્ધિ સિદ્ધિ મેળવવાના ઉત્સુક લોકો આનું રહસ્ય સમજ્યા વિના તે માર્ગે દોરવાય છે.

ઉપર જણાવેલી બધી રીતો જોખમ ભરેલી છે, એટલુંજ નહિ પણ તેમાંથી મળતું ફળ ઘણુંજ નજીવું હોય છે. આ બધી રીતોમાં ઉપાસકનું ચારિત્ર તથા માનસિક શક્તિ કેવા પ્રકારની છે, તે ઉપર તદ્દન દુર્લક્ષ આપવામાં આવે છે. ઉપર કહેલી રીતિઓથી પણ કોઇ મનુષ્ય સૂક્ષ્મ ભુવનની કેટલીક ધ્રુજરીઓ ગ્રહણ કરવાને શક્તિમાન્ થાય એ ખરૂં છે; પણ તેના વિકાસમાં જરા પણ ભેદ પડતો નથી, કેટલીક વાર તો આવો મનુષ્ય તદ્દન અધમાવસ્થામાં આવી પડે છે; કારણ કે સૂક્ષ્મ ભુવનમાં આવી પડતી લાલચોના સામે થવાને તેનામાં જોઇતું માનસિક કે નૈતિક બળ હોતું નથી.

ધ્યાન માર્ગનો ખરો અભ્યાસી સમજે છે કે લાંબો પણ સહીસલામતી ભર્યો માર્ગ જ ખરી રીતે ટુંકો માર્ગ છે; તે નિરંતર દરેક કાર્યને વિશાળ દૃષ્ટિથી જુએ છે, અને પોતાના કામમાં વિજય મેળવવાને ગમે તેટલો પ્રયાસ કરવાને તે સર્વથા ઉત્સુક જ હોય છે. કારણ કે જે વિજય પ્રાપ્ત કરવા તે અભિલાષા રાખે છે, તે વિજય ફક્ત થોડા વર્ષનો નહિ પણ ભવિષ્ય જીવનમાં પણ ઉપયોગી થાય તેવો છે.

વિશ્વદૃષ્ટિનો ખરો ઉપાસક પોતાના આત્મબળમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળો હોય છે, અને વિશ્વના ઉન્નતિક્રમના નિયમ પ્રમાણે દરેક આત્માનું છેવટનું ભવિષ્ય કેટલું ઉજ્જવળ હોય છે, તે પણ યથાર્થ

રીતે તે સમજે છે. તેથી તે પોતાની સ્વાર્થી ઇચ્છાઓ પ્રમાણે ચાલતો નથી, પણ જે શક્તિઓ જગતના વિકાસક્રમને સાહાય્ય કરે છે, તે શક્તિઓને અનુકૂળ થઇ વર્તે છે.

મનુષ્ય જાતિનું જે ભવિષ્ય અંતે થવાનું છે, તે ભવ્યસ્થિતિ પ્રાપ્ત કરવાને તેણે **નૈતિક બળ** મેળવવું જ જોઇએ, એટલુંજ નહિ પણ તેણે મનની શક્તિઓ ખીલવવી જોઇએ, લાગણીઓને ઉન્નત બનાવવી જોઇએ, અને આત્માનો વિકાસ કરવો જોઇએ. આ ગુણો તથા શક્તિઓ પોતાનામાં તથા બીજામાં ખીલવવાને જે અભ્યાસક સંપૂર્ણ મનથી લાગેલો હોય છે, તે પોતાના જાતિભાઇઓની સેવા કરવાના આનંદમાં એટલો બધો ગરક થઇ જાય છે કે તે **પોતાની** ઉન્નતિનો સવાલ ભૂલી જાય છે. આવો અભ્યાસક **વિશ્વદૃષ્ટિ** ( Clairvoyance ) ખીલવવાની સમીપમાં હોય છે.

જે ભવિષ્ય છેવટે મનુષ્ય જાતિ પ્રાપ્ત કરશે, તે અત્યારે પ્રાપ્ત કરવાને તે મથે છે. સેંકડો અને હજારો વર્ષ પછી ઉન્નતિક્રમના પ્રવાહના બળથી મનુષ્યનું મગજ એવી સ્થિતિ પ્રાપ્ત કરી શકશે કે જ્યારે સ્થૂલ ભુવનના જ નહિ પણ સૂક્ષ્મ ભુવનનાં પણ આંદોલનો ગ્રહણ કરવાને તે યોગ્ય સ્થિતિમાં હશે. તે વખતે તેની આસપાસ આવેલા સૂક્ષ્મ ભુવનથી, હાલ તે જેટલો સ્થૂલ ભુવનથી માહીતગાર છે તેટલો જ, માહીતગાર થશે. હાલ પણ કેટલાંક બાળકો આવી દૃષ્ટિ સાથે જન્મે છે, અને તે દૃષ્ટિ છ સાત વર્ષ સુધી ચાલે છે; પણ તેમની વાતો પર કોઈ લક્ષ આપતું નથી, તેથી તે દૃષ્ટિ ધીમે ધીમે વિલય પામે છે.

તે વખતે વિશ્વદૃષ્ટિ ખીલવવાને અત્યારે માફક બાહ્ય સાધનની જરૂર પડશે નહિ, તે વખતે તો કુદરતના વિકાસક્રમના નિય-

માનુસારે મગજ સૂક્ષ્મ આંદોલનોને સ્વાભાવિક રીતે ગ્રહણ કરશે. વૃદ્ધિ પામેલો આંતરિક વિકાસ મગજની શક્તિને ખીલવે છે, અને મનુષ્ય જાતિ જેમ જેમ એક પછી એક ગુણો ખીલવતી જાય છે, તેમ તેમ મનુષ્યના મગજપર પણ અસર થવા પામે છે.

આપણે વાસ્તે બે માર્ગ ખુલ્લા છે. કાં તો આપણે સામાન્ય મનુષ્ય જાતિની પેઠે અથડાતા–કુટાતા–પીટાતા વિકાસક્રમના પ્રવાહબળથી આગળ વધીએ, અને હજારો વર્ષના અંતે આ વિશ્વદૃષ્ટિ ખીલવીએ; અથવા તો આપણે આપણી ઉન્નતિ આપણા હાથમાં લેઇ આપણા પુરતા સામર્થ્યથી આપણી આંતરિક શક્તિઓ ખીલવવા પ્રયત્ન કરીએ કે જેથી શારીરિક બાહ્ય સ્થિતિનો ફેરફાર તો સ્વાભાવિક રીતે જ થઇ જાય.

ઉન્નતિક્રમમાં શરુઆતના પગથિયામાં તો કાળ પ્રમાણે ઉન્નતિ થાય છે, પણ જ્યારે કોઇ ખરો ખંતીલો મનુષ્ય પોતાની ઉન્નતિનો સવાલ પોતાના હાથમાં લે છે, ત્યારે તો તેનો આધાર તેના આત્મબળ ઉપર રહેલો લાગે છે. ધીમે ધીમે આગળ વધતા આપણા મુસાફર બાંધવો કરતાં એકદમ આગળ વધવું હોય તો આપણે દૃઢ નિશ્ચયબળ અને આત્મશક્તિ ખીલવવાં જોઇએ. વિશ્વદૃષ્ટિ આપણે ખીલવી શકતા નથી, તેનું કારણ એટલું જ છે કે આપણે નિર્બળ છીએ અને આપણામાં પુરી ખંત નથી.

જો તમારી ઉન્નતિના માર્ગે ચાલવાની ખરી ઇચ્છા હોય તો તમારે ઉન્નતિક્રમનો આ નિયમ સ્મરણમાં રાખવો જોઇએ છે કે:—

"The demands of consciousness will be met by the growth of the body."

**"ચૈતન્યના વિકાસને અનુકૂળ શરીરનો વિકાસ થઇ જ જશે"**

આ નિયમ એમ જણાવે છે કે, શરીર તો આત્માના વિકાસને અનુસરે છે. જ્યારે આત્માની શક્તિઓ જાગૃત થાય છે ત્યારે તે શક્તિઓને પ્રદર્શિત કરવાને અનુકૂળ શરીરસાધન સ્વયમેવ થવા માંડશે. આપણામાં વિશ્વદૃષ્ટિ ખીલેલી નથી તેનું કારણ એટલું જ છે કે આપણા ચૈતન્યનો અપૂર્ણ અને વિષમ રીતે વિકાસ થયેલો છે, અને તેથી આપણા મગજ અને જ્ઞાનતંતુઓ ઉપર તેની બહુ જ થોડી માગણી છે. સામાન્ય મનુષ્ય તો પોતાના મગજની જેટલી સ્થિતિ હોય તેનો પણ ઉપભોગ કરી શકતો નથી; તો પછી તેનો વિકાસ કરવાની તો આશા જ શી ?

મગજના બંધારણને ફેરવવામાં અને રચવામાં મન કેટલો બધો અગત્યનો ભાગ ભજવે છે તેનો આપણને હજુ ખ્યાલ પણ નથી. આપણે અનિયમિત રીતે અને અયોગ્યપણાથી વિચાર કરીએ છીએ, તેથી વિચારની મગજ પર શી અસર થાય છે તે આપણા કલ્પામાં આવતું નથી. પણ ખરા અને સમર્થ વિચારકનું આંતર મન જો તમે તપાસો અને તે મનનો પ્રવાહ મગજ ઉપર કેવી પ્રબળ અસર કરે છે તે જો તમે લક્ષમાં લો, તો " વિચારશક્તિ મગજ શક્તિને ઉત્પન્ન કરે છે " એ સિદ્ધાંત સહજ તમારા લક્ષમાં આવે. આ રીતે વિચાર કરવાથી મગજની શક્તિ વૃદ્ધિ પામે છે;—જે વિશ્વદૃષ્ટિ પામવાને ઘણું અગત્યનું પગથિયું છે.

જો તમે શરીરરચના ( Physiology ) નું કોઇ પુસ્તક અવલોકશો તો તેમાં એવું જણાશે કે, દરેક માનસિક શક્તિને મગજના અમુક ભાગ સાથે સંબંધ છે. કોઇ નવીન વિષયનો તમે અભ્યાસ

કરવા માંડશો એટલે મગજના અમુક પુરના સમૂહમાં ફેરફાર થવા માંડશે. મનને શ્રમ આપ્યા સિવાય કોઇ પણ શક્તિનો વિકાસ થવો તદ્દન અસંભવિત છે. આ ઉપરથી પણ એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે મનમાં નવું બાંધવાની—રચવાની શક્તિ છે, અને જો આપણા ચૈતન્યનો વિકાસ થશે તો તે સાથે મગજનો પણ વિકાસ થશે જ.

જો ખંતથી અને એકાગ્ર ચિત્તથી મનુષ્ય આ કામ પાછળ મંડયો રહે તો તેનું ધારેલું પરિણામ અવશ્ય આવ્યા વિના રહેજ નહિ. કારણ કે આ તો એક મહાન્ નિયમ છે કે, "જે કામ વારંવાર **કરવામાં આવે છે, તે કામ કરવાની 'ટેવ' પડેછે**" અને "જે વિચાર વારંવાર કરવામા આવે છે. તે વિચાર 'ચારિત્ર' ( Character ) રૂપે પરિણમે છે." આ નિયમ ( Law of Repetition ) ને 'પુનરાવર્તનનો નિયમ' કહે છે. જેના ઉપર મનુષ્ય વિચાર કરે છે, તેવો તે થાય છે. બીજા શબ્દમાં કહીએ તો, મનુષ્ય જેનો વિચાર કરે છે તેવો તે બને છે. સામાજીક સ્થિતિ, બાહ્ય રીતભાત, પહેરવેશ કે અમુક ડીગ્રીથી મનુષ્યનું 'ચારિત્ર' બંધાતુ નથી; ચારિત્રના બંધારણનો મુખ્ય આધાર તેના વિચારો અને લાગણીઓ પર છે.

જે મનુષ્ય આ વિચારો વાંચે છે, અને તે ખરા છે એમ કહી કેવળ પોતાનું શિર હલાવે છે, તે મનુષ્ય કાંઇ આગળ વધી શકતો નથી. પણ જે પોતાના જીવનવ્યવહારમાં તે નિયમોને યોજે છે તેજ ખરો અભ્યાસક છે. ખરા અભ્યાસકનું ચિન્હ જ એ છે કે બીજાઓ જ્યારે વાંચીને બેસી રહે છે, ત્યારે આ માણસ તો વાંચેલી સત્ય હકીકતોને અમલમાં મૂકે છે.

વિશ્વદૃષ્ટિ ખીલવવાનો ખરો ઉત્સુક અભ્યાસક આ 'પુનરાવર્તનના નિયમ'ને શરીરને શુદ્ધ બનાવવામાં, લાગણીઓને ખીલવવામાં, અને મનનો વિકાસ કરવામાં લાગુ પાડે છે.

આ નિયમનો તે કેવી રીતે ઉપયોગ કરે છે, તેનો કાંઈક ખ્યાલ વાચક વર્ગને આવી શકે, તે માટે આપણે તે વિસ્તારથી ચર્ચીશું.

## પ્રથમનાં પગથિયાં.

આ સ્થૂળ શરીર 'ટેવ'ને આધીન છે. એ શરીરને અમુક પ્રકારનો ખોરાક ખાવાની, ત્રણચાર વાર ભોજન કરવાની, વધારે કસરત કરવાની અથવા બિલકુલ નહિ કરવાની, અમુક પ્રકારનાં વસ્ત્ર પહેરવાની, અને નજીવી બીજી હજારો ટેવો પડેલી હોય છે. આ બધી ટેવોને પોષવામાં મનુષ્યનો આખો દિવસ પસાર થઇ જાય છે.

વિશ્વદૃષ્ટિના ખરા અભ્યાસકે શાંત ચિત્તથી એક સ્થળે બેસી આ બધી ટેવો પર વિચાર કરવો જોઇએ, અને કુદરતના નિયમોને અને સામાન્ય વિવેકબુદ્ધિને તે કેટલી અનુકૂળ છે, તેનો ખ્યાલ રાખી બાકીની અનુપયોગી ટેવોને જડમૂળથી ઉખેડી નાખવા કમર કસવી જોઇએ.

આ માર્ગના નવીન અભ્યાસીએ પ્રથમ તો તદ્દન શુદ્ધ આહાર ગ્રહણ કરવો જોઇએ. કોઈ પણ પ્રકારના માંસના ખોરાકને વાસ્તે સ્થાન મળવું જોઇએ નહિ. માંસ ઘણીવાર રોગિષ્ટ હોય છે, પ્રાણીઓના લોહીના બગડી ગયેલા પરમાણુઓ સાથે મળેલું હોય છે, અને જે પ્રાણીનું તે માંસ હોય છે તે પ્રાણીના ભય, ત્રાસ અને વિકારો તે માંસમાં રહેલા હોય છે. આવું માંસ શરીરમાં દાખલ કરવું અને સૂક્ષ્મ પ્રકારની ધ્રુજારીઓને અનુકૂળ શરીર બનવાની આશા રાખવી

એ પરસ્પર અસંગત બાબતો છે. પ્રાચીન તેમજ અર્વાચીન સર્વે યોગ માર્ગમાં આગળ વધેલા મહાન્ પુરૂષોનો એવો અનુભવ છે કે માંસના ખોરાકપર બંધાયેલું શરીર માનસિક વિકાસને લીધે શરીર ઉપર થતો શ્રમ સહન કરી શકે નહિ. આવું શરીર કાં તો તૂટી જાય છે, અથવા તો જ્યારે ઉચ્ચ ચૈતન્ય તેનાપર અસર કરવા માંડે છે, ત્યારે ભાગેલા વ્હાણ જેવી તેની સ્થિતિ થાય છે.

આ કારણથી યોગ માર્ગના સઘળા કાળના અભ્યાસીઓ બેધડક જણાવે છે કે, ખોરાક ફળ, મેવો, દાળ, ઘઉં, ચોખા અને વનસ્પતિનો હોવો જોઇએ. આમાં કાંઇ લાગણીનો સવાલ નથી, પણ આ બાબતના અનુભવીઓ ઘણા જમાનાના અનુભવ પછી ઉપર પ્રમાણે જણાવે છે.

જેઓ માંસનો ખોરાક ખાતા હોય તેવાઓ જ્યારે એકાએક પોતાની ટેવ બદલવા માંડે ત્યારે શરીર સામું થાય, તોપણ તેમણે ગભરાવું જોઇએ નહિ. એક ખોરાકને બદલે બીજો ખોરાક બદલતા જાઓ અને શરીર ઘણા થોડા સમયમાં નવા ખોરાકને અનુકૂળ થઇ જશે.

કોઇ પણ પ્રકારનો માદક પદાર્થ અથવા દારૂનો તો સ્પર્શ પણ ન કરવો. તેવો પદાર્થ જેમાં નાંખેલો હોય તેવી દવા પણ ન લેવી. આ સ્થળે કહી દેવાની જરૂર છે કે, કુદરતના નિયમ પ્રમાણે ચાલનાર યોગના અભ્યાસીને દવાની જરૂરજ પડતી નથી. મગજના પરમાણુઓ દારૂવડે બ્હેર મારી જાય છે, અને મગજની ઉચ્ચ શક્તિઓ કદાપિ જાગૃત થતી નથી.

ખરો અભ્યાસક જીવનના નાના નાના બનાવો પર પણ પુષ્કળ

લક્ષ આપે છે. તે પોતાની કુટેવોનું બારીક નિરીક્ષણ કરે છે અને મનમાં ઉત્પન્ન થતી અશુભ ઇચ્છાને તત્કાળ જ અટકાવે છે. તે સ્નાન કરી શરીરને શુદ્ધ રાખે છે. તેના અવયવો અને સ્નાયુઓ આરોગ્ય સ્થિતિમા રહે તે માટે તે પુરતી કસરત કરે છે. તે ઉનને પોતાના શરીરને અડવા દેતો નથી અને તે એવાં વસ્ત્ર પહેરતો નથી કે જેથી શરીર કોઈ પણ રીતે તંગ રહે.

આ અને આવી અનેક બાબતોમાં અભ્યાસક પોતાના શરીરને નિગ્રહમાં રાખી પોતાની ઉચ્ચ મનોવૃત્તિને અનુકૂળ બનાવે છે. અને જો કે તેની ટેવો નિયમિત હોય છે, તો પણ તે કદાપિ ઉદાસ ચ્હેરાવાળો જણાતો નથી. તેથી ઉલટું તે આનંદી અને ખુશમીજાજનો હોય છે, અને તેનામાંથી આનંદનો પ્રવાહ તેના સંબંધમાં આવતા મનુષ્યો તરફ વ્હેવા લાગે છે.

ખરો અભ્યાસક જનસમાજને છોડી પર્વતોમાં કે ગુફામાં ચાલ્યો જતો નથી. જે સદ્દગુણો તે ખીલવવા માગે છે, તે મનુષ્યોની વચ્ચમાં રહીનેજ ખીલવવા જોઇએ છે.

જે સદ્દગુણો તેને ખીલવવાના છે તેમાં નિઃસ્વાર્થતા જેવો બીજો રમણીય ગુણ એક પણ નથી. ઘણીવાર કહેવામાં આવ્યું છે કે, સ્વાર્થ એ સઘળા દુર્ગુણનું મૂળ છે. જ્યારે આપણે મનુષ્ય જાતિ તરફ દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે ફક્ત આ એક સ્વાર્થને લીધે જગતમાં કેટલું બધું ઘાતકીપણું, દુરાચાર અને દુઃખ ફેલાયાં છે તેનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

એક અથવા બીજી રીતે આ સ્વાર્થના દુર્ગુણના ચેપથી આપણે બધા ખરડાયેલા છીએ. આ ચેપ દૂર કરવાનો સરલ અને ઉત્તમ

માર્ગ એજ છે કે, આ દુર્ગુણ આપણામાં છે એમ કહી દિલગીર થયા વિના પરોપકારનાં—સેવાનાં કામોમાં ચિત્ત લગાડવું,કે જેથી આપણે આપણો સ્વાર્થ ભૂલતાં શિખીએ. બીજાઓને મદદ કરવાના વિચારો કરો, યુક્તિઓ રચો, રસ્તાઓ શોધી કાઢો અને પ્રસંગ આવે મદદ કરવા કુદી પડો. અમુક કામ કેટલું નજીવું છે, તે મુદ્દા પર તમારે લક્ષ આપવાનું નથી. આપણી વૃત્તિ કેવી છે તેજ અગત્યની બાબત છે. કંટાળી ગયેલા મુખ તરફ જુઓ અને ઉત્તેજનના વિચારો મોકલો. દિલગીર આંખો જુઓ અને તે મનુષ્યનું હૃદય શાંતિથી ભરી દો. નિર્બળ મનુષ્યને જુઓ અને તેને ધૈર્ય આપો. આ રીતે જીવનની દરેક ક્ષણે આપણે મદદ કરી શકીએ. આ એક આપણા ઉપર બ્હારથી નાખેલી ફરજ છે એમ ગણીને નહિ, પણ આપણો તે સ્વભાવ છે એમ માનીને આપણે સેવાના કામમાં ભાગ લેવો જોઇએ.

આ પ્રમાણે જેમ જેમ આપણે પરોપકારનાં કામો કરતા જઇશું અને બીજાઓના સ્વભાવનું નિરીક્ષણ કરી તેમને મદદ કરતા રહીશું તેમ તેમ આપણા હૃદયમાંથી બીજા મનુષ્યો વાસ્તે ખરી પ્રેમની લાગણી ઉત્પન્ન થશે. આપણે બીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ લક્ષ આપીશું અને બીજામાં રહેલા સદ્ગુણના બીજને પાણી પાઇ આપણે તેને ખીલવવા બનતું કરીશું.

આ નિઃસ્વાર્થ પ્રયત્નથી, વિચારપૂર્વક કરેલી સેવાથી, પ્રેમથી અને દિલસોજીથી અંતરમાંથી તેજ પ્રકટશે, જે તેજ તે માણસને ઉન્નતિના માર્ગપર દોરશે; કારણ કે દરેક મનુષ્યના હૃદયમાં રહેલા ઇશ્વરને જોવાનો પ્રથમ પાઠ તે શિખવા પામે છે.

ગુપ્તજ્ઞાનના અભ્યાસીએ આ સાથે સત્યના ગુણને પૂર્ણપણે ખીલવવો જોઇએ; કારણ કે અસત્ય એ આંતર પ્રકાશ આગળ આવેલા પડદા રૂપ છે. વસ્તુનું જેવું સ્વરૂપ તેણે દીઠું હોય તેવું જ જણાવવું, તેમાં રતિમાત્ર પણ ફેરફાર કરવાનો તેને હક્ક નથી. તેની વાણી અતિશયોક્તિના દોષથી મુક્ત હોવી જોઈએ અને તેનાં કાર્યો વિચારપૂર્વક અને ચોકસ ધારણાથી કરાયેલાં હોવાં જોઇએ.

બીજા પણ ઘણા સદ્‌ગુણો ખીલવવા યોગ્ય છેઃ—શુદ્ધતા, નમ્રતા, ધૈર્ય, દ્રઢતા, આત્મશ્રદ્ધા, વફાદારી, ભક્તિ, ચિત્તનું સમાધાન અને દ્રઢ મનોબળ વગેરે; આવા પ્રકારના સદ્‌ગુણોને પોતાના આદર્શરૂપ ગણીને તે પ્રમાણે જો કોઈ વર્તન ચલાવે તો આ વિશ્વમાં એવી એક પણ સત્તા નથી કે જે તેના વિજયમાં વિઘ્ન નાંખી શકે.

## એકાગ્રતા—એકચિત્તતા.

આપણે જે કામ કરતા હોઇએ તે ઉપર ધ્યાન આપવાથી આપણી ઉન્નતિ ઘણી જ ત્વરાથી થાય છે. જ્યારે આપણે એક વસ્તુ અથવા વિચાર ઉપર એવું ધ્યાન આપી શકીએ કે બીજા વિચારો વચમાં ઘુસી જાય નહિ, ત્યારે આપણે એકચિત્ત થવા માંડીએ છીએ. બ્રહ્મવિદ્યાનો ઉપાસક હોય યા ન હોય, પણ જેનામાં આ એકાગ્રતા અથવા એકચિત્તતાનો ગુણ ખીલ્યો છે તે હરેક બાબતમાં વિજયી નિવડે છે.

દરેક પ્રકારની પ્રવૃત્તિમાં મનના સઘળા સામર્થ્યને એક બાબત ઉપર લગાડી તે સવાલનું નિરાકરણ કરવું અને પછી બીજો સવાલ હાથ ધરવો,—આ ટેવ ઘણી જ ઉપયોગી છે. જગતના સઘળા વિજયી પુરૂષોમાં એકાગ્રતા એ મુખ્ય લક્ષણ અને વિજયનું સાધન બન્યું છે.

આ એકાગ્રતા ખીલવવાનો એકજ માર્ગ છે. અને તે 'અભ્યાસ' છે. આ ગુણ કોઇને આપી શકાય નહિ, તેમ ધનથી ખરીદી શકાય નહિ. દરેક મનુષ્યે જાતે જ તે ખીલવવાને પ્રયત્ન કરવો જોઇએ. અને આ વાસ્તે સૌથી સરલ અને ઉપયોગી માર્ગ એજ છે કે, જે જે કામ આપણે કરતા હોઇએ, તે નાનું હોય કે મોટું હોય પણ દરેક કામ આપણા પૂર્ણ મનથી, આપણી પૂર્ણ ચતુરાઈથી અને પૂર્ણ વિચારપૂર્વક કરવું જોઇએ. ઉતાવળ કરીને તેને બગાડી ન નાખવું તેમજ આલસ્ય કરીને જીવ વગરનું બનાવવું ન જોઇએ. આપણા પ્રિયમાં પ્રિય મનુષ્યને વાસ્તે જેવા અંતઃકરણથી, ભાવથી અને મનના સામર્થ્યથી કરતા હોઇએ, એવી રીતે તે થવું જોઇએ.

સંસારી તેમજ ત્યાગી બન્નેને માટે આ એક ઉમદા કેળવણી છે. એકાગ્રતાનો ગુણ ખીલવવો એટલે ભટકતા અને અસ્થિર મનને વશ કરવારૂપ છે. અને જ્યારે વારંવાર અભ્યાસ પાડવાથી મન સ્થિર થાય છે, ત્યારે મનુષ્યને પોતાના આત્મબળમાં એટલી બધી શ્રદ્ધા થાય છે કે જે શબ્દોમાં વર્ણવી શકાય પણ નહિ. જે મન પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું અને શરદ્ ઋતુના અભ્ર જેવું ચંચળ, અસ્થિર અને ક્ષણે ક્ષણે નવા વિચારો કરતું હતું, તે હવે એકાગ્ર બને છે, અને કેળવાયેલા સાધનનું કામ સારે છે, જેનો આપણે આપણી ઇચ્છા પ્રમાણે સદુપયોગ કરી શકીએ છીએ.

## ધ્યાન.

મનુષ્ય જે બાબત વારંવાર કરે છે તેની તેને ટેવ પડે છે. આ 'પુનરાવર્તનના નિયમ' નો ઉપયોગ કેવળ મનને કાબુમાં લાવવાના કામમાં કરવામાં આવે છે, એટલું જ નહિ, પણ તે નિયમ

મનુષ્યના ચારિત્રમાં ઉચ્ચ સદ્દગુણો બાંધવામાં પણ ઉપયોગી થાય છે. એકાગ્ર થયેલા મનરૂપી સાધનને, દિવસના અમુક ભાગમાં અમુક સદ્દગુણ ઉપર ધ્યાન કરવામાં અથવા અમુક આધ્યાત્મિક સવાલનું રહસ્ય સમજવામાં પણ વાપરી શકાય છે.

ધ્યાન કરવાને માટે એક શાંત સ્થળ પસંદ કરવામાં આવે છે. પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી આપણે તે શાંત સ્થળમાં પ્રતિદિન નિયમિત વખતે બરડાની કરોડને સીધી રાખી, અને હાથને ઘુંટણ ઉપર રાખી, આસન વાળી બેસવું જોઇએ. તે પછી જે કોઇ વિચારનું રહસ્ય આપણે સમજવા માગતા હોઇએ તે વિચારને અથવા તો કોઈ પવિત્ર ગ્રન્થના એકાદ શ્લોકને અથવા તો એકાદ મહાવાક્યને મન સંમુખ રાખી ધ્યાન કરવું જોઇએ. બ્હારના બીજા વિચારો અથવા તો બીજાં માનસિક ચિત્રોને આપણા વિચાર-પ્રવાહમાં ઘુસવા દેવાં જોઇએ નહિ. આપણે તો ધ્યેય ઉપર જ વિચાર કરવો. દરેક અપેક્ષાથી—દરેક દૃષ્ટિબિન્દુથી તેની તપાસ કરવી. તે વિચારની સાથે તન્મય થઇ જવું અને તે વિચારનું સત્ત્વ આપણે ચુસી લેતા હોઇએ તેવી જ રીતે ચિત્તને તદાકાર બનાવવું—આનું નામ જ ધ્યાન.

આવા એકાગ્ર ચિત્તથી કોઇ ઉચ્ચ વિષય ઉપર કરેલા થોડી પળના પળ ધ્યાનથી આત્મિક સ્ફુરણ કેવાં ઉચ્ચ પ્રકારનાં, ભવ્ય અને ઉન્નતિપ્રેરક થાય છે, તેનો ખ્યાલ આ માર્ગનો અભ્યાસ કરનાર સિવાય બીજાને આવવો મુશ્કેલ છે. તે વખતે કોઈ પણ સમયે નહિ ધારેલું સૌંદર્ય આપણી માનસિક દૃષ્ટિ આગળ દેખાય છે. એક વિચારને બીજા વિચારો સાથે રહેલો સંબંધ અણધાર્યો નજરે પડે

છે; અને જેનો આપણને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેવા અતર્ક્ય અર્થો તે વિચારમાં રહેલા માલુમ પડે છે. દિવસના ધાધળમય અને પ્રવૃત્તિમય જીવનમાં આવું ઉંડું જ્ઞાન ભાગ્યેજ મળી શકે. ધ્યાનની શાંત પળોમાં જ્યારે મન કોઇ ઉચ્ચ વિચાર કે ભાવ ઉપર તલ્લીન થયું હોય ત્યારે જ આત્મસ્ફુરણની ઝંખી થવા માંડે છે.

ધ્યાનને વાસ્તે આપણે અમુક સદ્‌ગુણને ચૂંટી કાઢીએ. ધારો કે આપણે નમ્રતાનો ગુણ આપણા જીવનમાં ખીલવવા માંગીએ છીએ; અને આપણે એક અઠવાડીયું કે પખવાડીયું કે માસ સુધી તે સદ્‌ગુણ ઉપર ધ્યાન કરવાનો નિશ્ચય કરીએ છીએ. જ્યારે આપણે મૌન ધારણ કરી શાંતિથી બેસીએ, ત્યારે આપણે દરરોજ પ્રાતઃકાળ-માં તે સદ્‌ગુણની ખુબી વિચારવી જોઇએ આ ગુણ મહાપુરૂષોમાં કેવી રીતે પ્રકટી નીકળ્યો હતો ? તે ગુણની શી આવશ્યક્તા છે ? તે ગુણ ખીલવવામાં શી શી અડચણો નડે છે ? તે અડચણો કેવા રૂપમાં નડે છે ? તે અડચણો શી રીતે દૂર થઇ શકે ? તે ગુણને જીવનવ્યવહારમાં યોજતાં જે વિઘ્નો આવવાનો સંભવ હોય તે કેવી રીતે મટાડી શકાય ? આવી રીતે અનેક બાજુએથી તે સદ્‌ગુ-ણનું ધ્યાન કરી તે સદ્‌ગુણના વિચારને પોતાના મનના એક વિભા-ગરૂપ બનાવી દેવો જોઇએ. જ્યારે ધ્યાનનો સમય પૂર્ણ થાય અને આપણે આપણા દિવસના વ્યાપારમા ગુંથાઇએ ત્યારે પ્રાતઃકાળના વિચારોને સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવાનું કામ ઘણું સુગમ થાય છે.

આ પ્રમાણે જે જે સદ્‌ગુણોને આપણે ખીલવવા માગતા હો-

ઇએ, તેમને અનુક્રમે એક પછી એક લેવા જોઇએ. આ પ્રમાણે દિન પ્રતિદિન 'પુનરાવતનના નિયમ' પ્રમાણે કામ કરવાથી એક પછી એક સદ્ગુણ આપણા 'ચારિત્ર'માં બંધાય છે, અને વિકસેલા મગજમાં ઉચ્ચ પ્રકારની દૃષ્ટિ પ્રકટ થવાનો સમય નજીક આવતો જાયછે.

જેમ જેમ ગુણો અને તે સાથે મનની શક્તિઓ ખીલતી જાય છે તેમ તેમ આ સઘળો વખત મગજ પણ ધીમે ધીમે બદલાતું જાય છે, અને ઉચ્ચ પ્રકારનાં આંદોલનો ગ્રહણ કરવાને વિશેષ અનુકૂળ બનતું જાય છે; કારણ કે તે શુદ્ધ ખોરાકના પરમાણુઓથી બંધાતું જાય છે.

જે મનુષ્ય દિન પ્રતિદિન ધ્યાન કર્યા જ કરે છે અને હજારો વિઘ્નો આવવા છતાં પોતાના સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવાના પ્રયાસથી જરા પણ ડગતો નથી, તે મનુષ્ય, જે વિચાર ઉપર તેનું મન એકાગ્ર અને સ્થિર થયું હોય તે સિવાયના બાકીના બધા વિચારોને શાંત કરી શકે છે; અન્તે ઘણા વખતની ટેવ પછી પૂર્ણ ભાન છતાં તે છેવટના વિચારને પણ જતો કરે છે. બ્હારના સંસ્કારોથી તેમજ અંદરના વિચારોથી જરા પણ અસર ન થાય તેવી મનની સ્થિતિ જો થોડીક મીનીટ સુધી પણ ટકી રહે તો તરતજ તેવા મનુષ્યનું ચૈતન્ય આ સ્થૂલ મગજની બહાર નીકળે છે, અને સૂક્ષ્મ શરીરમાં તે પૂર્ણ ભાન સહિત દાખલ થાય છે; આનું નામજ સૂક્ષ્મદૃષ્ટિ અથવા વિશ્વદૃષ્ટિ. આ સ્થિતિ પ્રાપ્ત થતાં નિદ્રા અને જાગ્રત્ અવસ્થા વચ્ચે પૂલ બંધાઈ જાય છે, અને તેવા મનુષ્યનાં સંબંધમાં બેધડક કહી શકાય કે—

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

જે સર્વ પ્રાણીને રાત્રિ સમાન છે તેમાં સંયમી જન જાગે છે: અને જેમાં ભૂત માત્ર જાગે છે તે દેખતા મુનિને રાત્રિ સમાન છે.

વ્હાલા બંધુઓ ! આ ઉચ્ચ પદ—આ ઉજ્જવળ ભવિષ્ય તમને આકર્ષણ કરતું હોય જો તે પ્રાપ્ત કરવાની તમારામાં ઉત્કંઠા ઉત્પન્ન થતી હોય તો તે વિચારને તે ઉત્કંઠાને કેવળ વિચારરૂપેજ દાબી નહિ રાખતાં તેને અમલમાં મૂકવા તમારૂં મનોબળ પૂર્ણ સામર્થ્યથી વાપરો. કોઈ કામમાં ઉતાવળની જરૂર નથી, પણ જે પગલું તમે ભરો તે ચોક્કસ વિચારપૂર્વક ભરો. પદ્ધતિસર અને પગથિયે પગથિયે આગળ વધો. સત્વર આ માર્ગે તમારો વિજય થશે. આ માર્ગે જે જે તમને પ્રાપ્ત થશે તે સદાકાળને માટે થશે. માટે આત્મબળમાં પૂર્ણ પ્રતીતિ રાખી દૃઢ નિશ્ચયથી આગળ વધો, એટલે જે સ્થિતિ મહાન્ પુરૂષો પ્રાપ્ત કરી શક્યા છે, તે તમે પણ પ્રાપ્ત કરશો. કારણ કે, આપણું આત્મબળ જો કે તિરોહિત છે, છતાં તેનું સામર્થ્ય અનંત છે. અંતે દૈવીબળમાં વિશ્વાસ રાખી વર્તનારને માટે સદા વિજયજ છે.



# ગરીબાઈ*

In the eyes of the world a man without money is cipher, a non-entity, a shadow of existence, an effigy of life, who is condemned and ignored.

( Spirit Book )

સઘળા જમાનામાં મહાન્ પુરૂષોએ ધનનો ત્યાગ કર્યો છે, અને પોતાનો હેતુ સારી રીતે સિદ્ધ થાય તેવા કારણથી તેઓએ ગરીબાઇની અવસ્થા સ્વીકારી છે. શ્રી ગૌતમ બુદ્ધ અને શ્રી મહાવીર સ્વામી બન્ને રાજપુત્રો હોવા છતાં જગતના કલ્યાણ અર્થે તેઓએ રાજસમૃદ્ધિનો ત્યાગ કર્યો હતો અને એક નિર્ધન ભિક્ષુકની દશા સ્વીકારી હતી. જો આમજ હોય• તો શા માટે લોકો ગરીબાઇને મોટી દુઃખમય સ્થિતિ માનતા હશે? જે ગરીબાઇને મહાન્ પુરૂષોએ આશીર્વાદ તુલ્ય ગણી છે, અને જે ગરીબાઇને વરવાને તેઓ આતુર માલૂમ પડે છે, તે ગરીબાઇને જગતના મનુષ્યો શા સારૂ શ્રાપ સમાન અને પ્લેગ સમાન ગણતા હશે? આનો જવાબ શોધવાને આપણે દુર જવું પડે તેમ નથી.

મહાન્ પુરૂષોના સંબંધમાં ગરીબપણા સાથે મનની ઉદારતા અને ઉચ્ચતા માલૂમ પડે છે, જેને લીધે ગરીબાઇમાં રહેલું અશુભ તત્ત્વ દૂર જતું રહે છે, અને તે નિર્ધન પણ ઉદાર મનના મહાત્માઓ જગતમાં પ્રકાશી રહે છે. તેમનું જીવન બીજાઓને અનુકરણ

* જેમ્સ એલનના Poverty નામના લેખના આધારે.

કરવા લાયક બને છે. અને ઉચ્ચ આચાર વિચારવાળો સાધુ કે ભિક્ષુક જગતને વંદનીય બને છે.

ગરીબાઇ ધિક્કારને પાત્ર બને છે, તેનું કારણ એ છે કે ગરીબાઇની સાથે દારૂ પીવાની ટેવ, અપવિત્રતા, ગંદાપણું, કપટ અને અનેક પ્રકારના ગુન્હા માલુમ પડે છે. માટે આ બધામાં મુખ્ય દોષનું કારણ શું છે? શું તે ગરીબાઈ છે કે પાપ છે? ખરેખર પાપ એજ જગતની નિંદાનું કારણ છે. ગરીબાઇમાંથી પાપ દુર કરો, એટલે ગરીબાઇનો ડંખ દુર થઇ જશે.

પ્રથમ ગરીબાઇ જે તેના ઉગ્ર સ્વરૂપમાં જણાતી હતી, તે ગરીબાઇનું ઉગ્રપણું ચાલ્યું જશે. ચીનનો મહાન્ તત્વવેત્તા કોન્ફયુશીઅસ પોતાના બીજા શિષ્યો આગળ પોતાના એક શિષ્ય ચેનહુઇને રજુ કરી આ પ્રમાણે જણાવતો હતો કે " Although he was so poor that he had to live on rice and water, and had no better shelter than a hovel, he uttered no complaint. Where this poverty would have made other men discontented and miserable, he did not allow his equanimity to be disturbed.' 'જો કે આ મનુષ્ય એટલો બધો ગરીબ છે કે તેને ફક્ત ચોખા અને પાણી ઉપર રહેવું પડે છે, અને તેને રહેવાને વાસ્તે ઝુંપડા કરતાં વધારે સારૂ મકાન નથી, તો પણ તે કદી બડબડતો નથી. આવી ગરીબ અવસ્થામાં બીજાઓ જ્યારે અસંતોષી અને દુઃખી થયા હોત, ત્યારે આ મનુષ્ય પોતાની શાંતિનો ભંગ થવા દેતો નથી.' મનુષ્યના ઉમદા ચારિત્રને ગરીબાઇ દાબી દેતી નથી, પણ

તેથી તે વિશેષ ઝળકી ઉઠે છે. કાળી જમીન પર ધોળું ચિત્ર જેમ વિશેષ આકર્ષક જણાય છે, તેમ ગરીબ અવસ્થામાં પણ સદ્‌ગુણો કાંઇક ઓરજ શોભા આપે છે.

સમાજ સુધારકો એમ જાહેર કરે છે કે, સઘળા દુર્ગુણોનું મૂળ ગરીબાઇ છે; પણ તેના તે સુધારકો બીજે સમયે એમ જણાવે છે કે પૈસાદાર મનુષ્યોની અનીતિનું કારણ તેમનો પૈસો છે. પણ આમ કહેનારાઓ મોટી ભૂલ કરે છે. કારણ હોય ત્યાં કાર્ય ઉત્પન્ન થવું જોઇએ. જો ધનજ અનીતિનું કારણ હોય તો સઘળા ધનિકો અનીતિમાન્ હોવા જોઇએ, જો ગરીબાઇજ અધમતાનું કારણ હોય તો સઘળા ગરીબો અધમ હોવા જોઇએ; પણ સંસારમાં વસ્તુ સ્થિતિ આવા પ્રકારની નથી. ત્યારે અનીતિ અથવા અધમતા સાથે ધન કે ગરીબાઇને સીધો સંબંધ નથી. જે ખરાબ મનુષ્યો છે તે સઘળા સંયોગોમાં—ગરીબ તેમજ તાલેવર સ્થિતિમાં અથવા વચલી સ્થિતિમાં—ખરાબ કર્યા વિના રહેશેજ નહિ. અને સારૂં કામ કરનાર દરેક સ્થિતિમાં સારૂંજ કામ કરશે. સંયોગો મનુષ્યની અંદર રહેલાં અશુભ તત્ત્વોને બહાર લાવી શકે, પણ સંયોગો મનુષ્યને અશુભ કે શુભ બનાવે છે, એમ માનવામાં. ભૂલ થાય છે. પોતાની ધન વિષયક સ્થિતિના સંબંધમાં અસંતોષ થવો એ કાંઈ ગરીબાઈ નથી. જેઓની વાર્ષિક આવક સેંકડો બલકે હજારો રૂપૈયો હોય છે, તેઓ પણ પોતાને ગરીબજ માને છે. આ લોકો ખરી રીતે ગરીબ નથી, પણ ગરીબાઇનું કારણ તેઓનો લોભ છે. તેઓ ગરીબાઇથી નહિ પણ પૈસાની વિશેષ તૃષ્ણાથી દુઃખી છે. ગરીબાઇ તેઓની નાણાંની કોથળીમાં નહિ પણ તેઓના મગજ રૂપી કોથળીમાં છે. જ્યાંસુધી મનુષ્ય

વિશેષ ધનની તૃષ્ણા કરે છે, ત્યાંસુધી તે પોતાને ગરીબજ માને છે; અને તે અર્થમાં તે ગરીબજ છે, કારણ કે લોભ એ મનની ગરીબાઇ–નિર્બળતા છે. એક કંજુસ પાસે કરોડ રૂપીઆ હોય, તોપણ જ્યારે તેની પાસે એક પણ પૈસો નહતો ત્યારે જેવો ગરીબ હતો, તેવો હાલ પણ છે. એ સાથે એ પણ ધ્યાનમાં રાખવું ઘટિત છે કે, ઘણા મનુષ્યો અધમતામાં અને ગરીબાઇમાં રહે છે, અને પોતાની તેવી સ્થિતિથી સંતુષ્ટ જણાય છે; કચરામાં, ગંદવાડમાં, મલીનતામાં સ્વાર્થી વિષય લોલુપતામાં, અશુભ અને મલીન વિચારોમાં, દુષ્ટ શબ્દોમાં અને ગંદા વાતાવરણમાં રહેવું અને તેથી સંતોષ પામવો એ ખરેખર બહુ દયાજનક સ્થિતિ છે. આ સ્થળે ગરીબાઇ આંતર સ્થિતિને લગતી છે; અને આંતરિક નિર્બળતા દૂર કરવાની મોટી આવશ્યકતા છે. જો તમારૂં મન વ્યવસ્થિત થશે તો તમારી બાહ્ય દશા થોડા સમયમાં વ્યવસ્થિત થવા લાગશે. મનના એદી પુરૂષો બહારના દેખાવમાં પણ એદી જણાય છે; માટે પ્રથમ આંતરિક સ્થિતિ જો સુધારવામાં આવે તો બાહ્ય સ્થિતિ સુધારતાં વાર લાગશે નહિ. ઘણા પુરૂષો એવા પણ જગતમાં મળી આવે છે કે જેઓ બુદ્ધિશાળી અને ઉદ્યોગી હોય છે, છતાં ગરીબાઇમાં રહેવાનું તેઓને પસંદ હોય છે, તેવા ભલે તે સ્થિતિમાં આનંદ માને; પણ જેઓ બુદ્ધિશાળી અને ઉદ્યોગી હોવા છતાં ગરીબાઇમાં સડે છે, તેઓએ ગરીબ અવસ્થામાંથી મુક્ત થવાને પોતાની બુદ્ધિ અને શક્તિઓને સતેજ બનાવવી જોઈએ. પોતાની જાતને સુધારવાથી અને પોતાના કર્તવ્ય તરફ વિશેષ લક્ષ આપવાથી તેવા પુરૂષો પોતાના ધારેલ સ્થાને પહોંચી શકે છે.

ગરીબાઈમાંથી મુક્ત થવાનો, એટલુંજ નહિ પણ સમૃદ્ધિ, વૈભવ અને ચિરસ્થાયી સુખ પ્રાપ્ત કરવાનો, અરે છેક સંપૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરાવી આપનારો મહામંત્ર કર્તવ્ય નિષ્ઠા (Devotion to duty) છે. કર્તવ્ય નિષ્ઠા એ બે સામાન્ય લાગતા શબ્દોનો સમાસ છે. પણ તેનો ખરો અર્થ તપાસીએ તો તેમાં અનેક બાબતોનો સમાવેશ થઇ જાય છે. ઉત્સાહ, ઉદ્યોગ, એકાગ્રતા, એકચિત્તતા, ધૈર્ય, આત્મ વિશ્વાસ અને નિઃસ્વાર્થતા; આ સઘળા સદ્‌ગુણો કર્તવ્ય નિષ્ઠાના કારણ ભૂત છે, તેમજ ફળરૂપ પણ છે. એક વખતે એક દુનિયામાં ફતેહમંદ નિવડેલા મનુષ્યને પુછવામાં આવ્યું કે તમારા વિજયનું રહસ્ય શું ?

તેણે જવાબ આપ્યો કે "સવારમાં છ વાગે ઉઠું છું અને ફક્ત મારા કામપર ધ્યાન આપી તે કરૂંછું." જે મનુષ્ય ખંતથી પોતાના કામને વળગી રહે છે, અને બીજાની બાબતમાં માથું મારતો નથી, તે વિજય, કીર્તિ અને સમૃદ્ધિ ભોગવવાને ભાગ્યશાળી બને છે.

આ ઠેકાણે એવી દલીલ કરવામાં આવે કે ઘણા ગરીબ મનુષ્યો—જેવા કે મીલ મજુરોને અમુક કામમાં પ્રવીણ થવાનો વખત અથવા સંયોગો નથી. આ એક મોટી ભૂલ છે. સમય અને સંયોગો દરેકની પાસે દરેક પળે છે. જે લોકો પોતાની સ્થિતિથી સંતુષ્ટ છે, અને તેને તે સ્થિતિમાં પડી રહેવા માગે છે, તેઓ પોતાનાં કારખાનામાં ખંતથી કામ કર્યા કરે અને સુખેથી ભલે રહે; પણ જેઓ પોતાની સ્થિતિથી સંતુષ્ટ નથી, અને તેને સુધારવા માગે છે, તેઓએ પોતાની દરરોજની ફરજ બજાવ્યા ઉપરાંત પોતાને જે સમય મળે તેનો પોતાની જાતને કેળવવામાં ઉપયોગ કરવો જોઇએ; તેઓએ

પોતાના વખતનો જેમ બને તેમ સદુપયોગ થાય તેવી રીતે વખતની કરકસર કરવી જોઇએ; અને પોતાની શક્તિઓનો પણ કરકસરથી ઉપયોગ કરવો જોઇએ કે જેથી તે શક્તિઓ તેના ઉંચે જવાના માર્ગમાં તેને સહાયભૂત થાય. મજુરો જો દારૂ પીવાની ટેવ છોડી દે, બીડીઓ પીવાનું તજી દે, હલકી સ્ત્રીઓના સંબંધમાં આવવાનું મૂકી દે, અને જુગારને દેશવટો દે, તો પછી તેમનો સમય એટલો બધો બચે અને તેમની શક્તિઓનું એટલું બધું રક્ષણ થાય કે તેઓ પોતાની માનસિક સ્થિતિ સુધારી શકે, અને પોતાના ધંધામાં વધારે પ્રવીણ થઇ વધારે ધન પ્રાપ્ત કરી શકે. ઇતિહાસ આપણને ઘણા દાખલા પુરા પાડે છે કે જેમાં મનુષ્યો જાત મહેનતથી અને વખતનો સદુપયોગ કરવાથી છેક ગરીબ અવસ્થામાંથી બહુજ ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા છે. આ ઉપરથી એ સાબીત થાય છે કે જેમ જેમ મનુષ્યને મુશ્કેલી વધારે પડે છે, તેમ તેમ તેની શક્તિઓ વિશેષ ખીલવવાના પ્રસંગે તેને પ્રાપ્ત થાય છે. Necessity is the mother of invention કોઈ વસ્તુની તંગી કે જરૂર જણાય છે તો પછી તે મેળવવાના રસ્તા પણ આપો આપ સુઝી આવે છે. જેઓ પોતાની હાલની સ્થિતિથી અસંતુષ્ટ છે, અને આગળ વધવાને તત્પર છે, તેઓ જ ખરા ઉત્સાહથી કામ કરે છે.

આ ઉપરથી એટલું ફલિત થાય છે કે ગરીબાઇ સુખકારી છે કે દુઃખકારી છે, તેનો આધાર તે ગરીબ મનુષ્યના મનની સ્થિતિ પર રહેલો છે; આ બાબત ધનને પણ એક સરખી રીતે લાગુ પડે છે. પૈસાદાર સ્થિતિમાં પણ રશીયન મહાત્મા કાઉન્ટ ટોલસ્ટોય નિરંતર બડબડતો હતો. તેને તે ધન મહા અનર્થ રૂપ લાગતું હતું. જેવી

રીતે લોભી મનુષ્ય ધનને સારૂ તલસે છે, તેવી રીતે તે ગરીબાઈ સારૂ આતુર હતો. અને છેવટે પોતાનું સર્વસ્વ પ્રજા હિતાર્થે ખર્ચીને ગરીબ ફકીર તરીકે રહીને સુખ પામ્યો હતો.

જો આપણે આ ગરીબાઈના સવાલનો વિશેષ અભ્યાસ કરીશું તો આપણને જણાશે કે ગરીબ અવસ્થામાં પણ સુખ દુખનો મોટો આધાર મનુષ્યના મન તથા હૃદયપર રહેલો છે. આ સત્ય નહિ જાણનારાઓ ધનવાનની નિંદા કરે છે, પણ જો તેઓ તેટલાજ જોસથી અવગુણ–દુર્ગુણની નિંદા કરે, અને લોકોને પવિત્ર જીવન ગાળવા તરફ પ્રેરેતો જગતનું અર્ધું દુઃખ ઓછું થાય અને ગરીબ અવસ્થામાં પણ મનુષ્યો ઉન્નત જીવન ગાળી શકે. સડાનું મૂળ શોધો અને તેનો વિનાશ કરો. જ્યારે હૃદયમાંથી સ્વાર્થ અને લોભ ઓછા થતા જાશે, જ્યારે મદ્યપાન, અપવિત્ર જીવન, આળસ અને વિષય લોલુપતા જગતમાંથી ઓછાં થતાં જશે, ત્યારે ધન અને નિર્ધનતા વચ્ચેનો ભેદ અદૃશ્ય થઇ જશે, અને દરેક મનુષ્ય બદલાની આશા વિના પોતાનું કર્તવ્ય પૂર્ણ આનંદથી બજાવશે, અને સર્વની મહેનતનું ફળ સર્વ લોકો પૂર્ણ સ્વમાન અને શાંતિથી અનુભવશે.



# ગત જન્મોની યાદ.*



આ વિશ્વની વ્યવસ્થા સમજવાને જે ત્રણ સિદ્ધાંતો જાણવા આવશ્યક છે, તે ઉન્નતિક્રમ, પુનર્જન્મ અને કર્મ છે. જગતમાં બનતા તમામ પ્રશ્નોનો ખુલાસો આ ત્રણ નિયમોના જ્ઞાનથી આપી શકીએ, અને કવિ **મીલ્ટનના** શબ્દો પ્રમાણે "મનુષ્યો આગળ પ્રભુના માર્ગોમાં રહેલું ડહાપણ સાબીત કરી શકીએ."

પુનર્જન્મ અને કર્મનો નિયમ એવી રીતે એક બીજા સાથે સંકળાયેલા છે કે એકનો નિર્ણય કરતાં બીજાનો વિચાર કરવાની જરૂર પડયા વિના રહે નહિ. જે નિયમોએ જગતના મનુષ્યોને પ્રકાશ આપી તેમના જીવનનો બોજો હલકો કર્યો છે, તેમાં આ પુનર્જન્મનો નિયમ ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

એક મનુષ્ય ધનવાન કેમ અને બીજો ગરીબ કેમ, એક મનુષ્ય બુદ્ધિશાળી કેમ અને બીજો મૂર્ખ કેમ, આ પ્રશ્નોના પ્રત્યુત્તર પુનર્જન્મના નિયમથી મળી શકે છે. વળી તેથી આપણને આશા આવે છે કે હાલ આપણી ગમે તેવી સ્થિતિ હોય, પણ ભવિષ્ય આપણા હાથમાં છે. હાલ આપણે જો પ્રયત્ન કરીએ તો, આપણે ભવિષ્યમાં જ્ઞાની બની શકીએ, અને જે જે બાબતોની આપણામાં ખામી હોય, તે તે બાબતો આપણે ભવિષ્યમાં મેળવી શકીએ.

આ પુનર્જન્મનો સિદ્ધાંત જૂદાં જૂદા ધર્મોમાં દૃષ્ટિગોચર થાય

---

* મી. સી. જીનરાજદાસના How can we Remember our Past Lives ? એ લેખને આધારે.

છે. હિંદુધર્મ, બૌદ્ધધર્મ, અને જૈન ધર્મ ખુલ્લી રીતે તેનો સ્વીકાર કરે છે. જીવનના અનેક પ્રશ્નોનો ખુલાસો તે સિદ્ધાંતદ્વારા તે આપી શકે છે.

ભગવદ્‌ગીતા જણાવે છે કેઃ—

वासांसि जीर्णानि यथा विहाय
नवाणि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥
देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

જેમ પુરૂષ જીર્ણ થઇ ગયેલાં વસ્ત્રોનો ત્યાગ કરીને નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી જીવ જીર્ણ થયેલા દેહોનો ત્યાગ કરી બીજા નવા દેહ ધારણ કરે છે. જેવી રીતે દેહધારી જીવને એકજ દેહમાં કૌમાર, યૌવન તથા વૃદ્ધાવસ્થા આવે છે, તેવી રીતે તેને બીજા દેહ મળે છે. તેથી ધીરપુરૂષ તેને માટે શોક કરતો નથી. બૌધ અને જૈનધર્મ આ પુનર્જન્મના નિયમને તત્ત્વજ્ઞાનના પાયારૂપ માને છે.

ઑસ્ટ્રેલિઆના જંગલી લોકો પણ આ નિયમને માને છે. તે દેશનો એક જંગલી ખુશીથી ફાંસીએ જવાને તૈયાર થયો, અને તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે "કાળા માણસ તરીકે નીચે પડીશ, ધોળા માણસ તરીકે ઉભો થઇશ અને ચાપાણી વાસ્તે કેટલાક પૈસા પણ મને મળશે." અસલના ગૉલ લોકો પણ તે સમજતા હતા. જ્યુલીઅસ સીઝર લખે છે કે તે ગૉલ લોકો પુનર્જન્મના નિયમને માનતા હતા, અને તેથી તેમનામાં મરણનો ભય નહિ જેવો હતો.

પ્રાચીન ગ્રીસના તત્ત્વવેત્તાઓ તે માનતા હતા. ગ્રીક જ્ઞાની પાયથેગોરાસ પોતાના શિષ્યોને કહેતો કે હું પૂર્વભવમાં ટ્રોયના ઘેરા વખતે એક યોદ્ધો હતો.

ખ્રીસ્તી ધર્મમાં આ માન્યતા ચોકખી ચાલી આવેલી નથી. ખ્રીસ્તી ધર્મના પ્રારંભકાળમાં તે નિયમનો સ્વીકાર થયો હતો, પણ પછીના સમયમાં તે નિયમ તે ધર્મમાંથી ચાલ્યો ગયો છે; તે છતાં તેનો કાંઇક પુરાવો બાઇબલમાંથી મળી આવે છે.

એવી માન્યતા હતી કે, ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ઇલાઇઝા જન્મવાનો હતો. પણ ઇલાઇઝા તો ન આવ્યો અને જ્હોન ધ બેપટીસ્ટ આવ્યો. ત્યારે ક્રાઇસ્ટને પ્રશ્ન પુછવામાં આવ્યો હતો કે આ જ્હોન ધ બેપટીસ્ટ તેજ ઇલાઇઝા છે? તેના જવાબમાં ક્રાઇસ્ટે કહ્યું કે "જો તમે સ્વીકારો તો જે ઇલાઇઝા આવવાનો હતો તે જ આ છે."

જો કે ખ્રીસ્તી ધર્મે આ સિદ્ધાંતનો અનાદર કર્યો છે, તોપણ ખ્રીસ્તી કવિઓ તેની અસરથી દૂર રહી શક્યા નથી. યંગ કવિ "રાત્રિના વિચારો" એ કાવ્યમાં લખે છે કેઃ—

Look nature through; 'tis revolution all.
All change, no death; day follows night and night
The dying day, stars rise and set, and set and rise;
Earth takes the example. All to reflourish fades,
As in a wheel—All sinks to re-ascend,
Emblems of man, who passes, not expires.

કુદરતને બરાબર નીહાળો. જ્યાં ત્યાં ફેરફાર જ છે. બધા ફેરફારો, પણ મરણ નહિ. રાત્રિ પછી દિવસ આવે છે, અને મરણ

પામતા દિવસ પછી રાત્રિ આવે છે. તારાઓ ઉગે છે ને આથમે છે; અને આથમે છે ને ઉગે છે. પૃથ્વી પણ તેનું અનુકરણ કરે છે. સઘળું સારા ફળમાં આવવાને કરમાય છે. ચક્રની માફક સઘળું નીચે જાય છે, તે ઉંચે ચડવાને વાસ્તે જ છે. મનુષ્ય પણ નાશ પામતો નથી, પણ પસાર થાય છે.

ડ્રાયડન કવિ તો એટલે સુધી કહે છે કે—

Death has no power the immortal soul to slay,
That, when its present body turns to clay,
Seeks a fresh home, and with unlessened might;
Inspires another frame with life and light.

મૃત્યુમાં અમર આત્માનો નાશ કરવાનું સામર્થ્ય નથી. જ્યારે તેનું હાલનું શરીર માટીમાં ભળી જાય છે, ત્યારે તે નવું ઘર શોધે છે, અને તેટલાજ બળથી બીજા શરીરમાં પ્રકાશ અને જીવન રેડે છે.

કવિ વર્ડ્ઝવર્થ પોતાના 'અમરપણાના' અમર કાવ્યમાં લખે છે કે,

The soul that rises with us, our life's star,
Hath had elsewhere its setting
And cometh from afar.

આપણા જીવનનો તારો–આપણો–આત્મા–બીજે સ્થળે આથમ્યો હતો, અને ઘણે દૂરથી આવેલો છે.

વૉલ્ટ વ્હીટમન નામનો અમેરિકન તત્ત્વવેત્તા જણાવે છે કે:—

As to you, Life, I reckon you are the leaving of many deaths;

No doubt I have died myself ten thousands

times before.

હે જીવન! તારા સંબંધમાં મારી ગણત્રી એવી છે કે તું ઘણા મરણોના ફળરૂપ છે. ખરેખર હું આ પહેલાં દશ હજારવાર મરણ પામ્યો છું.

ધર્મો અને કવિઓની વાત તો દૂર રહી; પણ વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. હક્ષલી જણાવે છે કે,

" None but the hasty thinkers will reject it....

Like the doctrine of evolution itself, that of transmigration has its root in the world of reality. "

જેનામાં દીર્ઘ વિચાર કરવાની શક્તિ નથી તેવા જ લોકો આ વિષયને સ્વીકારશે નહિ. વિકાસક્રમના નિયમની માફક આ દેહાન્તરવાદનું મૂળ સત્ય ઉપર અવલંબેલું છે. "

અત્યાર સુધીના પુરાવા એ અમુક મોટા મનુષ્યોના કથનપર આધાર રાખે છે. પણ અહીં કોઇ પ્રશ્ન કરે કે "જો હું પૂર્વના ભવોમાં જીવ્યો હોઉં તો મને તે ભવો કેમ યાદ આવતા નથી? અને યાદ આવે એવા કોઇ માર્ગ હોય તો બતાવો."

આ પ્રશ્નને આપણે બે વિભાગમાં વ્હેંચી નાખીશું. પ્રથમ પ્રશ્ન એ થાય છે કે ગતજન્મો કેમ યાદ રહેતા નથી ? આ પ્રશ્નનો જવાબ આપીએ તે પહેલાં સ્મરણ એટલે શું ? તેનો માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાનો છે. સ્મરણ શક્તિનું કામ ભૂતકાળના અનુભવો એકઠા કરી તેના સંસ્કાર યાદ રાખવાનું છે. દાખલા તરીકે પેન્સીલ ઘડતાં મારી આંગળીએ ચપ્પુ લાગ્યું; આથી મને દુઃખનો અનુભવ

થયો. થોડા વખતમાં શાથી વાગ્યું એ ભાન અદૃશ્ય થાય છે, પણ દુઃખ રહે છે. વખત જતાં દુઃખ પણ શમે છે, પણ તેનું સ્મરણ રહે છે, અને મનમાં એવો સંસ્કાર રહે છે કે ધારવાળું ઓજાર વાપરતાં સાવધ રહેવું.

મગજને બે પ્રકારનું કામ કરવાનું છે; એક કામ તો યાદ રાખવાનું, અને બીજું કામ ભૂલવાનું. આપણે મૂળાક્ષર અને બારાખડી લખતાં શીખ્યા તે વખતે દરેક અક્ષરના ભાગ ઉપર આપણે ધ્યાન આપવું પડતું હતું. કેવી રીતે તે મૂળાક્ષરો ઘુંટયા હતા, એ બધું જો સ્મરણશક્તિમાં રાખીને લખવામાં આવે તો એક નાનું સરખું વાક્ય લખતાં પણ અર્ધો કલાક ચાલ્યો જાય.

તે મૂળાક્ષરો લખવાની ક્રિયા ભૂલી જવામાં આવે છે, પણ તે લખવાનું કામ ત્વરાથી થઇ શકે છે.

તેવીજ રીતે ચાલવાની ક્રિયાના સંબંધમાં વિચાર કરીએ. આપણે દરેક પગલું ભરતાં પહેલાં ચાલવાના આપણા બાળપણના પ્રયત્નો, શંકાઓ, ડગમગતી સ્થિતિ, તે ચાલવામાં થતું દુઃખ વગેરે યાદ કરીએ તો આપણું મગજ એટલાં બધા સ્મરણોથી ભરાઈ જાય કે તે પગલું ભરવાનું કામ અટકી જાય, તો પછી દોડી તો શી રીતે શકાય ? આપણે તે ચાલવાની શક્તિ મેળવવા કરેલો પ્રયત્ન ભુલી જઇએ છીએ, પણ તે દ્વારા મેળવેલી શક્તિ તો આપણી સાથે જ છે, અને નિરંતર આપણે તેનો ઉપયોગ કરીએ છીએ.

સ્મરણશક્તિમાં આ પદ્ધતિ ચાલ્યાં જ કરે છે. આપણે એક સ્થૂલ દૃષ્ટાંત લઈએ. એક મનુષ્ય પાસે એક હજાર પૈસા છે; હવે તે સાથે રાખવા કરતાં પંદર રૂપીઆ રાખવાનું કામ સહેલું લાગે છે.

પંદર રૂપીઆ કરતાં એક સોનામહોર પાસે રાખવી વધારે સુગમ જણાય છે; અને સોનામહોર કરતાં પણ તેટલી કીંમતની નોટનો ભાર ઓછો જણાશે. તેવીજ રીતે આપણા અનેક અનુભવો, લાગણીઓ, અને વિચારો કુદરતી ક્રમમાં શક્તિઓ, સંસ્કારો અને પ્રેમ કે દ્વેષની લાગણી રૂપે ફેરવાઇ જાય છે. આપણને પૂર્વ ભવો-ગતજન્મો યાદ રહેતા નથી, પણ તે જન્મોમાં કરેલાં કાર્યો, વિચારો અને વાસનાઓ આ ભવમાં આપણી શક્તિઓ, આપણું ચારિત્ર, આપણી પરિસ્થિતિ રૂપે પ્રકટ થાય છે.

બર્ગસન નામનો આધુનિક તત્ત્વજ્ઞાની બહુજ ખુલ્લી રીતે જણાવે છે કેઃ—

" આપણે ભૂતકાળના થોડા ભાગવડે વિચાર કરીએ છીએ, પણ આપણા આત્માના વલણ સાથે સમગ્ર ભૂતકાળના અનુભવોવડે ઇચ્છી છીએ, સંકલ્પ કરીએ છીએ અને કાર્યો કરીએ છીએ. "

આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણી લાગણીઓ અને આપણાં કાર્યો ઉપરથી આપણે ભૂતકાળમાં કેવી કેવી સ્થિતિમાં પસાર થયા હોઇશું તેનો આડકતરો પુરાવો મળી આવે છે.

આપણામાં બે પ્રકારના ગુણો માલમ પડે છે. કેટલાક ગુણો બીજા મનુષ્યોમાં માલમ પડતા સામાન્ય હોય છે ત્યારે કેટલાક અસાધારણ ગુણો હોય છે; આ અસાધારણ ગુણો અથવા અસાધારણ લાગણીઓનું કારણ પુનર્જન્મના નિયમ સિવાય બીજી કોઇ પણ રીતે સમજવામાં આવે તેમ નથી.

મનુષ્યના બંધારણ તરફ દષ્ટિ કરીએ તો દરેક મનુષ્યમાં સાધારણ રુચિ અને અરુચિ જણાય છે. અત્યારની વિકાસ ક્રમની

સ્થિતિમાં આવી રુચિ અરુચિ સ્વાભાવિક રીતે થાય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી, પણ જેને "પ્રથમ દર્શને પ્રેમ" કહે છે, એ લાગણીનો વિચાર કરીએ. કેટલીક વાર બે વ્યક્તિઓ એકાએક કાંઇ પણ બાહ્ય કારણ વિના, એક બીજાના સંસર્ગમાં આવે છે. તેઓ એક બીજા વિષે કાંઇ જાણતા હોતા નથી, છતાં તેઓ એક બીજા વિષે ઘણું જ જાણતા હોય, એક બીજાના સ્વભાવને ઓળખતા હોય એમ થોડા વખતમાં જણાઇ આવે છે. અમુક વ્યક્તિ સાથે આ એકાએક પ્રેમનો સંબંધ થવાનું કારણ શું? જેને આપણે જીવનમાં પ્રથમ જ વાર મળ્યા છીએ, તેને ખાતર સર્વસ્વનો ભોગ આપવા આપણે તૈયાર થઇએ છીએ તેનું કારણ શું? તેની થોડી વાતચિત ઉપરથી તેના હૃદયની અને મગજની બધી બાબતો આપણા કબ્જામાં આવે છે તેનું કારણ શું? આ "પ્રથમ દર્શનનો પ્રેમ" એ આશ્ચર્યકારક માનસિક પ્રશ્ન છે. તે વ્યક્તિ તે પ્રેમમાં જાણે ખેંચાય છે. કવિ ભવભૂતિ લખે છે કે:—

> व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ॥
> नहि खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

કાંઇક આંતર કારણ પદાર્થોને (તેમજ મનુષ્યોને) જોડે છે; પ્રીતિનો આધાર બાહ્ય ઉપાધિપર રહ્યો નથી.

આ આંતર કારણ બીજું કાંઇ નહિ પણ ગત જન્મનો સ્નેહ જ સમજવો. તેઓ બન્ને ભૂતકાળમાં સંબંધમાં આવેલા અને આ ભવમાં તો તેમણે તે પ્રીતિ નવી બાંધી ન હતી, પણ જુની પ્રીતિને ફરીથી તાજી કરી.

એક બીજા પ્રત્યે પૂર્વ ભવના પ્રેમથી આકર્ષણ થાય છે, તેમ

પૂર્વ ભાવના દ્વેષથી એક બીજાના સંબંધમાં આવતાં નિષ્કારણ વૈર ઉત્પન્ન થયાના દાખલા મોજુદ છે. એક વિચારક પોતાનો અનુભવ જાહેર કરે છે કેઃ—

I do not like Dr. Fell,
The reason I cannot tell.

હું ડોક્ટર ફેલને ચાહતો નથી, પણ તેનું કારણ હું કહી શકતો નથી.

સંસ્કૃત અને પાલી ભાષાનો વિદ્વાન પ્રો. મેક્ષમુલર, હિન્દુસ્તાનના વેદાન્તના તથા બૌદ્ધ ધર્મના અનેક ગ્રન્થો વાંચવા છતાં પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકારી શક્યો નહિ, તે એક સાદી દલીલથી તે સિદ્ધાંત માનવા લાગી ગયો. તેણે કહ્યું કે જે મનુષ્યોને આપણે પ્રથમ જ જોઇએ છીએ, છતાં તેમના પર અત્યંત પ્રીતિ ઉભરાઇ આવે છે, તે મનુષ્યો ગત જન્મોમાં આપણા પ્રેમમય સંબંધમાં આવેલા જોઇએ. તેજ રીતે તેમને પહેલ વહેલી વારજ જોતાં જેમના પ્રત્યે નિષ્કારણ દ્વેષ ઉત્પન્ન થાય છે, તે મનુષ્યો સાથે ગત જન્મોમાં આપણો સંબંધ શત્રુ તરીકેનો હોવો જોઇએ. આ બાબતને જૈન ધર્મનો એક ટુંકો દૃષ્ટાંત સિદ્ધ કરી આપે છે.

જૈનોના ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીને ગૌતમ સ્વામી નામના મુખ્ય શિષ્ય હતા. એક વખત ગૌતમ સ્વામીએ એક ખેડુતને પ્રતિબોધ આપ્યો, જેના પરિણામે તે ખેડુત સંસારનો ત્યાગ કરી સાધુ થયો, અને સાધુને યોગ્ય વસ્ત્ર તેણે ધારણ કર્યાં. તે ખેડુતે વિચાર કર્યો કે જ્યારે ગૌતમ સ્વામી આવા જ્ઞાની અને દયાળુ છે, તો તેમના પણ ગુરૂ મહાવીર પ્રભુના જ્ઞાન અને દયાની તો વાતજ શી કહેવી! એમ વિચાર કરી ગૌતમ સ્વામી જોડે મહાવીર પ્રભુ જે સ્થળમાં

ઉપદેશ આપતા હતા ત્યાં ગયો. તેણે દૂરથી તેમને જોયા,ત્યાં તે બોલી ઉઠયો. "શું આ તમારા ગુરૂ! જો આ તમારા ગુરૂ હોય તો લો આ વસ્ત્ર અને તમારાં ઉપકરણો, હું જાઉં છું." એમ બોલી સાધુનો વેશ તજી ચાલ્યો ગયો. ગૌતમ સ્વામી વિચારમાં પડી ગયા. આનું કારણ તેમના કળ્યામાં આવ્યું નહિ. તેમણે આ બાબત મહાવીર પ્રભુને એકાંતમાં પૂછી. મહાવીર પ્રભુએ આ બનાવથી જરા પણ આશ્ચર્ય બતાવ્યા વિના, પોતાના જ્ઞાનબળથી તે ખેડુતનો, પોતાનો, તથા ગૌતમ સ્વામીનો પૂર્વભવ તપાસ્યો, અને આ પ્રમાણે કહેવા લાગ્યા; "હે ગૌતમ! હું મારા એક પૂર્વભવમાં વાસુદેવ હતો, તું મારો સારથી હતો; અને આ ખેડુતનો જીવ તે વખતે સિંહની સ્થિતિમાં હતો. હું શિકાર કરવા ગયો, ત્યારે તું મારી સાથે હતો. મારૂં શારીરિક બળ એટલું બધું હતું કે તે વડે આ સિંહને મેં મારા બે હાથથી ચીરી નાંખ્યો. તેં તે વખતે તે સિંહ ઉપર દયા દર્શાવી, એમ નહિ કરવા મને સૂચવ્યું, પણ શરીર બળના અભિમાનથી તારૂં કહ્યું નહિ માની મેં તે કામ કર્યું. આ બનાવનું રહસ્ય તે પૂર્વભવ સાથે સંબંધ ધરાવે છે. તેં તે સિંહ ઉપર દયા દર્શાવી, તેથી તે સિંહના જીવનરૂપ ખેડુતે આ ભવમાં તારો ઉપદેશ માન્યો, અને તારો શિષ્ય થયો, પણ મને જોતાં તેને પૂર્વ ભવનું વૈર યાદ આવ્યું, અને મને તેના મારનારા તરીકે ગણ્યો; અને તેથી તે મારાથી દૂર ભાગ્યો. આમાં કાંઇ આશ્ચર્ય નથી. આ પુનર્જન્મના ઋણાનુબંધના સંબંધનો સૂચક બનાવ છે."

એકજ મનુષ્ય તરફ મનુષ્યને પ્રેમ અને ધિક્કારની લાગણી સાથે થાય છે, તેનું કારણ શું? એક સ્ત્રીએ પોતાના એક મિત્રના

સંબંધમાં કહેલું છે કે "હું તેને ચાહું છું, પણ હું તેને ધિક્કારૂં છું." કેટલા પતિઓ પોતાની પત્નીના સંબંધમાં અને કેટલી પત્નિઓ પોતાના પતિના સંબંધમાં આવા ઉદ્ગારો કાઢતા હશે! આવી વિચિત્ર લાગણીઓનું કારણ સમજવાને ડબ્લ્યુ ઇ. હેનલી નામના લેખકે લખેલું એક કાવ્ય તપાસીએ.

"બેબીલોનનો રાજા એક ખ્રીસ્તી ગુલામડી સાથે પ્યારમાં પડયો; પણ તેને નહિ પરણતાં તેનો અનાદર કર્યો. પણ તે સ્ત્રી તેને બહુજ પ્રેમથી ચાહતી હતી. પણ તેના પ્રેમના અભાવે તેણીના હૃદયને કારી ઘા લાગ્યો અને તે આપઘાત કરી મરણ પામી. આ સ્ત્રી દ્વેષ અને પ્રેમ એ બે લાગણીઓ સાથે મરણ પામે છે; અને આપણે વાવ્યા પ્રમાણે લણીએ છીએ, એ નિયમ પ્રમાણે ભૂતકાળના કાર્યોનું ફળ બીજા ભવમાં ભોગવે છે. તે બેબીલોનનો રાજા આ ભવમાં પણ પુરૂષ જ હોય છે; આ વખતે તે સ્ત્રીને ચાહે છે, અને તેને પોતાની પત્ની બનાવવા માગે છે; તે સ્ત્રી પણ તેને ચાહે છે; પણ તેના હૃદયની ઇચ્છા તૃપ્ત થવા દેતી નથી–અર્થાત્ તે તેની સ્ત્રી બનતી નથી. તે વખતે પુરૂષ બોલી ઉઠે છેઃ—

The pride I trampled is now my scathe
For it tramples me again;
The old resentment lasts like death,
For you love and yet you refrain;
I break my heart on your hard unfaith
And I break my heart in vain.

જે અભિમાનથી મેં તને કચરી હતી તે હવે મને નુકસાન

કરનાર નીવડયું છે. કારણ કે તે મને ફરીથી કચરે છે, જુનો દ્વેષ ચાલ્યાં જ કરે છે.

કારણ કે તું ચાહે છે, છતાં પ્રેમ પ્રકટ કરવામાં અટકે છે. તારા સખ્ત અશ્રદ્ધાળુ હૃદય ખાતર હું મારા હૃદયને બાળું છું, અને મારૂં હૃદય નકામુ બળે છે. કવિને પણ આ સ્થિતિ દુઃસહ લાગે છે. તે કલ્પના શક્તિ વડે ભવિષ્ય જુએ છે; તે ભવિષ્યમાં તેઓ એક બીજાના હૃદયને સમજે છે, એક બીજાની ભાવનાઓનો જવાબ આપે છે અને છેવટે તેઓ અનંત પ્રેમમાં જોડાય છે. આમ થવું જ જોઇએ કારણ કે આ વિશ્વમાં ખરો પ્રેમી એકજ છે.

જગતમાં કેટલાક એવા પુરૂષો મળે છે કે જે એકાદ અનુભવ પરથી સામાન્ય સૂત્રો દોરી શકે છે, તેનું કારણ એ છે કે તેમને ઘણા અનુભવો પૂર્વભવોમાં થયેલા હોય છે, અને તે અનુભવોમાં આ એક નવો અનુભવ ઉમેરી તેઓ અમુક નિર્ણય પર આવે છે.

વળી દરેક વ્યાપારમાં, દરેક ધંધામાં બે પ્રકારના જીવાત્માઓ માલમ પડે છે. કેટલાક તો ગુજરાન મેળવવાને અમુક ધંધામાં દાખલ થયા હોય છે, પણ કેટલાક એવા પણ વિરલા મળી આવે છે કે તે ધંધામાં તેમને અતિશય રસ પડતો હોય છે. તે ધંધાના તેઓ Ideali sts ભાવનાવાદી છે. જેમ જળમાં બતકને આનંદ મળે તેમ તે પ્રવૃત્તિમાં તેઓ રસભેર ધસે છે. તે પ્રવૃત્તિ તેમના સ્વભાવરૂપ થઇ ગઇ હોય છે; આનું કારણ એ છે કે તેમણે આ પ્રવૃત્તિ આ ભવમાં નવી શરૂ કરી નથી, પણ તે બાબતના પૂર્વના દૃઢ સંસ્કાર સાથે લઇ આવેલા છે.

કેટલાક અદ્દભુત શક્તિ ધરાવનારાં બાલકોના દાખલા આપણે

તપાસીએ. શરીરની અપેક્ષાએ જેઓ નાની વયના છે, છતાં જેમ-નામાં અદ્દભુત સ્મરણ શક્તિ, અદ્દભુત સંગીત જ્ઞાન અથવા અદ્દભુત ગણિતજ્ઞાન માલમ પડે છે, તેમના અહીં ચાર દાખલા આપવામાં આવ્યા છે.

(૧)

" અમેરીકન થીઓસોફીસ્ટ " માસિક પત્ર જણાવે છે કેઃ- વીલીયમ જેમ્સ સીડીસ નામનો એક અસાધારણ પ્રતિભાવાળો બાલક છે. તેની વય હાલ ૧૫ વર્ષની છે. તે સને ૧૯૧૪ ના જુન માસમાં થવાની હારવર્ડ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા માટે તૈયારી કરે છે. તે ૧૧ વર્ષની વયે હારવર્ડમાં ગણિતના ખાસ વિદ્યાર્થી તરીકે દાખલ થયો. તે વખતે જ ઉંચી પંક્તિના ગણિતના અઘરા વિષયોના જ્ઞાનથી યુનિવર્સીટીમાં સર્વ આશ્ચર્ય પામ્યા હતા. બાર વર્ષની વયે ચતુર્થ પરિમાણ* ( fourth dimension)ઉપર તેણે ભાષણ આપ્યું હતું. અને ત્યાર પછી યુનિવર્સીટીના ધોરણના

* આપણે લંબાઈ, પહોળાઇ, અને ઉંચાઈ અથવા જાડાઈ એ રીતે ત્રણ પ્રમાણ માનીએ છીએ. પણ સૂક્ષ્મ ભુવનોમાં દરેક વસ્તુઓને ચાર પ્રમાણ હોય છે.

ચાર્લ્સ હીન્ટન નામના એક પ્રખ્યાત ગણિત શાસ્ત્રીએ હમણાં તે ઉપર એક પુસ્તક લખ્યું છે, અને તેમાં ચતુર્થ પ્રમાણ સિદ્ધ કર્યું છે. આ વિષય એટલો કઠિન છે કે આખા જગતમાંથી તે બાબતને મગજમાં ઉતારી શકે તેવા વિરલા નરો માલૂમ પડશે. તો તે ઉપર બાર વર્ષની વયે ભાષણ આપી શકે તેનું ગણિતશાસ્ત્ર સંબંધી કેવું જ્ઞાન હશે, તેની કલ્પના કરવી પણ અશક્ય છે.

બીજા વિષયોનો પણ તેણે સારી રીતે અભ્યાસ કર્યો છે હારવર્ડ યુનીવર્સીટીમાંથી આ નાનામાં નાનો ગ્રેજ્યુએટ થશે.

(૨)

ઉપરનુંજ માસિક જણાવે છે કેઃ—

ડેનવર ગામમાં રોસીલ ફ્રાઇ નામનો છોકરો છે, તેનું વય ૫ વર્ષનું છે. કોઇએ શિખવ્યા સિવાય તે પોતાની મેળે વાંચતાં લખતાં અને સાદુ ગણિત શિખ્યો છે. અંગ્રેજી ભાષામાં લખાયેલો ગમે તેવો લેખ તે છટાથી વાંચી શકે છે. ન ઉકલી શકે તેવા અક્ષરો પણ તે સહેલાઇથી ઉકેલે છે, અને દશ લાખની રકમોના દાખલા તે અચંબો પમાડે તેવી ત્વરાથી ગણી શકે છે.

(૩)

'અદ્‌ભુત બાલકો'—એ મથાળા નીચે થીઓસોફીસ્ટ માસિકના ૧૯૧૩ ના માર્ચના અંકમાં તેના તંત્રી **મીસીસ એની બીસેન્ટ** લખે છે કેઃ—

અમારો બર્માનો જનરલ સેક્રેટરી સાડા પાંચ વર્ષના અદ્‌ભુત સ્મરણ શક્તિવાળા બાલક સંબંધી ઘણોજ રસિક વૃતાન્ત લખી મોકલે છેઃ—

માઉ થેઇન માઉન્ગ (બર્મન જનરલ સેક્રેટરી) વિશ્વાસપાત્ર મનુષ્ય છે. અને તેણે જણાવેલી હકીકત પુરવાર થઇ શકે તેવી છે. તેના પોતાનાજ શબ્દોમાં આપણે તે હકીકત જણાવીશું,

" ૧૯૧૨ ના ડીસેમ્બર માસની ત્રીજી તારીખે મને કહેવામાં આવ્યું કે સાડા પાંચ વર્ષનો એક બાળક જેનું નામ માઉન્ગ ઓંગ બો છે, અને જે અદ્‌ભુત સ્મરણશક્તિવાળો, સુંદર ચ્હેરાવાળો, હસતા

વદનવાળો છે, અને જેનો ખાસ ગુણુ તેની દષ્ટિ સન્મુખ જે જે વસ્તુ આવે તેનું તલસ્પર્શ કરવાનો છે, તે છોકરો મુલમેઇનથી ડીસેમ્બરની ૧ લીથી શરૂ થનારી પાલી ભાષાની પરીક્ષા આપવા, રંગુન આવ્યો છે.

આ બહુજ નાનો બાલક આ પરીક્ષાની કસોટીમાંથી કેવી રીતે પસાર થશે, તે જોવાને હું ડીસેમ્બરની ત્રીજી તારીખે ગયો; અને તે બાલકની છેક સમીપ મેં આગળ બેઠો. બેથી ત્રણુ હજાર મનુષ્યોનાં ટોળાની સંમુખ તે બાળકની સઘળા પાલી સૂત્રોમાં પરીક્ષા લેવામાં આવી. સઘળા બુદ્ધધર્મના મોટા ધર્મગુરૂઓ અને ઘણા સાધુઓ તે બાલકની અદ્ભુત સ્મરણુ શક્તિથી આશ્ચર્ય ચકિત થયા; કારણકે તે સૂત્રો તે જરા પણુ અચકાયા સિવાય બોલી ગયો. આટલી નાની વયના બાળક માટે તે એક ચમત્કાર જ હતો. તેણે બુદ્ધધર્મના કયા કયા પવિત્ર ગ્રંથોનો અભ્યાસ કર્યો છે, તે જણાવતાં પહેલાં આ નાના બંધુનો હું તમને ઇતિહાસ જણાવું છું.

તેનો બાપ ચીનો હતો અને તેની મા બર્મન હતી. તે બાલકના જન્મ પછી એક વર્ષમાં તેના માતપિતા મરી ગયા. પછી મુલમેઇનમાં રહેનાર બર્માના રહેવાશી ઉપોટો કે અને માહ અયે મે—એ બન્નેએ તેને દત્તક લીધો, પણુ તે બન્ને પણ દત્તક લીધા પછી એક વર્ષમાં મરણુ પામ્યા. ત્યાર પછી બર્માની એક દંપતીએ તેને દત્તક ધીધો પણુ તેમાં મા થોડા વખતમાં મરી ગઇ; પોતાની પણુ એવી સ્થિતિ રખેને થાય તે ભયથી તેના આ નવા પિતાએ તે બાલક મુલમૈંઇનમાં માઉન્ગ ગન કર્વાટર પાસે આવેલા ચે કોયોંગ મઠના ભિક્ષુ ઉથનાનાને ભેટ તરીકે આપી દીધો.

એમ કહેવાય છે કે તે મઠમાં ગ્રામોફોનમાં ઉતારેલું ફ્રેન્જીનું વ્યાખ્યાન તેણે શ્રવણુ કર્યું. તે બાલકે તે એકદમ મોઢે કર્યું અને પોતાના સાથીઓ આગળ તે બોલી ગયો. તેના ગુરૂને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે તેની આ સ્મરણ શક્તિને સન્માર્ગે દોરવવાનો વિચાર કર્યો; અને તેણે બુદ્ધધર્મના પાલી સૂત્રો શિખવવા ઇચ્છયું અને તરતજ તે કામ શરૂ પણ કર્યું રંગુનમાં ગોડવીન રોડમાં આવેલા **થીએટર કયોંગ** ડાઇક નામના મકાનમાં હાલ જે પરીક્ષા લેવામાં આવે છે, તેનું પરિણામ હવે હું તમને કહીશ. તેણે જે જે વિષયની પરીક્ષા આપી તે દરેકમાં તે સૌથી શ્રેષ્ઠ નીવડયો. રંગુનની કોલેજના એક પ્રોફેસરે તે વિદ્યાર્થીને પાલી ભાષામાં તપાસ્યો. તે પ્રોફેસર સઘળાં પાળી સૂત્રો મુખેથી સ્પષ્ટ રીતે ઉચ્ચારવાની તે બાળકની અદ્ભુત સ્મરણુશક્તિથી આશ્ચર્યમાં લીન થઇ ગયો. મેં પણ તે બાલકને તપાસ્યો અને **મનુષ્યજાતિના ભલા અર્થે હાલ જગતમાં જન્મેલા જીવાત્માઓમાંનો તે એક છે, એમ મને લાગ્યું.**

ફોટોગ્રાફરો તેનો ફોટોગ્રાફ વેચીને પૈસા કમાવા લાગ્યા છે. અને ઘણા બર્મન લોકો રૂપા અને સોનાના સિક્કાની તેને ભેટ આપે છે. ખાવાલાયક વસ્તુઓ તો એટલી બધી તેને આપવામાં આવે છે કે તેની તો ગણત્રી જ નહિ. તે બાળક કોઇપણ પ્રકારનું માંસ ખાતો નથી, માંસ નજરે જોતાં તેને સુગ ચડે છે.

આ સભામાં સંઘના ઉંચા આસનપર તેને બેસાડીને માન આપવામાં આવ્યું હતું, અને સઘળા ઉપાસકોએ તેની તરફ ભક્તિભાવ બતાવ્યો હતો. જે મનુષ્ય માનને લાયક હોય તેને માન આપ-

વામાં કોઇ પણ બૌદ્ધ હલકાઇ માનશે નહિ. અમારી દરરોજની પ્રાર્થનામાં–'ત્રિરત્ન' માં ખુલ્લું કહેલું છે કે બાલ શરીર ધારણ કરેલા, **પણ ધર્મમાં આગળ વધેલા આત્માને માન આપવું તે શ્રી બુદ્ધના અનુયાયીની દરેકની ફરજ છે.**

શરીરની અપેક્ષાએ આ જીવાત્માઓ નાના છે, તે પરથી તેમને માન આપવામાં થીઓસોફીસ્ટોને કાંઇ અજાયબી લાગવી જોઇએ નહિ. આવી બાબતોમાં રહેલું કવિત્વ સમજવાને બાહ્ય દુનિયાને લાંબો વખત લાગશે.

તે બંધુને નીચેની ચોપડીઓ કંઠાગ્ર છે.

૧ પાલી ત્રિપિતક* ( થોડોક ભાગ હજુ પુરો કરવાનો છે )

૨ પાલી વ્યાકરણના આઠ ભાગ.

૩ અર્હત અનુરૂદ્ધે બનાવેલા તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રના નવ વોલ્યુમ.

૪ તત્ત્વજ્ઞાન ઉપર બુદ્ધ ધર્માનુયાયી ધર્માચાર્યે રચેલાં કાવ્યો.

૫ પાલી વ્યાકરણ ઉપર તેજ ધર્માચાર્યના રચેલાં કાવ્યો.

૬ કેટલાંક બીજાં પાલી સૂત્રો.

(૪)

## અલૌકિક શિશુ ગાયક મદનમોહન.

મદનમોહન ચેટરજી નામનો અદ્ભુત બાળક કલકત્તાની આમહર્સ્ટ સ્ટ્રીટમાં રહેનાર બાબુ વસન્તકુમાર ચેટરજીનો પુત્ર છે. વસન્ત બાબુને સંગીત વિદ્યાપર અત્યંત પ્રેમ છે. પોતે હારમોનિયમ અચ્છી રીતે બજાવી જાણે છે એક દિવસની વાત સાંભળો. મદનમોહન તે

---

* બુદ્ધ ધર્મના પવિત્ર આપ્તવાક્ય ગણાતા ગ્રન્થો.

વખતે માત્ર બે વર્ષ અને નવ માસનો હતો. વસન્ત બાબુએ જોયું કે પોતાનો પોણાત્રણ વર્ષનો મદન મોટી મજાહમાં ગાન કરી રહ્યો છે! આવશ્યકતા પ્રમાણે કોઇવાર એ પોતાના અવાજને ધીમો કરી દે છે અને કોઇવાર અતિ ઉચ્ચ સ્વર પણ કાઢે છે! વસન્ત બાબુને આ જોઇને ભારે આશ્ચર્ય થયું. તેની પરીક્ષા કરવાને પોતે હાર્મોનીયમ બજાવવા માંડયું અને મદને તે હાર્મોનિયમના તાલ સ્વરને યથાનિયમ અનુસરીને બરાબર ગાયું! વસન્ત બાબુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઈ. સ. ૧૯૦૮ માં દેવીપૂજાનો ઉત્સવ બાબુ એચ. સી. રાય ચોધરીના મકાનપર થયો હતો. તે વખતે મદન ત્રણ વર્ષ અને બે માસનો હતો. પિતાની સાથે મદન પણ એ ઉત્સવમાં ગયો હતો. ઉત્સવમાં, મદને એવાં તો મધુર ગાયનો ગાયાં કે જેની બરાબરી અચ્છા ગાયકો વિના બીજાઓ કરી શકે નહિ! ૧૯૦૯ ના ઑગસ્ટ માસમાં અલીપુરના જોઇન્ટ મેજીસ્ટ્રેટ મી. ડી. એલ. રાયના મકાનપર મદને ગાયનો ગાયાં હતાં. તે વખતે તેની ઉમર ચાર વર્ષની હતી. સેંકડો શ્રોતાઓને તે વખતે મદને પોતાના તાલ—સ્વર વિશુદ્ધ ગાયનથી આનંદમાં ગરક કરી દીધા હતા! દસ-પંદર વર્ષ સુધી અભ્યાસ કરનારા ગાયકો જે કામ કરી શકે તે કામ મદને માત્ર પોતાની ૪ વર્ષની વયે કરી બતાવ્યું! ૧૯૧૦ ના સપ્ટેમ્બર માસમાં મદનની પાંચમી વર્ષગાંઠ હતી. તે વખતે તેના પિતાએ એક ઉત્સવ કર્યો હતો. કલકત્તાના મોટા મોટા શાહુકારો અને અધિકારીઓ તે વખતે વસન્ત બાબુને ત્યાં આવ્યા હતા. સર ગુરૂદાસ બેનરજીને પ્રણામ કરીને મદને તેમને માળા પહેરાવી એટલે તેમણે આશીર્વાદ આપ્યો કે: "જેવી રીતે તું આ સજ્જનનોને પ્રસન્ન કરી રહ્યો છે, તેવી રીતે પરમેશ્વર તને પ્રસન્ન કરો!" આ વખતે મદનની તબીઅત

સારી નહોતી, તો પણ તેણે થોડાં એક ગાયનો ગાઇ સંભળાવ્યાં તે સાંભળીને લોકો આનંદ નિમગ્ન બની ગયા. તેના નાના નાના હાથ ગાયનના તાલ સ્વરની સાથે ઉંચા નીચા થતા અને તે સાથે તેનો કંઠ વાદ્યમાં મિશ્રિત થતો ત્યારે સૌ કોઇના મુખમાં આનંદનું સ્મિત દૃષ્ટિગોચર થતું. યુરોપ અને અમેરિકા સુધી મદનની પ્રશંસા થઇ ચૂકી છે! અને તેની ગાનવિદ્યાને માટે તેને કેટલાક ચાંદો મળેલા છે.

આ બાળકો વર્તમાનકાળમાં વિદ્યમાન છે. પુનર્જન્મ નહિ માનનારને આપણે પૂછીશું કે આ બાળકોમાં આટલું બધું જ્ઞાન ક્યાંથી આવ્યું? આ બાળકો આટલો બધો અનુભવ લેવા ક્યાં ગયા હતા? આવા બાળકો જણાવે છે કે તેઓ ભૂતકાળના જ્ઞાન સાથે જન્મેલા છે. પૂર્વભવોના જ્ઞાનના સંસ્કાર સાથે તેઓ અવતરેલા છે. વંશપરંપરાનો નિયમ પુનર્જન્મના નિયમના ટેકા રૂપ થાય છે. જે કુટુંબમાં તે શક્તિઓ પ્રકટ થઇ શકે તેવું શરીર મળે ત્યાં તે બાળકનો જન્મ થાય છે.

આ સમયે અમુક પ્રખ્યાત લેખકોનાં લખાણો પરથી પૂર્વભવમાં તે ક્યા દેશમાં કેવી ભાવનાવાળા પ્રદેશમાં જન્મ્યા હશે, તેનો ખુલાસો મળી શકે છે. કીટસ નામનો પ્રખ્યાત અંગ્રેજ કવિ તેની ભાવનાઓમાં તદ્દન ગ્રીક જેવો લાગતો હતો. તે ડોક્ટરનો કમ્પાઉન્ડર હતો અને વૈદ્યક વિદ્યાર્થી હતો. તે સ્હેજ લેટીન જાણતો હતો અને ગ્રીક તો તે કરતાં પણ ઓછું જાણતો હતો. છતાં તે એક ખ્રીસ્તી કવિ તરીકે ગાતો નથી. પણ એક ગ્રીક ભરવાડની ભાવનાથી કાવ્યો કરે છે, ત્યારે આપણને આશ્ચર્ગ થાય છે. આ આશ્ચર્યનો ખુલાસો એજ આપી શકાય કે તે ભૂતકાળમાં ગ્રીક કવિ હતો. અને જ્યાં

તે ગ્રીક ભાવના યાદ કરે છે ત્યાં તે પોતાના પૂર્વભવોના અનુભવો પ્રકટ કરતો જાય છે.

પ્રસિદ્ધ ઇમર્સનના લેખો વાંચતા એ સ્પષ્ટ જણાય છે કે પ્લેટો જેટલી તેની ઉંચે ઉડવાની શકિત કે નવોત્પાદક શક્તિ નથી, છતાં તે ભૂતકાળમાં પ્લેટોનો એકાદ શિષ્ય હોવો જોઇએ. તે ખ્રીસ્તી ધર્મગુરૂ થાય છે, પણ એક ખ્રીસ્તી પાદરી તરીકે ઉપદેશ આપી શકતો નથી, અને પોતાને વાસ્તે પોતાની ભાવના પ્રમાણે ઉપદેશ આપવાનો નવો માર્ગ શોધી કાઢે છે. કાન્ત, ફીચ, અને હેગલનાં લેખો વાંચતાં કોઇ એકદમ કહી શકે કે તેઓ ભૂતકાળના વેદાંતી તત્ત્વવેત્તાઓ હોવા જોઇએ. તેજ રીતે શોપનહોરના લખાણો ઉપરથી તે બૌધતત્ત્વજ્ઞાની હોવાનો પુરાવો મળે છે. આવા ઘણા દાખલા ટાંકી શકાય, અને વિચાર કરનારને જડી આવ્યા વિના રહે નહિ.

આ સિવાય પુનર્જન્મના સંબંધમાં બીજો પણ એક સબળ પુરાવો છે. કેટલાક મનુષ્યોને અમુક વસ્તુઓ અથવા પરિસ્થિતિના સંબંધમાં અમુક લાગણી પેદા થાય છે. આ ભવમાં એવી લાગણી થાય તેવું કાંઇ પણ કારણ બન્યું હોતું નથી. દાખલા તરીકે મારા એક મિત્રને અગ્નિનો ભય બહુ જ લાગે છે. તે ઘર ભાડે લેતાં પૂર્વે જોશે કે તે ઘરને આગ લાગે તો ત્યાંથી નાશી જવાય તેવો રસ્તો છે કે કેમ ? જો તેને ખાતરી થાય કે નાશી છૂટવાનો માર્ગ અથવા નીસરણી છે તોજ તે ઘર ભાડે લે. પૂર્વજન્મમાં તે અગ્નિથી બળી ગયેલો હોવો જોઇએ જેથી તેની દૃઢ છાપ આ ભવમાં પણ ચાલી આવેલી છે.

એક બીજી વ્યક્તિનો દાખલો લઇએ. તે જ્યારે કોઈને

ભીંતમાં જીવતો ને જીવતો ચણી લીધાનો વૃત્તાંત વાંચે છે,અથવા તો ગુફામાં કોઈ ગયો હોય અને બહારથી કોઇએ શિલાથી દ્વાર બંધ કરી નાખ્યું હોય અને તે માંહે ગુંગળાઇને મરી ગયો હોય એવું કાંઈ પણ વાંચવામાં અથવા સાંભળવામાં આવે તો તે વ્યક્તિ થરથરે છે. આનું કારણ પણ તે વ્યક્તિનો એવા પ્રકારનો પૂર્વજન્મનો અનુભવ હોવો જોઇએ; કારણ કે આ ભવમાં તેવો બનાવ તેના પોતાના કે તેના સંબંધીઓના સંબંધમાં બન્યો નથી કે તેથી તેને થરથરવાનું કારણ હોય.

આવીજ રીતે કેટલાક બહાદુર પુરૂષોને સર્પનું નામ સાંભળતાં કમકમાટી થાય છે.

આ બધા પુરાવા પુનર્જન્મના નિયમને સમર્થન કરે છે.

આપણને—મનુષ્ય જાતિના મોટા ભાગને—પૂર્વભવના બનાવો સ્મરણમાં આવતા નથી. એમાં પણ ઇશ્વરનું અનંત ડહાપણ રહેલું છે. જ્યાં સૂધી ભૂતકાળ જોવાથી રાગદ્વેષની અસર ન થાય એવી સ્થિતિએ ન પહોંચાય ત્યાં સુધી તે સ્મરણનો અભાવ જ હિતકારી છે. દાખલા તરીકે એક વ્યક્તિ આપણો પૂર્વભવનો વૈરી છે, તે આ ભવમાં આપણા વડિલ બંધુ તરીકે જન્મે છે; સ્વાભાવિક રીતે આપણા તે વડિલ બંધુ ઉપર કાંઇ સ્હેજ કારણ મળતાં આપણી અરૂચિ થવા પામે છે, પણ આપણો મોટો ભાઈ છે તે વિચારથી આપણે તેના પર પ્રેમ રાખીએ છીએ, અને તે પ્રેમના પ્રભાવથી તેના દ્વેષને પ્રેમ રૂપમાં ફેરવી શકીએ. તે પણ સમય જતાં આપણા પર પ્રેમ રાખતાં શીખે છે. હવે જો આપણને પૂર્વભવનું જ્ઞાન હોત, અને આપણે તેને આપણા શત્રુ તરીકે જાણ્યો હોત તો આપણે તેના પર

પ્રેમ રાખી શકત નહિ, જ્યાં સુધી આપણામાંથી દ્વેષ નાશ ન થાય ત્યાં આ બાબતનું અજ્ઞાન જ શ્રેયકારી છે.

બીજો એક દાખલો લઇએ. એક મનુષ્યે પૂર્વભવમાં આપઘાત કર્યો છે. તે મરણ પામે છે, તે પોતાના આ કૃત્ય વાસ્તે મરણોત્તર સ્થિતિમાં કેટલુંક દુઃખ સહન કરે છે, ફરીથી એવું કાર્ય નહિ કરવાના નિશ્ચયપર આવે છે અને દુનિયામાં પુનઃજન્મ લે છે. અહીં તે વાત તે ભૂલી ગયો છે. જીવનમાં જ્યાં ઘણી વિપત્તિઓ આવે છે, પ્રતિકૂળ પ્રસંગો તેનાપર આવી પડે છે, ત્યાં તે સામે થાય છે; પૂર્વભવના વલણને લીધે તે આપઘાત કરવા પણ કોઇકવાર દોરાય છે, છતાં તે આપઘાતના પરિણામરૂપે મરણોત્તર સ્થિતિમાં થયેલા કડવા અનુભવનો સંસ્કાર તેને તેમ કરતાં વારે છે. આ વખતે જો તેને પૂર્વભવ યાદ હોત તો નક્કી તે આપઘાત કરત. ગયા ભવમાં પ્રતિકૂળ પ્રસંગોમાં જે કામ તેણે કર્યું તેવું જ તે આ ભવમાં પણ કરી બેસે; માટે તે બાબતના સ્મરણનો અભાવ જ જીવાત્માની બાલ્યાવસ્થામાં હિતકર છે.

આ ઉપરાંત બીજું પણ એક મહત્ત્વનું કારણ છે. એક જીવ બીજા જીવ સાથે અનેક પ્રકારના પ્રેમના સંબંધ બાંધવા માંગે છે. એનો એ જ જીવ કોઇક વખતે પુત્ર, કોઇક વખતે પિતા, કોઇક વખતે માતા, કોઇક વખતે પત્ની, કોઇ વખતે પતિ અને કોઇક વખતે ભાઇ અને કોઇક વખતે બ્હેન તરીકે આવે છે. હવે જો કોઇ જીવાત્માને એવું જ્ઞાન થાય કે હાલનો મારો પુત્ર એ મારા પૂર્વભવનો પિતા હતો, તો પછી પુત્ર પ્રત્યે જેવો પ્રેમ રાખવો ઘટે એવો તે રાખી શકે નહિ; વળી કોઇને એમ જણાય કે હાલની તેની સ્ત્રી

એ તેના પૂર્વભવની માતા હતી, તો પોતાની પત્ની તરફ પત્નીને ઉચિત ફરજો બજાવી શકે નહિ, માટે બધી જાતના પ્રેમ સંબંધો ખીલે, અને જીવાત્માનો દરેક પ્રકારે વિકાસ થાય, માટે પૂર્વભવના સંબંધોનું અજ્ઞાન અહિતકારી ગણાય નહિ.

આ અને બીજાં પણ કેટલાંક કારણોસર પૂર્વભવનું સ્મરણ ન થાય તો આપણી વર્તમાન દશામાં કાંઇ ખેદ પામવા જેવું નથી.

છતાં પણ કેટલાક જીવો એમ કહેવા નીકળશે કે તમે તો પૂર્વભવ સ્મરણનો કાંઇ રસ્તો બતાવ્યો નહિ, અને તે ન જાણવામાં લાભ છે, એક કહી અટકી ગયા. એવા વાચકો વાસ્તે નીચેના બે માર્ગ જણાવવામાં આવે છે.

પ્રથમ માર્ગ બુદ્ધધર્મે જણાવેલા છે, અને તે નીચે પ્રમાણે છે.

આજે સાંજે તમારા આજના દિવસના કાર્યનું અવલોકન કરો, —આત્મનિરીક્ષણ કરો. પણ તે સવારથી માંડી સાંજ સુધી તમે શું કામ કર્યું, તેવી રીતે નહિ, પણ સાંજથી માંડી સવાર સુધી કાળક્રમમાં પાછા જાઓ. તમે આ રીતે વિચાર કરો; "અત્યારે હું શું કરૂં છું? તે પહેલાં હું ક્યાં હતો? ત્યાં હું શું કરતો હતો? તે પહેલાં હું ક્યાં હતો? તે વખતે મારા મનમાં ક્યા વિચારો આવ્યા હતા, કેવી લાગણીઓ થઇ હતી? તે અગાઉ મેં શું કર્યું?" એ વિચારમાં ને વિચારમાં તમે પ્રાતઃકાળ સુધી ચાલ્યા જાઓ. આવતી કાલે સાંજે આવતી કાલના દિવસનો તેમજ આજનો એમ બે દિવસનો વિચાર કરો. પરમદિવસે છેલ્લા ત્રણ દિવસનો કાર્યક્રમ વિચારી જુઓ. આવી રીતે ભૂતકાળમાં જવાની ટેવ પાડો, એટલે ગયા વર્ષનો ઇતિહાસ તમને યાદ આવશે, તેમજ તમને તમારી યુવાવસ્થા યાદ આવશે.

વળી તેની પાછળ જવાનો વિચાર કરતાં—મનને તેપર એકાગ્ર કરતાં તમે બાલ્યાવસ્થા સંભારી શકશો. તમારાં ત્રણ ચાર વર્ષની વયનાં કાર્યોનું કાંઇક સ્મરણ થશે. ખંતથી મંડયા રહો, એટલે છેક બાલ દશાનું તમને ભાન થશે. આ ઉપર ઘણો લાંબો સમય ધ્યાન કરશો તો આ જન્મ અને પૂર્વજન્મ વચ્ચેનો પડદો અદશ્ય થવા માંડશે અને તમને પુર્વજન્મના કાંઇક ઝાંખા આભાસો નજરે પડશે. આમાં ખંતની અને અડગ ઉત્સાહની જરૂર છે. થોડો વિજય મળતાં તમને વિશેષ શ્રદ્ધા થશે, અને પછી કામ ઘણું સુગમ થશે.

આ સિવાય બીજો એક વિશેષ ઉત્તમ માર્ગ છે. આપણે હજુ સુધી આત્મિક જીવન ગાળવાને શીખ્યા નથી; આપણે ભૂલથી આપણી જાતને શરીર, વાસના અને મન રૂપ માનીએ છીએ; આપણે વસ્તુતઃ અમર આત્મા છીએ; મરણથી આપણામાં કાંઇ ન્યૂનતા આવતી નથી. આત્મા સમયની પેલીપાર છે; તે કદાપિ બાળક બનતો નથી, યુવક થતો નથી; વૃદ્ધ થતો નથી કે મરતો નથી. આત્મા તો પુરૂષ નથી તેમજ સ્ત્રી પણ નથી. તે જીવ કેટલીકવાર અમુક અનુભવો મેળવવાને સ્ત્રી શરીર ધારણ કરે છે. ત્રણ ચાર ભવ પુરૂષના લીધા પછી, તે જીવ ત્રણ ચાર ભવ સ્ત્રીના લે છે, આમ ચાલ્યાં કરે છે. વળી જીવાત્મા તે બૌદ્ધ નથી, હિંદુ નથી, જૈન નથી, મુસલમાન નથી, પારસી નથી, ખ્રીસ્તી નથી, વળી તે હિંદીવાન નથી, કે ચીનો નથી કે અંગ્રેજ નથી કે ફ્રેન્ચ નથી; જો કે તેનું શરીર અમુક વખતને વાસ્તે અમુક દેશમાં જન્મ્યું હોય, છતાં તે કોઇ પણ દેશનો નથી. તે કોઇપણ વર્ણનો નથી. તે બ્રાહ્મણ નથી કે ક્ષુદ્ર નથી, તે તાલેવર નથી કે ગરીબ નથી. આવો આત્મા જે કાળ, જાતિ, વર્ણ દેશ, ધર્મની પેલીપાર છે, તે અમુક અનુભવ મેળવવાને પોતાના

અમુક અંશને દુનિયામાં મોકલે છે તે વખતે તે નવાં શરીરો ધારણ કરે છે. હવે આ શરીરો, જે નવાં છે તેને પૂર્વભવમાં તે તે શરીરોએ મેળવેલા અનુભવોનું અને સંસ્કારોનું જ્ઞાન ક્યાંથી હોઇ શકે ? એક પેઢીનો માલીક પોતાના જુના નોકરોને કાઢી મૂકી, નવેસરથી પેઢી ચલાવે અને નવા નોકરો રાખે, તો તે નવા નોકરો જુની પેઢીના ઘરાકોને ક્યાંથી ઓળખે ? ફક્ત માલીકજ જુના ગ્રાહકોને ઓળખી શકે, કારણકે તેમની સાથે તેણે લેવડદેવડ કરી હતી. તેજ રીતે આપણું આ સ્થૂલ શરીર, વાસના શરીર કે વિચારનું શરીર નવાં હોવાથી ભૂતકાળના સંયોગોને ક્યાંથી યાદ કરી શકે ? પણ જીવાત્મા તો જુનો છે. તે તો સદા અમર છે, તે સર્વ કાંઇ જાણે છે. હવે તે જીવાત્મા જો આ સ્થૂલ મગજમાં પોતાનો અનુભવ મોકલવા માગે તો આપણને પૂર્વભવનું સ્મરણ થાય. ત્યારે તે જીવાત્મા આ બાબતમાં રસ લેતો થાય માટે શું કરવું ?

પૂર્વભવનું સ્મરણ થાય, તે માટે તે વ્યક્તિનું મગજ એવું દર્પણ સમાન બનાવવું જોઇએ કે જેમાં આત્માનાં સ્મરણોનું પ્રતિબિમ્બ પડે. પણ મગજને આવું દર્પણ તુલ્ય બનાવવાને દર્પણ ઉપરથી મલીનતા દૂર થવી જોઇએ, અર્થાત દરેક પ્રકારના ભૂલ ભરેલા તથા માની લીધેલા વિચારો પ્રથમ દૂર થવા જોઇએ. સમયના, સ્થાનના, જાતિના, ધર્મના, વર્ણના અને જ્ઞાતિના ભેદોની પેલીપારનું જીવન દરરોજના વ્યવહારમાં ઉતારતાં શીખવું જોઇએ. આ સંબંધમાં ભગવદ્ગીતાનુ વચન યાદ રાખવું જોઇએ કે,

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि च श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

વિદ્યા વિનયયુક્ત બ્રાહ્મણ તરફ, ગાય તરફ, હાથી તરફ, કુતરા તરફ અને ચાંડાળ તરફ જે સરખી દૃષ્ટિથી જુએ છે તેઓજ જ્ઞાની છે. એક તરફ બ્રાહ્મણ અને બીજી તરફ ચાંડાળ, એક તરફ પવિત્ર ગણાતી ગાય તથા બીજી તરફ અપવિત્ર ગણાતો કુતરો આ બધામાં સમદૃષ્ટિથી જોવું. હવે જો આપણે તેમના શરીર તરફ દૃષ્ટિ કરીએ તો ત્યાં તો સમાનતા જોવામાં આવશે નહિ, કારણકે એકનું શરીર પવિત્ર પરમાણુઓનું બનેલું, ત્યારે બીજાનું શરીર હલકા પ્રકારના પરમાણુઓનું બનેલું હશે. વાસનાઓમાં પણ તેટલોજ ભેદ માલમ પડશે, અને વિચારોના ભેદની તો વાતજ શી? ત્યારે સરખાપણું ક્યાં રહ્યું? સરખાપણું આત્મામાં છે. આ ત્રણે શરીરોની પાછળ રહેલું આત્મતત્ત્વ બધામાં સમાન છે. એ આત્મતત્ત્વ જોતાં શીખવું તેનું નામજ ખરૂં આત્મિક જીવન છે. જ્યારે તમે કોઈ વ્યક્તિને જુઓ, ત્યારે પ્રથમ તે આત્મા છે, એમ ગણો, અને પછી તે બ્રાહ્મણ છે કે વૈશ્ય છે તે તપાસજો. પ્રથમ તેને આત્મારૂપ ગણો, અને પછી તે પુરૂષ છે કે સ્ત્રી છે તે જાણજો. તે હિંદુ છે કે મુસલમાન છે, તે જૈન છે કે બૌધ છે, તે યાહુદી છે કે ખ્રીસ્તી છે તે જોયા પહેલાં પ્રથમ તેને આત્મારૂપ ગણજો. આ કામ પ્રથમ ઘણું કઠિન લાગશે; કારણકે દેખીતા ભેદભાવની પાછળ રહેલી એકતા જોવાનો આ પ્રયત્ન છે. પણ આ રીતે જે ખરા ભાવથી સતત પ્રયત્ન કરે છે, અને તે ભાવનાને અનુકૂળ જીવન ગાળે છે,તેનો આત્મા તેના જાગ્રત્ વ્યાપારમાં રસ લેતો થાય છે, અને આત્મા જે બધું જાણે છે, તેના અનુભવો ધીમે ધીમે સ્થૂલ મગજમાં ઉતરવા લાગે છે. પણ આ માટે મનમાંથી બધી જાતની ભ્રાન્તિઓ દૂર થવી જોઇએ. આવા જ્ઞાનનો કોઇને

ખાસ અધિકાર નથી. દરેક દેશમાં, દરેક કાળમાં હરકોઇ પુરૂષ યા સ્ત્રી આ પૂર્વભવનું સ્મરણ કરી શકે, પણ તેને વાસ્તે ઉપર જણાવેલી કીંમત આપવાને તેણે તત્પર થવું જોઇએ. જે મનુષ્ય નાત, જાત, રૂપ, રંગ, ધર્મ અને પુરૂષ યા સ્ત્રી, એ ભેદ રાખ્યા સિવાય સર્વનો એક સરખી રીતે બંધુ બની શકે છે, તેજ વ્યક્તિ આ કામમાં છેવટે સફળતા મેળવી શકે છે.

# થિઑસૉફી અને કેળવણી.*

થીઑસૉફી અને કેળવણીનો શો સંબંધ છે, એ વિષય કરતાં વધારે અગત્યનો વિષય બીજો કોઇ હોઇ શકે નહિ. હું અત્યારે તે સવાલની સવિસ્તર ચર્ચા કરવા માગતો નથી, પણ હું તમને અમુક વિચારશ્રેણીઓ સૂચવવા માગું છું કે જે મારા અનુભવપરથી કહી શકું છું કે થોડો ઘણો અંશે અમલમાં મૂકાય તેવી છે; કાશીની સેંટ્રલ હિંદુ કોલેજમાં અને બીજે સ્થળે જે સિદ્ધાંતોને અમે થોડે ઘણે અંશે અમલમાં મૂકવા શક્તિમાન થયા હતા તે સિદ્ધાંતો સંબંધી હું તમને જણાવવા ઇચ્છું છું, શિક્ષકો તેમજ જેઓ કેળવણીના વિષયમાં રસ લે છે તેઓને જો આ સૂચનાઓ લાભકારક લાગશે તો તેને કેમ અમલમાં મૂકવી તેના રસ્તાઓ તેઓ જરૂર શોધી કાઢશે. દુનિયામાં ખરી કેળવણી હમણાંજ શરૂ થાય છે; અત્યાર સુધી આપણે તે બાબતમાં રમતા હતા. કેળવણીની બાબતમાં હિંદુસ્થાન

* મી. જી. એસ. એરંડેલના Some Thoughts on Education. નામના લેખનો અનુવાદ.

સૌથી પછાત દેશ છે. કેળવણીની બાબતમાં બધા દેશો તરફ નજર ફરીએ તો આપણને જણાશે કે ઇંગ્લાંડ, જર્મની, અમેરિકા, ડેનમાર્ક, સ્વીટ્ઝર્લાંડ, આ બધા દેશ હિંદુસ્થાન કરતાં વધારે આગળ વધેલા છે. આજથી સોએક વર્ષ ઉપર એવો કાયદો રચવામાં આવ્યો હતો કે દરેક રાજ્યની ફરજ એ છે કે તેની પ્રજાને મફત અને ફરજીયાત કેળવણી આપવી; કારણ કે તે દરેક કોમની ઉન્નતિ અને હિતને અર્થે આવશ્યક છે. અને તે છતાં હિંદુસ્થાનમાં મફત અને ફરજીયાત કેળવણી સંભવી શકે કે કેમ એ બાબત વિચાર ચાલે છે એ સાંભળી આશ્ચર્ય થાય છે! એ ખરી વાત છે કે જે દેશોમાં આ પ્રમાણે મફત અને ફરજીયાત કેળવણી થઇ છે, તે દેશો કરતાં હિંદુસ્થાન ઘણો ગરીબ દેશ છે; પણ સેંકડો વર્ષના અનુભવપરથી આ પ્રશ્નનું કેમ નિરાકરણ કરવું એ શોધી કાઢવું જોઇતું હતું. હજુસુધી આ પ્રશ્નનો નીકાલ નથી આવ્યો તે પણ એક રીતે ઠીક છે, કારણકે આ બાબતમાં થીઑસૉફીકલ સોસાઇટી આપણને ઘણું શીખવી શકે એમ છે, જેથી દેશને લાભ થાય અને જેવા પ્રકારના શહેરીઓ આપણે બનાવવા માગતા હોઈએ તેવા શહેરીઓ જેથી બની શકે તેવી કેળવણીની પદ્ધતિ જો દેશમાં દાખલ કરવા માગતા હોઇએ તો થીઑસૉફી પાસેથી આ બાબતમાં આપણે પ્રેરણા લેવી જોઇએ. હિંદુસ્થાન તેમજ બીજા કોઈ પણ દેશને માટે થીઑસૉફી જેવો ખરા શહેરી બનાવવાનો ઉત્તમ રસ્તો કોઇ બતાવી શકશે નહિ.

'થીઑસૉફીસ્ટ' માસિકમાં સને ૧૯૧૬ ના એક અંકમાં મીસીસ બેસન્ટે કેળવણીના વિષયમાં વધારે ઉત્સાહથી ભાગ લેવાની

જરૂર સંબંધમાં ઘણુા આગ્રહથી લખ્યું હતું. ત્યારે થીઑસૉફીના દૃષ્ટિબિન્દુથી કેળવણીના ક્યા સિદ્ધાંતો છે ? ગ્રીકલોકોની કેળવણીની ભાવનાઓ અને પદ્ધતિઓનો અભ્યાસ કરતાં આપણે તેની સાથે મળતા થઇએ છીએ; અને તે સિદ્ધાંતોનું મહત્ત્વ સમજતાં એમ લાગે છે કે તે સિદ્ધાંતોમાં હાલના સંયોગોને અનુકૂળ ફેરફાર કરવામાં આવે, અને તેમને હાલની દનિયામાં દાખલ કરવામાં આવે તો દુનિયાની સ્થિતિ વધારે સારી થયા વિના રહે નહિ. પ્લેટોનો મત એવો હતો કે કેળવણી આખી જીંદગી સુધી ચાલે છે. તેનો અર્થ એ થાય છે કે બાળકની કેળવણી હોય કે, યુવકની કેળવણી હોય કે પુખ્ત ઉમરના મનુષ્યની કેળવણી હોય કે વૃદ્ધની કેળવણી હોય પણ સઘળો સમય કેળવણીનું કામ ચાલ્યાં કરે છે. કેળવણીનું ક્ષેત્ર આટલું વિશાળ છે, અને તેની વિશાળ સત્તામાંથી કોઇ મુક્ત થઇ શકે નહિ. કેળવણી આખી જીંદગી સુધી ચાલે છે; કારણ કે જીવનજ કેળવણી રૂપ છે. કારણકે અંદર રહેલા અપ્રકટ દૈવી સ્વરૂપને સંપૂર્ણ રીતે અને સર્વ રીતે ભાનપૂર્વક પ્રકટ કરવાનોજ જીવનનો ઉદ્દેશ છે. આ પ્રમાણે કેળવણીનું ક્ષેત્ર વિશાળ બનતું જાય છે, અને આ સંબંધમાં થીઑસૉફીને શું કહેવાનું છે તે જાણવું તે અતિ અગત્યનું છે. થીઑસૉફી ખાસ કરીને ક્યા વિચારો જણાવે છે ? ઉપર ઉપરથી કહીએ તો આપણે જાણી શકીએ છીએ કે ચૈતન્યના પ્રકૃતિમાં ઉતરવાથી આ વિશ્વ હયાતીમાં આવ્યું છે, અને મનુષ્યજાતિ વિકાસ પામી છે. દિવ્યસ્ફુલિંગ વખતો વખત વધારે ને વધારે સ્થૂલ પ્રકૃતિમાં ઉંડો ઉતરતો જાય છે, અને છેવટે આપણે હાલની સ્થિતિએ આવી પહોંચીએ છીએ કે જ્યાં આપણે સૌથી સ્થુળ પ્રકૃતિના બનેલા સ્થૂળ શરીરમાં રહીએ છીએ. જેમ

આપણે નીચે ઉતરીએ છીએ તેમ સંકોચ થતો જાય છે. ચૈતન્ય વધારે ને વધારે એકાગ્ર બનતું જાય છે, અને છેવટે તે ચૈતન્ય એક નાના બિન્દુ ઉપર સ્થિર થાય છે, જે બિન્દુને આપણે સ્થૂળ શરીરના નામથી ઓળખીએ છીએ.

કેટલાંક થીઑસૉફીને લગતાં પુસ્તકોમાં સ્થૂળ શરીરને સૌથી નાનું કલ્પવામાં આવ્યું છે; વાસના શરીર તેના કરતાં વધારે મોટું છે; માનસિક શરીર વાસના શરીર કરતાં મોટું છે, અને કારણ શરીર અને બુદ્ધિ શરીર તેથી પણ વધારે મોટાં છે. સ્થૂળ શરીર આપણાં બધાં શરીરોમાં સૌથી નાનું છે, અને આપણું જાગ્રત્ ભાન ત્યાંજ મોટે ભાગે કામ કરે છે, અને આ સૌથી નાના શરીરમાં રહેલું ચૈતન્ય ધીમે ધીમે ખીલવા માંડે છે, પ્રબળ થવા માંડે છે, વિકસવા માંડે છે અને ધીમે ધીમે વાસના શરીર, માનસિક શરીર વગેરે શરીરોમાં પ્રવેશ કરી કામ કરવા લાગે છે. સામાન્ય રીતે ઉન્નતિનો ક્રમ ઉપર પ્રમાણે છે—પ્રથમ પ્રકૃતિમાં ચૈતન્ય દાખલ થાય છે, અને પછી ચૈતન્ય પ્રકૃતિ ઉપર કાબુ મેળવતું આગળ વધે છે. પ્રકૃતિમાં દાખલ થવું તેનું નામ સંકોચ, અને ચૈતન્ય તરફ આગળ વધવું તેનું નામ વિકાસ છે.

તમે જે નાનાં બાળકોની કેળવણી સંબંધી વિચાર કરો છો, તે બાળકોને જુદા જુદા જીવાત્માઓ, જુદી જુદી વ્યક્તિઓ તરીકે કલ્પો. તેઓ પોતાના વિકાસદ્વારા પોતાની ઉન્નતિ કરવાનો આરંભ કરતા જીવાત્માઓ છે. તમે બાળકમાં તે જ્યારે મોટું થાય ત્યારે જે જોઇ શકો તેના કરતાં કાંઇક ઓછું જુઓ છો. તમે જોઇ શકો તેના કરતાં પણ વધારે શક્તિ તેની પાછળ રહેલી છે. હાલ જો કે તેનામાં પ્રકટ થઇ નથી, છતાં ભવિષ્યમાં પ્રકટ થઇ શકે એવી ઘણી

શક્તિ તેનામાં ગુપ્ત રહેલી છે. પોતે અમુક વ્યક્તિ છે, અને પોતાનું ખાસ જુદું ભાન છે, તેનો તેને ખ્યાલ આવતો જાય છે. અત્યારે તો તેને પોતાના વ્યક્તિત્વનુંજ ભાન થતું હશે, પણ પોતાનું ખરૂં સ્વરૂપ શું છે, તેનું ભાન તો તેને અનેક જન્મના અંતે થશે. તે ઉન્નતિક્રમમાં કઇ સ્થિતિએ પહોંચેલો છે, તેનાપર આ બાબતનો આધાર છે, પણ વ્હેલો કે મોડો તે પોતાનું વ્યક્તિત્વ સમજે છે, અને ત્યારથી તે આગળ વધવા માંડે છે; અને પછી તે પોતાને કુટુંબરૂપ, કોમરૂપ અથવા જાતિરૂપ ગણવા માંડે છે. છેવટે આગળ વધતાં વધતાં વડીલ બંધુની સ્થિતિએ આવી પહોંચે છે. તે વડિલ બંધુઓમાં આખા વિશ્વનું ભાન આવી જાય છે. અને તેઓનું ભાન વ્યક્તિગત ભાનથી મર્યાદિત થયું નથી.

બાળક ગમે તેવી સ્થિતિમાં હોય, હજુ તેને પોતાનું વ્યક્તિત્વ-જાણવાનું હોય અથવા તો તે આગળ વધેલા જીવાત્માઓ જેમણે પોતાનું સ્વરૂપ જાણ્યું છે અને બીજાઓમાં તે સ્વરૂપ જોવાને પ્રયત્ન કર્યા કરે છે તેઓમાંનો એક હોય,—તોપણ એટલું તો ખુલ્લું છે કે તે વધે છે, વિકાસ પામે છે અને ધીમે ધીમે તેના ભાનમાં વિકાસ થતો જાય છે. આ બાબત ઉપર ભાર મૂકવાનું કારણ એ છે કે થીઑસૉફીના દૃષ્ટિ બિન્દુથી દરેક વખતે, દરેક કલાકે, અને દરરોજના જીવનમાં ચૈતન્યનો વિકાસ ચાલ્યા કરે છે, તે બાબતના સ્વીકાર ઉપર કેળવણીની પદ્ધતિનો આધાર છે.

થીઑસૉફીના સાહિત્યમાં જીવાત્માના વિકાસમાં ત્રણ વખત વિકાસના મોટાં પગથિયાં આવે છે. એકાએક લાગણીના મોટા આવેશથી—પછી તે લાગણી ધિક્કારની, પ્રેમની, વિચારની અથવા બીજા

કોઇ ભાવની હોય—જ્યારે કોઇ પશુ વ્યક્તિત્વ પ્રાપ્ત કરે છે, પશુ વર્ગની સ્થિતિ ઓળંગી જાય છે, અને મનુષ્ય બને છે, ત્યારે ચૈતન્યનો મહાન્ વિકાસ થાય છે. આ વિકાસનું પ્રથમ મોટું પગથિયું છે. પશુનું ચૈતન્ય એકાએક વિસ્તાર પામે છે, તે જુદી વ્યક્તિ બને છે, અને તે મનુષ્ય થાય છે. હવે તે મનુષ્યના ક્ષેત્રમાં દાખલ થયો છે. હવે આ પૃથ્વીપર મનુષ્ય વર્ગમાં જૂદા જૂદા અનુભવો લઇને અને તે અનુભવોને પોતાના ચારિત્રરૂપ બનાવીને તેને પોતાના ચૈતન્યનું વર્તુલ વધારે મોટું કરવાનું છે. આપણે સર્વે તે ચૈતન્યના વિકાસનું પ્રથમ પગથિયું પસાર કરી આગળ ગયા છીએ. અને આપણા ચૈતન્યના વધારે મોટા વર્તુલ સુધી પહોંચવાની સમીપના પગથિયા પર ઉભા છીએ. આપણે મનુષ્યક્ષેત્રના માલીક બન્યા છીએ. હવે તે આપણે ખેડવું જોઇએ. તેમાં અનુભવનાં બીજ વાવવાં જોઇએ, અને ચારિત્રરૂપ પાક લણવો જોઇએ. આપણે બધા આ પગથિયા પર ઉભા છીએ, એ વાત શિક્ષકે ધ્યાનમાં રાખવી જોઇએ. જ્યારે મારી આગળ ઉભેલા બાળક તરફ હું દૃષ્ટિ કરૂં છું, ત્યારે નીચેના પ્રશ્નો મારા મન આગળ ખડા થાય છે:—

"તે શું કરે છે? તે અહીં શા માટે આવ્યું છે? તે કેવી રીતે વિકાસ પામે છે? તે ક્યાંથી આવ્યું છે? મનુષ્યરૂપી ક્ષેત્ર ખેડવાને, અનુભવનાં બીજ વાવવાને અને જગત તેને જે આપે તે સ્થિતિનો બરાબર લાભ લેવાને આ બાળકે શું કરવું જોઇએ?" તેને આ સ્થૂળ ભુવન પર, વાસના ભુવન પર, અને માનસિક ભુવન પર પોતાનું ચારિત્ર બાંધવાનું છે. તેને તદ્દન નવા અને અજાણ્યા ભુવન પર કામ કરવાનું છે. વાસના—લાગણીના ભુવન પર આ

ખેડવાના કામનો આરંભ તો ક્યારનોએ થઇ ચૂક્યો છે. તેને હવે પોતાની લાગણીઓ કાબુમાં રાખતાં શીખવાનું છે જેથી તેમને બરાબર ઉપયોગમાં તે લઇ શકે; પણ માનસિક ભુવનના સંબંધમાં તો તેને પાર વગરનું કામ કરવાનું છે.

પ્રથમના પગથિયા પર ઉભા રહી આપણે કહેવું પડે છે કે "મારી દુનિયા;" નાનું બાળક પણ "મારી દુનિયા" એમજ ઉચ્ચારે છે. મોટી દીક્ષાઓમાંની પ્રથમ દીક્ષા એ બીજું પગથિયું છે. તે વખતે તે "મારી દુનિયા" એમ બોલતો નથી. ચૈતન્યના વિકાસના બીજા મોટા પગથિયા પર ઉભો રહી તે કહે છે કે "તેઓની દુનિયા". તમે જાણો છો કે મહાત્માઓએ કહ્યું છે કે "તમારી દુનિયામાંથી અમારી દુનિયામાં આવો." આ બે દુનિયાઓ ભિન્ન લાગે છે. એકતો તમે અને હું જેમાં વસીએ છીએ તે દુનિયા, અને બીજી તેઓની દુનિયા. દુનિયાના મનુષ્યોનો મોટો ભાગ "મારી દુનિયા" એમ કહે છે. ઘણા ખરા બાળકો "મારી દુનિયા" એમ કહી શકે એવી સ્થિતિએ આવેલાં છે. તેઓ યથાર્થ રીતે "મારી દુનિયા" કહી શકે એવી રીતે આપણે તેમને શીખવવાનું છે. વડિલ બંધુઓ (મહાત્માઓ) જે કહે છે તે સ્થિતિ આત્મભોગ, સેવા અને અનેકના કલ્યાણની સૂચક છે. જે દીક્ષિત પ્રથમ મહાદીક્ષાના દ્વારમાં પસાર થયો છે, તેને પરિવ્રાજક (ભટકનાર) કહેવામાં આવે છે. તે દુનિયામાં ભટકનારો છે, અને તે "તેઓની દુનિયા" એ શબ્દો ઉચ્ચારવાને પ્રયત્ન કરે છે. દુનિયામાં રહેવા છતાં તે દુનિયાનો નથી, કારણ કે નહિતો તેની મદદ એટલી અસરકારક થઇ શકે નહિ. તે ખરેખર ભટકનારો છે. તે જુની દુનિયાનો ત્યાગ કરી નવી દુનિ-

ગામાં ભમવા પ્રયત્ન કરી રહ્યો છે.

પછી ચૈતન્યના વિકાસનું ત્રીજું મોટું પગથિયું આવી પહોંચે છે. ત્યાં ઉભા રહીને આપણે "મારી દુનિયા" કે "તેઓની દુનિયા" એમ બોલતા નથી, પણ "આપણી દુનિયા" એમ બોલીએ છીએ. આ મહાત્માની—જીવન્મુક્તની દશા છે. પ્રારંભમાં પ્રથમ વિકાસ વખતે આપણે પશુવર્ગમાંથી પશુના પેલી પારની સ્થિતિ—મનુષ્ય સ્થિતિમાં આવ્યા. ત્રીજા વિકાસ વખતે આપણે મનુષ્યવર્ગમાંથી મનુષ્યાતીત વર્ગમાં જઇએ છીએ. અને તે વખતે આપણે કહીએ છીએ કે "આપણી દુનિયા". આ સ્થિતિમાં કેવળ બાહ્ય સૃષ્ટિ સાથેની એકતાનો જીવને અનુભવ થાય છે એટલુંજ નહિ પણ અદ્વૈતનો અનુભવ થાય છે, પોતાની અંદર સર્વને જુએ છે, અને તે અદ્વૈતમાં પોતાને જુએ છે, અને તે મહાન્ એકતત્ત્વને પોતામાં શોધી કાઢે છે. જે બાળકના શિક્ષણના સંબંધમાં આપણે વિચાર કરીએ છીએ તે ચૈતન્યના વિકાસના પ્રથમ પગથિયાને ઓળંગી ગયો છે, અને બીજાની સમીપ જતો જાય છે. થીઑસૉફીસ્ટ અને થીઑસૉફીના શિક્ષકે આ બાબત બરાબર સમજવી જોઇએ, કે જેથી કરીને તેઓ બાળકને જે જરૂરની છે તેવા પ્રકારની કેળવણી, અને જીવનના ખરા માર્ગ પર મદદ કરે તેવી આંતર શક્તિની ખીલવટ આપી શકે. આ કામ બાળક સમજી પણ શકતું નથી અને હાલના સમયમાં લોકો પણ આ બાબતમાં ઘણું થોડું જાણે છે. થીઓસોફીસ્ટ શિક્ષકો જે સમજે છે, તે બહારની દુનિયા સમજવાને અશક્ત છે, માટે આ કામ ઘણી સંભાળપૂર્વક અને લોકો એકદમ ગભરાઈ સામે ન થાય તેવી રીતે કરવાનું છે.

બાળકમાં રહેલો જીવાત્મા વિકાસના બીજા મોટા પગથીઆની સમીપ આવતો જાય છે, અને આ વિકાસના ક્રમમાં તેની બહારની દુનિયામાં ક્યાં તત્ત્વો કામ કરી રહ્યાં છે, તેથી તે વાકેફ થતો જાય છે. દુનિયામાં બનતી સઘળી બાબતોથી આપણે તેને જાણીતો કરવાનો છે. "તેઓની દુનિયા" માં તેની યાત્રાનો આરંભ થાય તે પૂર્વે તેણે આ દુનિયાને જાણવી જોઇએ, સમજવી જોઇએ અને આ દુનિયાનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આ ચૈતન્યના દરેક મહા વિકાસ પછી હમેશાં નવી દુનિયા ખુલ્લી થતી જાય છે, અને ઉચ્ચ દુનિયા તરફ મનુષ્ય જઈ શકે તે પૂર્વે આ દુનિયાને બરાબર રીતે તેણે જાણવી જોઇએ, તેનું સ્વરૂપ સમજવું જોઇએ અને તેની પેલીપાર જવાને લાયક થવું જોઇએ. આ સત્યોને ધ્યાનમાં લઇ આપણા જ્ઞાનમાં થીઑસૉફી શો વધારો કરી શકે? આપણે કેળવણીના જે સામાન્ય સિદ્ધાંતોથી પરિચિત છીએ તે ઉપર થીઑસૉફી શું અજવાળું નાખે છે? આ પ્રશ્નોના ઉત્તર વિચારીએ.

થીઑસૉફી કેળવણીની બાબતમાં ત્રણ સિદ્ધાંત પ્રતિપાદન કરે છે. પ્રથમ, જન્મની પૂર્વની સ્થિતિને લગતી કેળવણી; બીજી, જન્મ્યા પછીની કેળવણી; અને ત્રીજી મરણોત્તર કેળવણી. "ક્યાંથી", "કેવી રીતે" અને "કઇ દિશામાં" આ ત્રણ પ્રશ્નોના ઉત્તર ઉપરની ત્રણ પ્રકારની કેળવણી આપી શકે છે. બીજી રીતે જોઇએ તો "ક્યાંથી" તેને ભૂતકાળ જોડે સંબંધ છે, "કેવી રીતે" તેને વર્તમાન જોડે સંબંધ છે, અને "કઇ દિશામાં" તેને ભવિષ્યકાળ જોડે સંબંધ છે. જ્યાં સુધી શિક્ષક આ પ્રશ્નોનો જવાબ ન આપી શકે, ત્યાં સુધી તે શીખવવાને લાયક નથી, ખરેખર તે બાળકોને દોરવાને

લાયક નથી. જન્મની પૂર્વની સ્થિતિના સંબંધમાં સામાન્ય શિક્ષણ-શાસ્ત્રી જણાવે છે કે—

"માતાની સંભાળ લ્યો". ભવિષ્યમાં જન્મવાના બાળકોના સંબંધમાં માતાઓને કેળવણી આપનારી શાળાઓ સ્થાપવી જોઇએ, એટલે સુધી હાલનું શિક્ષણશાસ્ત્ર આગળ વધ્યું છે. પણ આપણે-થીઓસોફીસ્ટો તે બાળકના પોતાના સંબંધમાં વિશેષ જ્ઞાન મેળવવા ઇચ્છીએ છીએ. આપણે પૂછીએ છીએ કે, "તે બાળક ક્યાંથી આવ્યું?" ભવિષ્યમાં જન્મનાર બાળકને લઇ હાલનાં રાજ્યો માતા-ની સંભાળ લેતાં જાય છે, પણ થીઓસોફીસ્ટો તો તે બાળકના ભૂત-કાળમાં રસ લે છે. આ બાબતમાં થીઑસૉફી આપણને શી મદદ કરી શકે? જન્મ પૂર્વની સ્થિતિના સંબંધમાં થીઑસૉફી શો નવો પ્રકાશ નાખે છે?

કર્મ, પુનર્જન્મ અને મરણોત્તર સ્થિતિ, આ ત્રણ બાબતપર રચાયેલું શાસ્ત્ર થીઓસોફી આપણને પુરૂં પાડે છે. બાળક જગતમાં જન્મ્યું, તે પૂર્વે તેની સ્થિતિ હતી તે સંબંધમાં ઉપરના ત્રણ નિયમો ઘણું અજવાળું પાડે છે. પૂર્વે તે ઘણીવાર જન્મ્યો હતો, તે કર્મના નિયમને આધીન છે અને તે સ્વર્ગમાં જઇ આવ્યો છે. આ છેવટની બાબત ઘણી મહત્ત્વની છે; કારણ કે તેના જ્ઞાન વિના દરેક વ્યક્તિના વિકાસને સ્વર્ગમાંની તેની સ્થિતિ સાથે જે સંબંધ છે તેનો આપણે બરાબર લાભ લઇ શકીએ નહિ. બાળકોનો ખરો શિક્ષક નિરંતર સ્મરણમાં રાખે છે કે તે બાળકનો જીવાત્મા જન્મ પૂર્વે થોડા વખત માટે પણ સ્વર્ગનો અનુભવ કરતો હતો અને તે સ્થિતિનો અનુભવ પોતાની સાથે આ સ્થૂળ ભુવનમાં તે લાવ્યો છે; હજુ તે સંસ્કારરૂપે

છે, હજુ તે સ્મરણમાં ગુપ્ત રીતે રહ્યો છે. હાલની કેળવણીની પદ્ધતિમાં મોટી ખામી એ છે કે તે ( સ્વર્ગીય અનુભવની ) સ્મરણશક્તિને બહાર લાવવાનો બીલકુલ પ્રયત્ન કરવામાં આવતો નથી; કારણ કે આવું સ્મરણ બાળકને છે એ વાતનો કોઇને ખ્યાલ નથી. બાળક પોતાની જીવનયાત્રાનો પ્રારંભ હાલની સ્થૂળ પરિસ્થિતિની વચમાં કરે છે અને આ પરિસ્થિતિમાં અનેક બાબતોની ગેરસમજુતી અને અજ્ઞાન વ્યાપી રહેલાં છે. આ બધાની તેને અસર થાય છે, આથી તે પોતાના વિચારો બીજા આગળ પ્રકટ કરી શકતો નથી અને પોતે જે છે તેના કરતાં પણ વધારે ઓછી શક્તિવાળો દેખાય છે, પણ થીઓસોફીની ભાવનાવાળો શિક્ષક જાણે છે કે સ્વર્ગ ભુવનના સંસ્કારો તે બાળકની સ્મરણશક્તિમાં કોઇક સ્થળે પડેલા છે અને તેથી સ્વર્ગમાં શું બને છે તે સમજવાને પ્રયત્ન કરે છે.

જન્મ પહેલાંની તેમજ જન્મ પછીની સ્થિતિના સંબંધમાં થીઓસોફી ભાવનાવાળો શિક્ષક જણાવે છે કે દરેક કામને વાસ્તે પુષ્કળ સમય છે; સામાન્ય શિક્ષક અને થીઓસોફીના શિક્ષકમાં આ મોટો ભેદ છે. સામાન્ય શિક્ષક એમ માને છે કે વખત નથી અને એ સિદ્ધાંત ધ્યાનમાં રાખી તે પોતાની ભાવનાઓ રચે છે.

થીઓસોફીનો શિક્ષક જણાવે છે કે વિકાસને વાસ્તે સમય છે, ભૂતકાળમાં અનેક જન્મ પસાર થયા છે, વર્તમાન જન્મ તો જાણીતો છે, અને ભવિષ્યમાં તેને વાસ્તે સંખ્યાબંધ જન્મ છે, અને પૂર્ણતા રૂપી સાધ્યબિન્દુ તરફ એ જરૂર જઇ પહોંચશે એ ચોક્કસ છે. થીઓસોફીના શિક્ષકને આ સ્થળે જણાવવાની હું તક હાથ ધરૂં છું કે તેણે હર્બર્ટ સ્પેન્સર ઉપર શિક્ષણના સિદ્ધાંતો વાસ્તે આધાર રાખવો

જોઇએ, કારણ કે ખરૂં શિક્ષણ શું છે તે બાબત બીજો કોઈ તેના જેટલું સમજી શકતો નથી. હર્બર્ટ સ્પેન્સરના સંબંધમાં ભૂલ માત્ર એટલીજ છે કે તેને પણ સમયના સંબંધમાં અડચણ આવે છે. તેને લાગે છે કે બધા વિષયો શીખવવાને માટે પુરતો સમય નથી. કયું જ્ઞાન વિશેષ અગત્યનું છે, એ બાબત કેળવણીમાં આગળ વધેલા અમેરીકન શિક્ષણવેત્તાઓ અત્યારે પુછી રહેલા છે. તેઓ જણાવે છે કે સમય બહુ થોડો છે, માટે તે સમયમાં જેટલું જ્ઞાન આપી શકાય તેટલું આપવા માંડો. આપણે થીઓસોફીસ્ટોએ આ બાબતમાં બીજી હદ સુધી જવાની ભૂલ કરવી નહિ. ભવિષ્યમાં અનેક જન્મ આપણે વાસ્તે હયાતી ધરાવે છે, તે ઉપરથી આપણા શિષ્યોને વર્તમાન કાળમાં તેમને શીખવાના વિષયમાં નિપુણ કરવાને પ્રયત્ન કરવાની જરૂર નથી, એમ આપણે કદાપિ બોલવું કે ઇચ્છવું નહિ. થીઓસોફીસ્ટ તરીકે આપણે જાણીએ છીએ અને માનીએ છીએ કે અનંતકાળ ભવિષ્યમાં પડયો છે, પણ તે સાથે આપણે એમ પણ સ્વીકારીએ છીએ કે આ અનંતતા પણ કાળની બનેલી છે. મર્યાદાઓ ઓળંગ્યા વિના કદાપિ સર્વજ્ઞતા પ્રાપ્ત થઇ શકે નહિ. શિક્ષકે અનંતતાના પ્રકાશમાં વસવું જોઇએ, પણ તેને કાળની છાયામાં કામ કરવાનું છે. તે પોતાના શિષ્યોને તેમને કરવા યોગ્ય કર્તવ્યો સંબંધમાં ઓછા હુશીયાર બનાવતો નથી પણ આ બધી દુનિયાની બાબતો અને અનંતકાળ વચ્ચે શો સંબંધ છે તે પોતાના શિષ્યોને જણાવે છે. હર્બર્ટ સ્પેન્સર પોતાના કેળવણી વિષેના પુસ્તકમાં એક પ્રશ્ન ખડો કરે છે, જેનો ખુલાસો થીઓસોફીસ્ટજ બરાબર આપી શકે. તે કહે છે કે:—

Could a man be secure,
  That his days would endure,
As of old for a thousand years;
  What things might he know!
What deeds might he do?
  And all without hurry or care.

અર્થ:—જો મનુષ્યને ખાત્રી થાય કે તેને લાંબો સમય સુધી જીવવાનું છે, પ્રાચીન કાળની માફક તેનું આયુષ્ય હજારો વર્ષનું છે, તો તે શું ન જાણી શકે? તે શું કામ ન કરી શકે? અને આ બધું કોઇ પણ જાતના ગભરાટ યા ચિંતા વિના તે કરી શકે.

હર્બર્ટ સ્પેન્સર કબુલ કરે છે કે કેળવણીનો હેતુ આપણને સંપૂર્ણ જીવનને વાંસ્તે તૈયાર કરવાનો છે, પણ તે કહે છે કે તે બધા વાસ્તે સમય નથી, માટે આપણને મળેલા સમયમાં આપણાથી બની શકે તેટલું આપણે કરવું. કેળવણીથી આપણે આપણું જીવન સાંગોપાંગ પૂર્ણ બનાવવું જોઇએ, પણ તે કરવાને સમય નથી. હર્બર્ટ સ્પેન્સર કેળવણીના વિષયમાં લગભગ થિઑસૉફીસ્ટ હતો. તેના ચૈતન્યના વિકાસમાં જો તે એક પગલું આગળ વધ્યો હોત તો તેણે થીઑસૉફીના વિશાળ વાતાવરણમાં પ્રવેશ કર્યો હોત અને તેનું પુસ્તક તેણે ફરીથી લખ્યું હોત. તેને તેનું પુસ્તક બહુ ફેરવવાની જરૂર પડત નહિ. પણ તેણે પોતાની કવિતાનો જવાબ પોતેજ વાંચ્યો હોત અને નિશ્ચયતાથી કહ્યું હોત કે મનુષ્ય અનંતકાળનો પ્રવાસી છે. બડબડીને શોક કરવાને બદલે તે ગંભીરતાથી પોતાના પક્ષનું સમર્થન કરી શક્યો હોત. આપણને સમય છે, અનંતતા આપણી આગળ

ખુલી પડી છે. જે શિક્ષક આ બાબત સમજે છે, અને સમજીને કાર્ય કરે છે, તેજ પૂરેપૂરો વ્યવહાર કુશળ થઇ શકે. કારણ કે હું શું કરૂં છું તે તે બરાબર સમજે છે, અને સંયોગોને કેટલું માન આપવું તે તે યથાર્થ જાણે છે.

આપણે હવે સ્વર્ગીય ભુવન તરફ પાછા વળીએ, કારણ કે બાળક સ્વર્ગમાંથી તાજું પૃથ્વી પર આવેલું છે. "આ અને બીજી દુનિયામાં મનુષ્યનું જીવન" એ પુસ્તકમાં મિસિસ બેસન્ટ સ્વર્ગીય જીવનનો કાંઇક ખ્યાલ આપણને પૂરો પાડે છે, તે સ્વર્ગમાં વાસ કરનારાઓને ચાર વિભાગમાં વહેંચી નાખે છે. ( ૧ ) પૃથ્વી પર જેમનામાં પ્રેમની લાગણી ઘણી ખીલેલી હતી તેઓ. ( ૨ ) ભક્તો તેઓ પોતાના ભક્તિના પાત્ર સાથે એકતા અનુભવતા હોય છે. ( ૩ ) નિઃસ્વાર્થ કામ કરનારાઓ-પરોપકારી પુરૂષો તેઓ સ્વર્ગમાં રહીને પણ પોતાના જાતિ બંધુઓની સેવા અર્થે અનેક યોજનાઓ કરતા હોય છે. ( ૪ ) મહાવિચારકો, મહાકળારસજ્ઞો તેઓ સત્યને ખાતર સત્યની ઉપાસના કરે છે, અને તેમ કરવાથી મળતા લાભને ખાતર તેમ કરતા નથી. જેઓ જ્ઞાનના શોધકો છે, કળાને ખેડનારા છે, તેઓ બધા આ સ્વર્ગમાં માલમ પડે છે. તેઓ પૃથ્વીપર વાવેલાં બીજને સ્વર્ગમાં લણે છે, અને ત્યાં એવાં બીજ વાવે છે કે જેથી ભવિષ્યના જીવનમાં સેવાનો પાક લણી શકે.

તે સ્વર્ગમાં તે બાળકે પોતાની કેટલીક ભાવનાનો સાક્ષાત્કાર કર્યો છે અને તે ભુવનમાંથી આ સ્થૂળ ભુવનમાં તે ઉચ્ચ ભાવનાનાં કાંઈક સ્મરણો સાથે લાવે છે. તે ઉચ્ચ ભાવનાઓથી ઘણે દૂર ગયેલો નથી, માટે તે બાળકને કઇ દિશામાં જવાનું છે અને સ્વર્ગમાંથી તે

કઈ શુભ ભાવનાઓ લાવ્યો છે, તે તમારે તમારી બુદ્ધિથી અને આંતર પ્રેરણાથી શોધવાને પ્રયત્ન કરવો જોઇએ. જો તમારામાં કામ કરવાની કુનેહ, સહાનુભૂતિ, કલ્પના શક્તિ, અને થીઑસોફીના સિદ્ધાંતોનાં સત્ય અનુભવવાની શક્તિ હોય તો તમે આ પ્રશ્નનો ઉકેલ લાવી શકશો. તે બાળક કેવું છે અને ઉપરના ચાર વર્ગમાંથી તે બાળક ક્યા વર્ગમાં આવી શકે છે તે બાબતનો નિર્ણય કરવામાં તમને ફતેહ મળશે તેના કરતાં શરૂઆતમાં ભૂલો ઘણી થશે, પણ આ બાબત પર લક્ષ આપવાથી ઘણા પ્રશ્નોનો સહેલાઇથી ઉકેલ આવશે. તમને જણાશે કે તેની નિર્બળતાનું મૂળ તેનું બળ છે. ભવિષ્યમાં તેનામાં ક્યા સદ્ગુણો ખીલશે તે તેની નિર્બળતાઓ પરથી જણાઈ આવે છે. ઘણીવાર તેનામાં જણાતી નિર્બળતાનું કારણ હદ બહાર ખેંચી જવામાં આવેલો સદ્ગુણ છે. તમે આ બધી ખામીઓને ઉદાર ભાવથી દરગુજર કરો છો. તે ક્યા વર્ગનો છે, તે જાણવાથી તેનાંમાં કઇ નિર્બળતા હોવી જોઇએ તે તમે જાણી લ્યો છો અને તમે તેને ક્ષન્તવ્ય ગણો છો. સ્વર્ગ સંબંધી થીઑસોફી જે જ્ઞાન આપે છે, તે કેટલું અગત્યનું છે, તે તમે હવે સમજી શક્યા હશો. બાળ શિક્ષણમાં માતાની દરકારનો ઘણો ઉપયોગ છે તે ખરી વાત છે, પણ થીઑસૉફીસ્ટ પૂછે છે કે "તે બાળક આવ્યું ક્યાંથી?" જન્મ પૂર્વેની બાળકની કેળવણીના સંબંધમાં થીઑસૉફી પુષ્કળ પ્રકાશ નાખે છે.

જન્મ્યા પછીની સ્થિતિના સંબંધમાં પણ થીઑસૉફી ઘણો પ્રકાશ નાખી શકે તેમ છે. પ્રથમ તો એ જાણવું જરૂરનું છે કે બાળક એ આપણે જે સ્થૂળ શરીર જોઇએ છીએ, તે નથી. આ-

પણ વાસના શરીર, માનસિક શરીર વગેરે વિષે ઘણીવાર બોલીએ છીએ અને આપણે જાણીએ છીએ કે એક દિવસ આત્મા આ બધા શરીરોનો માલીક થવાનો છે. તે આત્માને કામ કરવાને એક કરતાં વધારે સાધનો છે. તેને પોતાની શક્તિઓ પ્રગટ કરવાની એક કરતાં વધારે રીતિઓ છે. જો કે તે અત્યારે સ્થૂળ શરીરમાં રહે છે, છતાં તે વાસના શરીર અને માનસિક શરીરને વાપરે છે અને આ શરીરોમાંનું એકાદ દરેક પળે તેના પર પોતાની અસર ચલાવતું હોય છે; આ રીતે સમજવાથી તેના વિષે આપણે વધારે સારી રીતે જાણી શકીએ છીએ.

આપણે તેને સમજવાને તેના બંધારણના ભાગ પાડીએ છીએ અને ગુસ્સો ઉત્પન્ન થાય તેવી સ્થિતિમાં સામાન્ય શિક્ષક જેમ પોતાના મગજ પરનો કાબુ ખોઈ બેસે છે, તેમ થીઑસૉફીનો શિક્ષક કરતો નથી, કારણ કે તે જાણે છે કે તેનું બાળક સર્વાંશઃ પ્રકટ થયું નથી. તેનો ઘણો ભાગ અપ્રકટ છે; તેનું એક શરીર અત્યારે આવેશમાં આવેલું છે; પણ તેને બીજાં શરીરો છે, તેમજ આત્મા છે, જે તેનાં શરીરોને વશ રાખવાને પ્રયત્ન કરી રહ્યો છે; પણ અત્યારે તે સફળ થયો નથી. કોઇ પણ બાળક તદ્દન સુધરી શકશેજ નહિ, એમ કોઇ પણ થીઑસૉફીસ્ટ કહી શકશે નહિ. તે બાળકને અમુક શરીર પર ઓછો કાબુ હોય, કદાચ બીજા શરીર પર પણ પુરતો કાબુ ન હોય, પણ તે બાળક તો આત્મા છે, અને તે આત્મા જરૂર વિજયી થવાનો છે, કારણ કે જે સર્વશક્તિમાન પ્રભુમાંથી તે જીવાત્મા ઉદ્ભવે છે, તે પ્રભુની એવી ઇચ્છા છે કે તેનો દરેક અંશ અંતે વિજયી થશે. અનંતકાળની અપેક્ષાએ કોઈ પણ

દુષ્ટ ગણી શકાય નહિ. અમુક વખતે આપણે અજ્ઞાની હોઇએ અને તેથી ભૂલ કરીએ, પણ તેવી સ્થિતિ સર્વદા રહેવાની નથી. થીઑસૉફીનો શિક્ષક ઉપર પ્રમાણે જણાવી શકે, ઉપર પ્રમાણે અભિપ્રાય આપી શકે, અને આ બાબત બરાબર સમજવી તે બાળકના હિતમાં અતિ લાભકારી છે.

જન્મ્યા પછીની સ્થિતિના સંબંધમાં થીઑસૉફી આપણને જણાવે છે કે બધાં બાળકો ચાર વિભાગમાં વ્હેંચી શકાય. એક તો "વાદળી" બાળકો. આ બાળકો અવાજદ્વારા વિકાસ પામે છે.

આવા પ્રકારનાં બાળકોને કેળવવામાં તમે તેમના વાસના શરીર અને આંતર પ્રતિભા (intuition) ના શરીર ઉપર અસર કરો છો. જો તમને એમ લાગે કે અમુક બાળક "વાદળી" કોટિના બાળકમાં આવી જાય છે, તો તમે તેની લાગણીઓ અને આંતર પ્રતિભા ખીલવવા તરફ લક્ષ આપો છો. તમે એવા અનુમાન પર આવો છો કે તે બાળકને મદદ કરવાનો શ્રેષ્ઠ માર્ગ તેના આત્માને મદદ કરવાનો છે અને જે પરિસ્થિતિનો તે બરાબર પ્રત્યુત્તર આપી શકે તેવી પરિસ્થિતિ તેને વાસ્તે ઉભી કરવી જોઇએ. તમે બીજી કોઇ રીતે તેને અસર કરવા પ્રયત્ન કરશો તો તે કામ સુગમ નહિ થાય; કારણ કે બીજા માર્ગે આપણે તેના આત્માને અસર કરી શકીએ નહિ.

બીજા વર્ગના બાળકોને આપણે "લાલ" બાળકો કહીશું. આ બાળકોપર રંગદ્વારા વિશેષ અસર કરી શકાય. તેમનો વિકાસ પ્રેમદ્વારા વિશેષ થઇ શકે છે; માટે તેમને શિખવનારા શિક્ષકો અને આબાપો પ્રેમાળ હોવાં જોઇએ. આવાં બાળકો ઘણાં પ્રિય લાગે છે, અને દરેક નિશાળમાં એવાં કેટલાંક બાળકો હોય છે.

તે પછી ત્રીજો વર્ગ 'પીળાં' બાળકોનો છે. આ બાળકો બુદ્ધિશાળી હોય છે, અને તેમનો વિકાસ જ્ઞાનદ્વારા થાય છે.

છેવટનો વર્ગ 'લીલાં' બાળકોનો છે. આ બાળકોનો મુખ્ય ગુણ દિલસોજી—સહાનુભૂતિ હોય છે. તેવાં બાળકો કાર્ય કરનારાં નીવડે છે. તેઓ તેમની દીલસોજી કાર્યરૂપે પ્રકટ કરે છે. જ્યાં સુધી આ ભુવન કે ઉપરના ભુવનપર દિલસોજી કાર્ય રૂપે પ્રકટ ન થાય ત્યાં સુધી તે ખરી દિલસોજી નથી. "મનુષ્ય, ક્યાંથી, કેમ અને ક્યાં" એ નામના પુસ્તકમાં આપણને કહેવામાં આવ્યું છે કે 'વાદળી' અને 'લાલ' બાળકો ભક્તિયોગ તરફ વળે છે; 'પીળાં' બાળકો જ્ઞાનયોગી થાય છે અને 'લીલાં' બાળકો કર્મયોગી બને છે. બાળકોને શીખવવાના શાસ્ત્રમાં આ ભેદ જાણવો એ ઘણો જરૂરનો છે. થીઑસૉફીના શિક્ષકે ક્યા બાળકની સાથે તેને કામ કરવાનું છે, એ પ્રથમ શોધી કાઢવું જોઇએ, અને તેની તે પ્રમાણે તેણે નોંધ લેવી જોઇએ.

મી. એરંડેલ લખે છે કે, "જ્યારે હું સેંટ્રલ હિંદુ કૉલેજનો પ્રિન્સિપાલ હતો ત્યારે બાળકોના વાદળી, લાલ, પીળા અને લીલા એમ મેં ભાગ પાડ્યા ન હતા, કારણ કે આ બાબતો સંબંધી મને તે વખતે જ્ઞાન ન હતું, પણ જો હું બીજી કોઇ કૉલેજનો પ્રિન્સિપાલ થાઉં તો આ ચાર પ્રકારનાં બાળકોને વાસ્તે હું ચાર જુદી નોંધપોથીઓ રાખું."

આ પ્રમાણે વર્ગ પાડવામાં હું કેટલીક ભૂલો પણ કરીશ. મારે કેટલીકવાર બાળકોને અમુક એક વર્ગમાંથી બીજા વર્ગમાં મૂકવા પણ પડે, પણ એવો સમય આવશે કે જ્યારે અનુભવ દ્વારા, કલ્પના

દ્વારા, અને હિલસોજી દ્વારા હું દરેક બાળકને ખરા વર્ગમાં મૂકવા શક્તિમાન થઇશ. આ પ્રમાણે ચાર વર્ગ છે, અને તે ચાર વર્ગના આધાર સ્વર્ગમાંની તેઓની સ્થિતિપર રહેલા છે. ગમે તે જીવનનો આપણે વિચાર કરતા હોઇએ, ત્યાં આ ચાર વર્ગના આપણે ખ્યાલ રાખવો જોઇએ, એટલે ઘણી બાબતો સ્પષ્ટ સમજાઇ જાશે.

ઉપર જણાવ્યા સિવાયની બીજી પણ અગત્યની બાબતો થીઑસૉફી જણાવે છે. તે વિકાસનાં જુદાં જુદાં પગથીયાં બતાવે છે. પ્રથમ પગથીયું પહેલાં વર્ષથી સાતમા વર્ષ સુધી ચાલે છે. ઘણા ખરા શિક્ષણશાસ્ત્રીઓ જણાવે છે કે એકથી છઠ્ઠા વર્ષ સુધી અને કેટલાક એકથી પાંચ વર્ષ સુધીનો સમય એ પ્રથમ પગથીયું છે. બહુજ થોડા શિક્ષણશાસ્ત્રીઓ એકથી સાત વર્ષ સુધીની મર્યાદા અગત્યની ગણે છે. મારા કહેવાનો ભાવાર્થ એમ નથી કે સાતમા વર્ષ પહેલાં કેળવણી નથી. કહેવાનો આશય એ છે કે સાત વર્ષ સુધી અમુક પ્રકારની કેળવણી આપવી જોઇએ અને સાત વર્ષ પછી જુદાજ પ્રકારની કેળવણી આપવી જોઇએ. થીઑસૉફી પ્રમાણે પ્રથમનાં સાત વર્ષનો સમય સ્વશોધનનો છે. આ સમય સુધી જીવ સ્થૂળ શરીરનો પૂરેપૂરો કાબુ લેતો નથી. તે સઘળો સમય તે સ્થૂળ શરીર અમુક સત્ત્વ ( element ) ના તાબામાં હોય છે અને તે સત્ત્વ જીવાત્માના પ્રતિનિધિ તરીકેનું કામ તેટલો સમય કરે છે. આખી પ્રજાના વિકાસની અમુક સ્થિતિ તે સ્વશોધનનો સમય સૂચવે છે. તે સમયમાં બાળક તે પ્રજાનાં લક્ષણો પોતાનામાં ઉતારે છે; જન્મ પૂર્વેની સ્થિતિમાં તે ખનીજ, વનસ્પતિ અને પશુવર્ગનાં લક્ષણો પોતાનામાં પ્રકટ કરતો હોય છે. હર્બર્ટ

સ્પેન્સર જણાવે છે કે જે અનુભવો આખી પ્રજાને થયા હોય છે, તે અનુભવો બાળક થોડાં વર્ષમાં પોતાનામાં ઉતારી લે છે અને તેટલા માટે આ સમયમાં કેળવણીનું ખરૂં કામ બાળકને 'સારા પશુ' બનાવવાનું છે એટલે કે તેને શરીરે હૃષ્ટપુષ્ટ બનાવવાનું છે. થીઓસોફીસ્ટ જણાવે છે કે "હા એમજ છે." અમે તેને તે વયમાં મહા બુદ્ધિશાળી કે સંત બનાવવા માગતા નથી, પણ તેને એક સારા કદાવર પશુ જેવો મજબુત બનાવવા ઇચ્છીએ છીએ. આનો અર્થ એ થાય છે કે તેનામાં તે સમયમાં તેની પાશવ શક્તિઓ બરાબર પ્રકટ થવી જોઇએ.

સાત વર્ષથી આરંભી ચૌદ વર્ષ સુધી તે જીવાત્મા અમુક વલણ લે છે અને તે વખતે સામાન્ય કેળવણીની જરૂર છે. આ વખતે તેને અમુકજ વિષયમાં રસ લેતો કરવાની જરૂર નથી, પણ નાના પાયાપર વસ્તુઓનું સામાન્ય જ્ઞાન તેને અપાવું જોઇએ. તે સમયમાં કુટુંબભાવના પેદા થાય છે. જો તમે મિસિસ બેસન્ટના લેખો વાંચો તો જણાશે કે–તે ભાર દઇને જણાવે છે કે—આ સમયમાં દરેક વ્યક્તિ કુટુંબ ભાવનાના સદ્‌ગુણો ખીલવે છે અને તેજ સદ્‌ગુણોનો પાયો તે સમયમાં નંખાવો જોઇએ. આ પાયો કયાં તો કુટુંબમાં નંખાય અથવા તો નિશાળ એવા પ્રકારની કુટુંબરૂપ હોવી જોઇએ કે તે ભાવનાને યોગ્ય સદ્‌ગુણો તે બાળકોમાં પ્રકટી નીકળે.

ચૌદથી એકવીશ વર્ષ સુધીમાં સામાન્ય તત્ત્વોનો વિકાસ નહિ, પણ તેના આત્માની શક્તિઓ પ્રકટ થવી જોઇએ. આ સમયમાં અમુક ખાસ વિષયોના શિક્ષણની પસંદગી થવી જોઇએ.દરેક વ્યક્તિને –પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય તેને–તેની પોતાની શક્તિઓ

પ્રકટ કરવાના પ્રસંગો આપવા જોઇએ. કારણ કે હવે તે જુદી વ્યક્તિ બની છે. તે કેટલીકવાર કજીઆખોર લાગે છે, કેટલીકવાર તે પોતાનોજ કક્કો ખરો કરવા મથે છે, તે પોતાનો મત દૃઢતાથી પ્રતિપાદન કરે છે. આમાંથી ફલિત એ થાય છે કે તે પોતાનું ખાસ લક્ષણ શોધવાને પ્રયત્ન કરતી હોય છે. ચૈતન્યના બીજા મહાન્ વિકાસના પગથીઆમાંથી ત્રીજા પગથીઆપર જવાને તેણે સેવારૂપે શું ખાસ ભાગ ભજવવો તે શોધવાને જીવાત્મા પ્રયત્ન કરતો હોય. છે. આ સમયે તેનું વ્યક્તિત્વ પ્રકટ થાય છે.

૨૧ વર્ષ પછીના સમયના આપણે નીચે પ્રમાણે ભાગ પાડીશું: ૨૧ થી ૩૫ વર્ષ સુધીનો સમય શહેરી જીવન અને કૌટુમ્બિક જીવન ગાળવામાં પસાર થવો જોઇએ. મનુષ્યને પોતાના કુટુંબનું પોષણ કરવાનું હોય છે. તે કામ તેણે કરવુંજ જોઇએ, અને તેની સાથે શહેરી તરીકેની ફરજ તેણે બજાવવી જોઇએ. ૩૩ થી ૪૯ સુધીનો એક બીજો વિભાગ છે, તેમાં કુટુંબના જીવન કરતાં શહેરી તરીકેનું જીવન ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ વખતે પુત્રો મોટા થતા જતા હોય છે, અને વડિલોના ખભા ઉપરથી પોતાના શિર જોખમદારી લેવા શકિતમાન થાય છે. માટે આ વખતે કૌટુમ્બિક જીવનકરતાં શહેરી તરીકેનું જીવન ઘણું ઉપયોગી ગણાય છે. ૪૯ વર્ષ પછી ખરીરીતે તે સંન્યાસી થાય છે. તે દુનિયા સાથેનો સંબંધ છોડી દેતો નથી; તેના કૌટુમ્બિક સંબંધો હવે તેને બંધનકારક થતા નથી; પણ શહેરી તરીકેના જીવનમાં પ્રજા તરીકેના જીવનનો ઉમેરો થાય છે. ૫૦ વર્ષની વયના પુરૂષે પોતાના દેશને ચાહવો જોઇએ એટલુંજ નહિ પણ તેણે આગળ જતાં એવી સ્થિતિએ પહોંચવું જોઇએ કે જ્યાં તે આખી

દુનિયાપર પ્રેમ રાખી શકે. કેટલાક જીવો આ સ્થિતિ ઘણી જલ્દીથી પ્રાપ્ત કરી શકે, પણ ૫૦ વર્ષની વયના મનુષ્યે જાણવું જોઇએ કે દેશ તરફ તેણે ખાસ ફરજો બજાવવા ઉપરાંત, એકંદર મનુષ્યજાતિ પ્રત્યે પણ પોતાનું કર્તવ્ય અદા કરવું જોઇએ. આમ આગળ વધતાં વધતાં એવો પણ સમય આવે છે કે જ્યારે પોતાના દેશ તરફની ખાસ ફરજો તેને બજાવવાની રહેતી નથી, અને હવે તે આખી દુનિયાનો બને છે. આ દશા ચૈતન્યના વિકાસનું ત્રીજું મોટું પગથીયું સૂચવે છે. તે વખતે જીવાત્મા કહી શકે છે કે, "અમારી દુનિયા." તેણે પોતાની જાત જગતની સેવામાં અર્પણ કરી છે. આપણે આપણા શહેરી પાસે કેવું જીવન ગળાવા માગીએ છીએ તેનો નિર્ણય, ઉપરની ભાવનાથી સૂચિત થશે. જન્મ પછી જીવાત્માનો વિકાસ કેવી રીતે ચાલશે, તેના સંબંધમાં ઉપર પ્રમાણેની નોંધ આપી છે, પણ તે ખરડારૂપ છે.

મરણ પછીની દશાનો પ્રશ્ન ઘણો ઉપયોગી છે; કારણ કે જન્મ પૂર્વેની દશામાં તથા જન્મ્યા પછીની દશામાં મળેલી કેળવણી ઉપર મરણ પછી કેવી દશા થશે તેનો મોટે ભાગે આધાર છે. સ્વર્ગમાં તે કેટલો સમય ગાળશે તેનો મુખ્ય આધાર ઉપર વર્ણવેલા જુદા જુદા સમયમાં તેણે મેળવેલી કેળવણી—અનુભવ ઉપર રહેલો છે. આ સ્વર્ગમાની તેની સ્થિતિનો સવાલ દૂર રાખીએ તોપણ એક બીજો પ્રશ્ન ખડો થાય છે; તે બાળક, તે યુવક અથવા તે વ્યક્તિ અમુક ખાસ વિષયમાં કયા પ્રકારની સેવા કરી શકશે તેનો આધાર પણ જન્મ્યા પછી તેણે મેળવેલી કેળવણી ઉપર રહેલો છે.

ઋષિસંઘ—અથવા મહાત્મામંડળનો વિચાર કરો. તે સંઘના

દરેક સભાસદે બતાવવું જોઇએ કે અમુક બાબતની સેવામાં તે વિ-શેષ નિપુણ છે. તે સંઘની ઉંચી દીક્ષાઓનો અધિકાર મેળવવા માટે એક અગત્યની શરત એ છે કે તે દીક્ષાના ઉમેદવારે અમુક ખાસ સેવાના માર્ગમાં પોતાનું કાબેલીયતપણું દર્શાવી આપવું જોઇએ. તે સંઘની છેલ્લી કક્ષામાં ઉભેલા ઉમેદવારે પણ પોતાનો ખાસગુણ નોંધવો જોઇએ, અને તેણે ભવિષ્યમાં ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ. તમે દુનિયાને તમારી તરફથી કાંઇ નહિ ને કાંઇ આપી શકો, અને શિક્ષકનું કર્તવ્ય તે શોધી કાઢવાના કામમાં તમને મદદ કરવાનું છે. જીવાત્મા, માબાપ, પ્રથમના સાત વર્ષમાં શરીરનો કબજો લેનાર સત્ત્વ, અને શિક્ષક—આ બધાની નાની કમિટી છે. તે સત્ત્વ સાત વર્ષ પછી કમિટીમાંથી નીકળી જાય છે, પણ માતપિતા તથા શિક્ષક આ કામમાંથી કદાપિ છૂટા થઇ શકે નહિ. શિક્ષકના સંબંધમાં કહીએ તો તે ગુરૂને સ્થાને છે, અને ખરો ગુરૂ કદાપિ શિષ્યને દોરવાની પ્રતિજ્ઞામાંથી મુક્ત થઈ શકે નહિ. તે બાળકને મદદ કરવા માટે શું કરવું, તેનો નિર્ણય તે કમિટીએ નિરંતર કર્યા કરવો જોઇએ.

બાળક તો છે તેવું ને તેવું છે. પ્રથમ જણાવ્યા પ્રમાણે મનુષ્ય વર્ગમાંથી મનુષ્યાતીત સ્થિતિ સુધી ચૈતન્યનો વિકાસ થવો, તે વસ્તુતઃ આત્માના વિકાસનું પગથીયું સૂચવે છે. હવે આ વિકાસ બાળકમાં કેમ કરવો ? આ દીક્ષાને વાસ્તે બાળક કેમ તૈયાર થાય તે હવે હું તમને દર્શાવવા માગું છું. તમે જાણો છો કે થીઓસૉફીસ્ટ દીક્ષાની આતુરતાથી રાહ જુએ છે. તે દીક્ષા વખતે તેને સેવા માટે વિશેષ બળ, શક્તિ અને સામર્થ્ય મળશે, એવી તે આશા રાખે છે. દીક્ષા એ શું છે, એમ જેઓ સમજે છે, તેમને મન તો દીક્ષા એ તેમનું અત્યારનું સા-

ધ્યબિન્દુ છે; પણ તે દીક્ષાની સ્થિતિ પ્રાપ્ત થાય તે પૂર્વે કેટલાંક નાનાં પગથીયાં છે. લખવાની બાબતમાં આ દીક્ષા—મનના દ્વારનું ઉઘડી જવું—કેવી રીતે મળી શકે, તે સંબંધી હું તમને થોડુંક સંભળાવીશ. મેડમ મોન્ટીસોરીને દીક્ષા સંબંધી કાંઈ જ્ઞાન હોય એમ મારૂં માનવું નથી; પણ નાનાં બાળકોનાં સંબંધમાં આ દીક્ષાનો શું અર્થ થાય છે, તે તે સારી પેઠે જાણે છે; અને જો જગતનો દરેક શિક્ષક પોતાના હાથ નીચે મૂકાયેલા બાળકને આ નીચે દર્શાવેલી સ્થિતિ સુધી લાવી શકે તો ખરેખર, તે, તે બાળક ઉપર મોટો ઉપકાર કરે છે. મેડમ મોન્ટીસોરી લખે છે કે:—

ડિસેમ્બર માસમાં એક દિવસ જ્યારે સૂર્ય બરાબર પ્રકાશતો હતો અને હવા વસન્ત ઋતુના જેવી હતી, તે વખતે હું નાનાં છોકરાને લઇને શાળાની અગાશી ઉપર ગઈ. તેઓ છૂટથી રમતાં હતાં, અને કેટલાંક મારી પાસે એકઠાં થયાં હતાં. હું ચીમની પાસે બેઠી હતી, અને મારી પાસે ઉભેલા એક પાંચ વર્ષના છોકરાને મેં કહ્યું " આ ચીમનીનું ચિત્ર કાઢો, " અને તેને મેં ચાકનો કકડો આપ્યો. તે તરતજ આજ્ઞા માની નીચે બેઠો અને આ લાદી જડેલી અગાસી પરની લાદી ઉપર તેણે ચીમનીની આકૃતિ દોરી. નાના બાળકો સાથેના મારા વર્તન મુજબ મેં તેના કામની પ્રશંસા કરી. તે બાળકે મારી સામું જોયું, તે હસ્યો, કાંઇક આનંદનો ઉભરો પ્રકટ કરવા પ્રયત્ન કરતો હોય તેમ એકાદ મિનિટ અટક્યો અને પછી બોલી ઉઠ્યો: " હુ લખી શકું, હું લખી શકું " અને નીચા વળીને તેણે તે અગાશીની જમીનપર " હાથ " એ શબ્દ લખ્યો; પછી ઉત્સાહમાં આવી જઇ તેણે 'ચીમની' અને 'છાપરૂં' એ બે શબ્દ લખ્યા. લખતી વખતે તે બોલ્યા કરતો હતો: " હુ લખી શકું, હુ કેવી રીતે

લખવું તે જાણું છું." તેની આનંદની બૂમોથી બીજાં છોકરાંઓ ત્યાં દોડી આવ્યાં અને તે બધાં બાળકોનું નાનું કુંડાળું બની ગયું. અને તેના કાર્ય ભણી બધાં બાળકો આશ્ચર્યની નજરથી જોવા લાગ્યાં. આશ્ચર્યથી ચકિત થતાં બે ત્રણ બાળકો બોલી ઉઠયાં: "અમને પણ ચાક આપો, અમે પણ લખી શકીશું." પછી તેઓ "મા, હાથ, જહોન, ચીમની, બાપા વગેરે શબ્દો લખવા મંડી પડયાં. આ બાળકોમાંના એકે પણ અત્યાર સુધી લખવાને કદાપિ પ્રયત્ન કર્યો ન હતો. પ્રથમજ વાર તેઓએ લખવાનો આરંભ કર્યો અને જેવી રીતે બાળક બોલે છે, ત્યારે આખો શબ્દ બોલે છે, તેમ તેમણે આખા શબ્દો લખી કાઢયા." આનું નામ સ્થૂળ દીક્ષા.

જે સમયે બાળકમાં આવો ઉત્સાહ આવ્યો હોય, અને તેના ચૈતન્યનો વિકાસ થતો હોય ત્યારે આમ કેમ થાય છે, તેનું કારણ શિક્ષકે બાળકને સમજાવવું જોઇએ. દાખલા તરીકે બાળકે શા સારૂ લખવું જોઇએ એ સમજાવવું જોઇએ. લખવા દ્વારા સેવા કરી શકાય, એ તેમના મન પર ઠસાવવું જોઇએ. આ પ્રમાણે ગણિતદ્વારા, ભૂગોળદ્વારા અને બીજા વિષયો દ્વારા તે બાળકને દીક્ષા મળે છે. બાળકના જીવનમાં આવી નાની નાની દીક્ષાઓ મળ્યાંજ કરે છે— તે ખરી દીક્ષાનાં પ્રતિબિમ્બ રૂપ છે—તે બધાં પ્રતિબિમ્બો ધીમે ધીમે તે બાળકને ખરી દીક્ષાની સ્થિતિએ લઈ જાય છે, જ્યાં પ્રથમ મહાદીક્ષાના દ્વાર આગળ આવતાં બુદ્ધિભુવનનો તેના ચૈતન્યને અનુભવ થાય છે, અને આનંદના પૂર વેગમાં આવીને કહે છે કે, "મારૂં સર્વ વસ્તુઓ સાથે ઐક્ય છે." જે ઉત્સાહના ઝબકારામાં બધી કુદરત સાથેના પોતાના ઐક્યનો તેને સાક્ષાત્કાર થાય છે, તે ઝબકારો-ઝાંખી, તે નાની નાની દીક્ષાઓનું છેવટનું પરિણામ છે.

આ નાની નાની દીક્ષાઓ જુદા જુદા જન્મોમાં વખતો વખત થયાં કરતી હતી; જુદા જુદા જન્મોમાં તેનું પુનરાવર્તન થતું હતું અને તે બધી દીક્ષાઓનું ઐક્ય પ્રથમ મહાન્ દીક્ષામાં આવ્યું. આ દીક્ષા અથવા ચૈતન્યના વિકાસને વાસ્તે દરેક શિક્ષકે ધ્યાન રાખવું. નાના બાળકોના સંબંધમાં થોડા થોડા સમયને અંતરે નાની નાની શક્તિઓનો વિકાસ થવો જોઇએ.

આ સ્થળે સ્મરણમાં રાખવું જોઈએ કે મેડમ મોન્ટેસોરીએ આપેલા દૃષ્ટાંતમાં તે બાળકની લખવાની ક્રિયા કેટલેક અંશે કેળવણીનું પરિણામ હોવું જોઈએ, પણ મોટે ભાગે તો તે બાળકનો નવી દુનિયામાં પ્રવેશ થવારૂપ તે ક્રિયા હતી. બાળક લખવાની દુનિયામાં દાખલ થયો. તે જાણે છે કે તે લખી શકે છે. આનંદના ઉભરા સાથે, જે શક્તિનો તેને ખ્યાલ પણ ન હતો, તે શક્તિ પોતાનામાં છે, તેનો તેને ખ્યાલ આવે છે, અને હવે તે શક્તિ અનેક રીતે દરરોજ વધતા જતા નવા નવા આકારોમાં પ્રકટ કરવામાં તેને વિશેષ સુખ થાય છે. આપણને એમ કહેવામાં આવે છે કે જ્યારે અમુક વ્યક્તિ પ્રથમ મહાદીક્ષાની સમીપ આવતી જાય છે, તેમ નવી શક્તિનો કાંઇક ઝાંખો આભાસ પડે છે. આ વાત ખરી છે. ઘણા જન્મોથી તે શક્તિનો ઉપયોગ શીખવાને તે તૈયારી કરતો હતો; પણ તે શક્તિ તો વીજળીના ઝબકારાની માફક તેનામાં આવે છે. આ સંબંધમાં એક મહત્ત્વની વાત એ છે કે પ્રથમ મહાદીક્ષા અને બીજી મહાદીક્ષા વચ્ચેના સમયમાં તેને આપવામાં આવેલી શક્તિઓનો તેના ગુરૂદેવને સંતોષ થાય તેવી રીતે તેણે ઉપયોગ કરી બતાવવાનો છે.

આપણે આ બાબતમાં યુદ્ધનો દાખલો લઇએ. અમુક ધસારો

લઇ જવાને લશ્કરની ટુકડીઓને પ્રથમથીજ તૈયાર કરવામાં આવે છે. જમીન પ્રથમથી તપાસવામાં આવે છે; દૂર કરી શકાય તેવી અડચણો દૂર કરવામાં આવે છે. પછીથી શત્રુની ખાઇઓ ઉપર ધસવાનો સમય આવે છે. વચલું અંતર પગલે પગલે ચાલીને કાપવાનું છે. ખાનગી સીપાઇની દૃષ્ટિથી શત્રુની ખાઇનો કબજો લેવામાં વિજય રહેલો છે, પણ સેનાધિપતિના દૃષ્ટિબિન્દુથી આગળ વધવા પૂર્વે મેળવેલી જગ્યા ઉપર બરાબર સત્તા જમાવવામાં વિજય છે. શત્રુની સામે થવામાં આ નવી મેળવેલી જગ્યાનો પણ લાભ લેવો જોઇએ. પછી ફરીથી આગળ ધસવાનો સમય આવે છે, અને જે પ્રમાણમાં પ્રથમ લીધેલા સ્થાનનો પુરતો લાભ લેવામાં આવ્યો હોય છે, તે પ્રમાણમાં આ કામ શક્ય બને છે. આવી ક્રિયા જીવનના સઘળા ભાગોમાં, દરેક વખતે ચાલતી જ હોય છે અને આ કેળવણીનો પાયો છે. શિક્ષકનું કામ બાળક જાણે પણ નહિ તેવી રીતે બાળકને તેનું પોતાનું અને તેની શક્તિઓનું ભાન કરાવવાનું છે; નવી શક્તિ પ્રાપ્ત થતાં તેને જે અપરિમિત આનંદ થાય છે, તે આનંદદ્વારા તેને એવી રીતે ઉત્તેજન આપવું કે દરેક પગલે ખંતથી આગળ વધી તે શક્તિ ઉપર પૂર્ણ કાબુ તે મેળવી શકે. જ્યારે પ્રથમ દીક્ષિતને આ એકતાની કાંઇક ઝાંખી થાય છે, તે વખતે તેનો આનંદ અપૂર્વ હોય છે, તે વખતે તે નિશ્ચય કરે છે કે આ એકતાને હું જીવનમાં પૂરેપૂરી રીતે ઉતારીશ, અને આ એકતાદ્વારા મેળવેલો આનંદ નિરંતર તેની સાથે રહે છે, તેથીજ જીવનયુદ્ધમાં તે ટકીશકેછે.

હાલની કેળવણીની પદ્ધતિમાં થીઑસૉફી ઉપર પ્રમાણે શરૂઆતના પગથીયામાં ફેરફાર કરવા માગે છે. મેડમ મોન્ટેસોરીએ એ બાબતનું રહસ્ય ગ્રહણ કર્યું છે અને નાનાં બાળકોની કેળવણીના

સબંધમાં તે તત્ત્વોનો ઉપયોગ કર્યો છે, પણ કેળવણીના દરેક પગથિયે તે નિયમોનો ઉપયોગ કરવાની જરૂર છે અને જો તે નિયમો લાગુ પાડવામાં આવે તો જીવનના દરેક પગથીયે મનુષ્ય એક યુવકને છાજે તેવો ઉત્સાહ રાખી શકે. આવા ચૈતન્યના વિકાસ આપણે ધારીએ છીએ તે કરતાં વધારે રીતે થયાં કરે છે અને તે પણ જીવનની તદ્દન ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં પણ તે થાય છે. કેટલાકને થીઓસોફીકલ સોસાઇટીમાં દાખલ થવું એજ ચૈતન્યના વિકાસનું કારણ થાય છે, અને થીઓસોફીના નિયમો પ્રમાણે જીવન ગાળીને તે વિકાસને અનુકૂળ તે વ્યક્તિએ બનવું જોઇએ. દરેક સ્થળે ચૈતન્યનો વિકાસ એક યા બીજી રીતે થયાજ કરે છે. સામન્ય શિક્ષકે તે વિકાસની કીંમત સમજવી જોઇએ; પણ થીઓસોફીના શિક્ષકે તે સામાન્ય વિકાસોને મહાવિકાસ સાથે જોડવા જોઇએ; કારણ કે એ સામાન્ય વિકાસો અંતે તો મહાન્ વિકાસ તરફ લઇ જનારાં પગલાં છે. જીવનજ ચૈતન્યના આ નાના વિકાસોની શ્રેણીરૂપ છે. પછી વિકાસને અનુકૂળ બનવાનો પ્રયત્ન ચાલે છે. ખેતર ખરીદ કરવામાં આવે, પણ તેને ખેડવું જોઇએ અને તેમાં બી રોપવાં જોઇએ, ત્યારેજ તેની ખરી કીંમત માલીકના હાથમાં આવે. તેજ રીતે મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે શીખનારૂં જે બાળક કહે છે કે "હું લખી શકીશ, હું લખી શકીશ." તે બાળકે હજુ જગતની સેવામાં પોતાની લખવાની શક્તિ વાપરવાની છે. ચૈતન્યના વિકાસ સૂચક ખુમની સફળતા સેવા કરીને સિદ્ધ કરવાની જરૂર છે.

આ પ્રમાણે શક્તિનું જ્ઞાનપૂર્વક ભાન થતાં તે બાળક બીજા પગથીયા ભણી જવાની હીમત કરે છે. આ સાથે એ પણ જરૂરનું છે કે નાનાં બાળકો માટે સંખ્યાબંધ વિકાસો થવા જોઇએ અને

એક વિકાસ અને બીજા વિકાસની વચ્ચે લાંબો સમય જવો જોઇએ નહિ. જેમ જેમ બાળકને વિશેષ જ્ઞાન મળતું જાય છે, તેમ તેમ ચૈતન્યના એક વિકાસ અને બીજા વિકાસ વચ્ચેનું અંતર વધવુંજ જોઇએ; કારણ કે તે અનુભવને જીવનમાં ઉતરવા સમય લાગવો જોઇએ. નાના બાળકને આ બાબતમાં બહુ વખત લાગતો નથી કારણ કે તેને અનુભવો જીવનમાં વણી લેતાં અલ્પ સમય લાગે છે. કોઇને કેળવણીમાં ઉત્તેજન આપવું એનો અર્થ આ પ્રમાણે એટલોજ થાય છે કે કેળવણીની પદ્ધતિ એવા પ્રકારની ગોઠવવી કે યોગ્ય વખતે વિદ્યાર્થીના ચૈતન્યનો વિકાસ થયા કરે. બાલ્યાવસ્થાની શરૂઆતના સમયમાં શિક્ષકનું એક કર્તવ્ય બાળકનું ધ્યાન ચૈતન્યના વિકાસ ભણી દોરવાનું છે; નહિ તો આ બાબત તેના કબ્જામાં પણ આવશે નહિ. શરૂઆતના પગથીયામાં આ કારણને સહજ પ્રશંસાનું સ્થાન મળવું જોઇએ.

શરૂઆતના પગથીયામાં બાળકની પ્રશંસા કરવામાં પણ ઉમદા આશય રહેલો છે. તે બાળક અથવા બાળિકાની પ્રશંસા કરવામાં આપણે ચૈતન્યના વિકાસને કબુલ કરીએ છીએ, કારણ કે તેનો આત્મા તે વસ્તુ સમજી શકે છે. પણ નીચલાં શરીરો તે સમજી શકતાં નથી માટે જે આત્માને પ્રિય લાગે છે, તેનો નીચલાં શરીરોને અનુભવ કરાવવામાં ચૈતન્યનો વિકાસ થાય છે.

બીજા શબ્દોમાં કહીએ તો થીઑસૉફીના શિક્ષકનો હેતુ જીવાત્માની સાથે સંબંધમાં આવવાનો, અને તેની સાથે સહકારથી કામ કરવાનો છે. જીવાત્માનો પોતાનો સંદેશો શરીરોને પહોંચાડવા માટે એલચીની જરૂર છે, અને શિક્ષક તે એલચીનું કામ કરે છે. જીવાત્માને ખરેખર શું જોઇએ તે શોધી કાઢવું એ શિક્ષકનું કામ છે.

અને તે શોધી કાઢ્યા પછી જીવાત્માના સાધનરૂપ બાળકને તેના શેઠને સંતોષ આપવાનું શીખવવું એ બીજું કામ છે. તે જીવાત્મા શિક્ષકને નીચે પ્રમાણે કહેતો જણાય છે " હું ઇચ્છું છું કે તમે મારાં શરીરોને મદદ કરશો. તમે જાણો છો કે મેં તે શરીરોને સંસારમાં ઉતાર્યાં છે, પણ ત્યાં તેમને વશ રાખવાનું કામ મને ઘણું કઠણ લાગે છે. મેં તે શરીરોને તે ભુવનોમાં મોકલ્યાં છે. કારણ કે તે ભુવનો પણ ઇશ્વરી ભુવનનાં પ્રતિબિંબો છે, માટે તે સંબંધી જ્ઞાન મેળવવાની મારે જરૂર હતી. આ દુનિયામાં તમે ઘણાં વર્ષ ગાળ્યાં છે, તેથી મારા કરતાં તમને વધારે અનુભવ મળ્યો છે, અને તમારાં શરીરોપર તમે વિશેષ કાબુ મેળવ્યો છે, તો તમે મને આ શરીરો-પર કાબુ મેળવવામાં મદદગાર થશો. જે સ્થિતિમાંથી મારાં શરીરો પસાર થાય છે, તે સ્થિતિમાંથી તમે પસાર થઇ ગયા છો અને તમે મને બને તેટલી મદદ કરશો તો હું તમારો ઘણો આભારી થઇશ, ફક્ત મહેરબાની કરીને મારૂં સ્થાન લેવાને તમે પ્રયત્ન કરશો નહિ. કારણ કે મારાં શરીરોને પણ તેમનો જીવાત્મા છે. હાલના સમયમાં જેમ કેટલાક શિક્ષકો શિષ્યોનાં શરીરોને દબાવવા પ્રયત્ન કરે છે એવી રીતે પ્રયત્ન કરશો ના. "

થીઓસોફીના દૃષ્ટિબિન્દુથી બાળકો હમણાંજ સ્વર્ગમાંથી આવ્યાં છે એ વાત ભૂલવી જોઇતી નથી. જો આપણે આ વાત સમજીએ તો આપણા જાણવામાં આવે કે તેમાંના ઘણાખરાંને સ્વ-ર્ગના તેમના અનુભવનું ભાન હોય છે, અને જો કે તે ભાન વ્યક્ત હોતું નથી, છતાં તે જાગ્રદવસ્થાને કેટલેક અંશે અસર કરે છે, અને કેટલાક ખાસ પ્રસંગોમાં તે ભાનને જાગ્રદવસ્થાના ભાન રૂપે લાવી શકાય. સ્વર્ગમાં ચૈતન્યનો એક પ્રકારનો વિકાસ સતત્ થયાંજ કરે

છે; તે ભુવનમાં મોટી મોટી ભાવનાઓ, અને મોટી મોટી મહત્ત્વાકાંક્ષાઓ ખરી વસ્તુઓરૂપ લાગે છે અને તેઓની ભવ્યતા અને સુંદરતાને લીધે જીવાત્મા નીચલાં ભુવનોમાં પાછો આવવા માગે છે, કારણકે સ્વર્ગમાં મળી આવતી સત્યતાઓનું ખરૂ મૂળ નીચલાં ભુવનોના અનુભવમાં રહેલું છે; એમ તે સમજે છે. તે સ્વર્ગમાંનું ચિત્ર જ્યાં સુધી ટકે છે ત્યાં સુધી ભવ્ય અને સત્ય હોય છે, પણ થોડા વખતમાં તે આછું થવા લાગે છે, અને તેઓ સમજે છે કે અવિનાશી ચિત્રો જેથી બની શકે તેનું રહસ્ય ફક્ત નીચલાં ભુવનોમાંજ રહેલું છે. તે ચિત્રની સુંદરતાજ બાહ્ય દુનિયામાં આવવાને જીવને લલચાવે છે. જ્યારે થીઓસોફી ભાવનાવાળો શિક્ષક આ નાનાં બાળકો તરફ દૃષ્ટિ કરે છે, ત્યારે તે અહીં શા માટે આવેલાં છે, તે તેણે બરાબર સમજવું જોઇએ.

તેઓ સ્વર્ગમાંથી હમણાંજ આવ્યા છે, અને અમુક ખાસ હેતુથી તેઓ આ પૃથ્વી પર આવ્યા છે; તેઓને તે હેતુ પાર પાડવાને ઘણો સમય લાગશે, પણ તે હેતુ ખુલ્લો છે. આ તેમનો જીવનહેતુ ધ્યાનમાં રહે તે માટે તેમને મદદ કરવાની જરૂર છે, કારણ કે સાધ્યબિન્દુ કરતાં સાધનો તરફ મનુષ્યનું લક્ષ વિશેષ ખેંચાય છે. જે વિષયોદ્વારા તે હેતુ સિદ્ધ થવાનો છે, તે વિષયોની વચમાં તે બાળક ઉભું છે અને આ ઇન્દ્રિયોના વિષયો એજ સાધ્યબિન્દુ છે, એમ માનવાને ઘણા ભૂલથી દોરાય છે; શિક્ષકે નિરંતર સ્મરણમાં રાખવું જોઇએ કે ક્ષણિક વસ્તુઓમાં રહેલા શાશ્વત તત્ત્વ ઉપર ભાર મૂકવાની તેની ફરજ છે. અનેક વિષયોથી ભરેલી દુનિયામાં બાળક આવે છે; અને અમુક આકારોમાં પોતાનું ચિત્ત રોકવાનું તેનું સ્વા-

બાવિક વલણુ હોય છે. ઈન્દ્રિયોના એટલા બધા વિષયો છે કે એક વિષયમાંથી બીજા વિષય ભણી તે નિરંતર દોડતોજ હોય છે. ઇન્દ્રિયોના વિષયોની પણુ કિંમત છે, વિકાસને વાસ્તે તે જરૂરના છે; કારણુકે તે રસનું ઉત્પત્તિ સ્થાન છે; પણુ આ આકારોને ભેદીને તેની પાછળ રહેલી સત્યતા તરફ બાળકને દોરવો એમાંજ શિક્ષકનું મહાન્ કર્તવ્ય છે.

થીઓસોફીનો શિક્ષક કાળની અનંતતામાં માનનારો છે. શિક્ષકની હરજના સંબંધમાં હું જે કહેવા માગું છું તે એજ કે શિક્ષકે બાળકોને એવી રીતે કેળવવાં કે તેમનામાં મહત્ત્વાકાંક્ષા વધે અને તે પૂર્ણ કરવાને કામ કરે, પણુ તે ધારેલી ઈચ્છા સફળ ન થાય ત્યારે જે નિરાશા થાય છે, તે નિરાશા વખતે ટકી શકાય તેવું ચારિત્રબળ પણુ સાથે સાથે ખીલવવું જોઇએ. આગળ વધેલો વિદ્યાર્થી તો લોભી મનુષ્યના જેવા ઉત્સાહથી કામ કરવા માંડશે, પણુ જે કાર્યની સિદ્ધિને માટે શક્તિઓનો વ્યય કરવામાં આવ્યો હતો, તે સિદ્ધિ થાય ત્યારેજ જેને સંતોષ મળે, તેવા પ્રકારના લોભથી તે મુક્ત રહેશે. પુનર્જન્મના નિયમને માનનારો હોવાથી શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ ઉપર એવી છાપ પાડી શકે કે વિજય મેળવવાને પ્રયત્ન કરવો જોઇએ, અને છેવટે વિજય મળશે, એ વાત પણુ ચોક્કસ છે, પણુ જ્યારે આપણે તેની આશા રાખીએ અથવા આપણુને જરૂર પડે ત્યારે મળે કે કેમ એ ખાત્રીથી કહી શકાય નહિ; પણુ મનુષ્યની ઇચ્છા એ ઈશ્વરી ઇચ્છા છે અને તેથી તે સર્વ શક્તિમાન્ છે, માટે છેવટે તો વિજય છેજ.

મનુષ્ય જીવનની એકાદ પ્રવૃત્તિમાં અમે મોટા થઇ શકીશું, એવા બાળકોના નિશ્ચયને શિક્ષકે ઉત્તેજન આપવું જોઇએ. એક બાળક

પ્રખ્યાત ગાયક થવા ઇચ્છે, બીજો ઉદાર વક્તા થવા ઇચ્છે, ત્રીજો રાજનીતિજ્ઞ પુરૂષ થવા ઇચ્છે, ચોથો આદર્શ શિક્ષક થવા ઇચ્છે, પાંચમો આદર્શ વ્યાપારી થવા ઇચ્છે; વગેરે વગેરે. પોતાનું સાધ્યબિન્દુ મેળવતાં કદાચ વાર લાગે તોપણ તે બાળક મેળવી શકશે, એવી ખાત્રી જો શિક્ષક તે વિદ્યાર્થીમાં જાગ્રત્ કરવા શક્તિમાન્ થાય તો તે ભાનથી બાળકમાં અનુપમ નિશ્ચયશક્તિ અને કામ કરવાની ખંત પેદા થાય છે. બાળકોની કલ્પના શક્તિ ઉપર હું ખાસ કરીને ભાર મૂકું છું. જો સાધ્યબિન્દુ ઉચ્ચ અને ઉમદા હોય તો પછી કદાચ કલ્પનાશકિત હદ બહાર પ્રકટ થાય તો તેની હું દરકાર રાખતો નથી. જો મનુષ્યને કર્મ અને પુનર્જન્મનાં સત્યો શીખવવામાં આવ્યાં હોય તો મનુષ્યની કલ્પનાશકિત કદી યોગ્ય મર્યાદા ઓળંગી જાય નહિ. જો બાળકની ઇચ્છાશકિત અડગ અને દઢ થાય તેમ કેળવવામાં આવી હોય, તો પછી બાળક જેવું થવાની ઇચ્છા કરે તેવું તે થાય છે. મારા માનવા પ્રમાણે થીઑસૉફીકલ શાળાઓમાંથી ઉત્સાહ અને કલ્પનાથી ભરેલા યુવકો બહાર પડવા જોઇએ. તેની સાથે તેઓમાં આ જ્ઞાન હોવું જોઇએ કે દરેક કલ્પના વખત જતાં બનાવ રૂપ બની જશે. પણ આ વાસ્તે તે કલ્પનાની અસરથી દરેક પગથીયે આગળ વધવાની ખંતને ઉત્તેજન મળવું જોઇએ. થીઑસૉફીના સિદ્ધાંતો પ્રમાણે કેળવાયેલો યુવક પ્રજાકીય જીવનમાં એક મોટી શકિત રૂપ હોવો જોઇએ.

આ સ્થળે છોકરાઓને કાબુમાં રાખવાના ગુંચવણી ભર્યા પ્રશ્ન વિષે આપણે વિચાર કરીએ.

મનુષ્ય જાતિના સંબંધમાં થીઓસોફીનો એવો અભિપ્રાય છે

કે મનુષ્યજાતિ ધીમે ધીમે આગળ વધતાં એવી સ્થિતિએ પહોંચશે કે જ્યાં તેને બાહ્ય નિયમની જરૂર પડશે નહિ; કારણ કે તે વખતે દરેક મનુષ્ય પોતે નિયમરૂપ થઈ જશે, આ બાબતનો પડઘો આપણે હર્બર્ટ સ્પેન્સરના લખાણમાં જોઈએ છીએ. તે જણાવે છે કે આપણી વ્યવસ્થાનો હેતુ પોતાના ઉપર રાજ્ય કરનારી વ્યક્તિ ઉત્પન્ન કરવાનો છે, પણ બીજાઓ જેના ઉપર રાજ્ય ચલાવે તેવી વ્યક્તિ પેદા કરવાનો નથી. આ નિયમને જો જરા વધારે લંબાવીએ તો શાળાઓમાં બાળકોને સંયમમાં રાખવાનો શો હેતુ છે તેનો આપણને ખ્યાલ આવશે. મનુષ્યજાતિના વિકાસક્રમની શરૂઆતના પગથીયામાં દિવ્ય રાજાઓ હતા, જેઓ પ્રજાનું સુખ અને પ્રગતિ બહારના કાયદાઓથી દોરતા હતા, તેથી ગુરૂ અને શિષ્ય અથવા પિતા અને પુત્રનો સંબંધ તે દિવ્ય રાજાઓ અન પ્રજા વચ્ચેના સંબંધનું અપૂર્ણ ભાન કરાવનારો છે. છેક શરૂઆતની સ્થિતિમાં શિક્ષક અથવા પિતા બાળકોને વાસ્તે અમુક કાર્યો અને તે કાર્યોનું ફળ પણ નક્કી કરે છે, પણ આગળ વધતાં પિતા બાળકને તેની મેળે કામ કરવા દે છે અને તેનું ફળ પણ ભોગવવા દે છે; એવાં કારણો ઉત્પન્ન ન થાય કે જેનું પરિણામ અસાધારણ આવે એટલી તે દરકાર રાખે છે.

થીઑસૉફીના દૃષ્ટિબિન્દુથી આ સમયે મનુષ્યજાતિ બીજે પગથીયે આવી પહોંચી છે. શરૂઆતમાં આપણા વિકાસના પગથીયાને અનુકૂળ જે આપણી જરૂરીઆતો હતી, તે જેથી પુરી પડે તેવાં કાર્યો કરવાનું આપણને શીખવવામાં આવ્યું હતું; કાર્ય કારણનો નિયમ ધ્યાનમાં રાખી આપણને દોરવામાં આવતા હતા. અત્યારે આપણે એવે પગથીયે આવી પહોંચ્યા છીએ કે જ્યાં કુદરતના નિયમને આ-

પણ મોટે ભાગે આપણા હાથમાં લીધો છે. હર્બર્ટ સ્પેન્સર કહે છે કેઃ—

એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવાનો સંક્રાન્તિ કાળ હમેશાં ભયંકર હોય છે. અને તેમાં પણ કુટુંબના સંયમના વાતાવરણમાં જવાનો સમય સૌથી વધારે ભયરૂપ હોય છે. આ કારણથીજ અમે ઉપર જણાવેલી યોજનાની હીમાયત કરીએ છીએ. પ્રથમ બાળકની સંયમવૃત્તિને પોષણ આપવું જોઇએ. પછી તેણે પોતાની મેળે વિશેષ પ્રમાણમાં સંયમ કરતાં શીખવું જોઇએ, અને આ પ્રમાણે પોતાની મેળે વિશેષ વિશેષ આત્મસંયમ શીખતાં શીખતાં તે બહારની કોઇની મદદ વિના આત્મસંયમી બને છે. જેના ઉપર બહારથી નિયમ પ્રવર્તતો હતો, તે અંદરથી નિયમ પ્રમાણે ચાલનારો થાય, એ કામ એકાએક થવામાં બહુ ભય રહેલો છે. ગૃહરાજ્ય એ નાના પાયાપર સ્વરાજ્યનું સૂચક છે. શરૂઆતમાં તદ્દન બહારનું રાજ્ય; પછી એવી સ્થિતિ કે જેમાં પ્રજાની સ્વતંત્રતાને કાંઇક સ્થાન મળે છે; પછી ઉત્તરોત્તર પ્રજાની સ્વતંત્રતાની વૃદ્ધિ; છેવટે પિતાની સત્તાનો પણ ત્યાગ.

શિક્ષક અને શિષ્યના સંબંધમાં ઉપર જણાવેલો ક્રમ બરાબર છે, પણ થીઓસોફીના દૃષ્ટિ બિન્દુથી 'પિતાની સત્તાનો ત્યાગ' એ શબ્દો ખરી વસ્તુ સ્થિતિના દર્શક નથી. એકંદર મનુષ્યજાતિના સંબંધમાં કહીએ તો વડીલ બંધુઓ, નાયકો અને આગેવાનો તરીકેની પોતાની પદવીનો ત્યાગ કરતા નથી, તેમ પિતા અથવા શિક્ષકે પોતાની પિતા તરીકેની અથવા શિક્ષક તરીકેની પદવીનો ત્યાગ કરવાનો નથી. તે પોતે દૂર ઉભા રહે પણ તેની દેખરેખના કામથી સર્વથા મુક્ત થઇ શકે નહિ.

શિક્ષકનું કામ વિદ્યાર્થીઓની તપાસ રાખવાનું અને તેના વાલી

તરીકે કામ કરવાનું છે. બહારના નિયમ વિના વિદ્યાર્થી પોતાની મેળે આત્મસંયમી કેટલે દરજ્જે થશે તેનો આધાર ઉન્નતિક્રમની તેની સ્થિતિપર રહેલો છે. કેટલાકને બાહ્ય સંયમની વિશેષ જરૂર જણાય અને કેટલાકને ઓછી; પણ વડીલ બંધુઓ મનુષ્યજાતિને કેવી રીતે દોરે છે એ બાબત ધ્યાનમાં રાખી થીઓસોફીનો શિક્ષક તે રીતે વર્તે છે. તેના વિદ્યાર્થીઓ એ મનુષ્યજાતિ છે અને પોતે મહાત્માને સ્થાને છે, એમ પોતે શિક્ષક તરીકે સમજે છે. આ સાથે તેને એ પણ ભાન હોય છે કે બાળકના વિકાસમાં આખી પ્રજાનો ઇતિહાસ ટુંકાણમાં ભજવાય છે.

થીઑસૉફીનો શિક્ષક પુનર્જન્મમાં માને છે,અને ઉન્નતિક્રમનો થીઑસૉફીથી અપાતો ખુલાસો તે થોડો ઘણો પણ સમજે છે, તે ઉપરથી તે જાણતો હોવો જોઇએ કે બાળકમાં જે તે જુએ છે તેના કરતાં બાળકમાં જે તે નથી જોતો તે વધારે અગત્યનું છે. બીજા શબ્દોમાં કહીએ તો બાળકનો બાહ્ય દેખાવ એ તેના ખરા સ્વરૂપનું ઘણુંજ ઝાંખું પ્રતિબિમ્બ છે. વળી તેણે સ્મરણમાં રાખવું જોઇએ કે જે દુનિયાના ધોરણોથી આપણે બાળકની શક્તિઓને માપીએ છીએ તે ઘણીવાર ભૂલ ભરેલી હોય છે. તે ધોરણો સામાન્ય બાળકોના સંબંધમાં સંતોષકારક ગણી શકાય, પણ અસાધારણ શક્તિવાળાં બાળકોને સમજવામાં તે ધોરણો બહુજ ગેરવાજબી નીવડે છે.

પરીક્ષાની બાબતમાં ઉપરની હકીકત ખાસ વિચારવા જેવી છે.થીઑસોફીના દષ્ટિબિન્દુથી દુનિયાની અપેક્ષાએ જ્યારે પરીક્ષા જરૂરની ગણાય ત્યારેજ તે દાખલ કરવી; અર્થાત્ તે વ્યક્તિ અને બાહ્ય દુનિયા સાથેના સંબંધમાં તે જરૂરના અંકોડા સમાન લાગે ત્યારેજ પરીક્ષા લેવી જોઇએ. વીલીયમ જેમ્સ લખે છે કે અમુક વ્યક્તિના સંબંધમાં

મહત્ત્વની વસ્તુ તેની "નૈતિક શક્તિ અને ખંત" છે; અને આ માપવાને હજુ કોઇ ધોરણ નક્કી કરવામાં આવ્યું નથી. આ ઉત્સાહ અને ખંત શરીરની અથવા ઇન્દ્રિયોની ખામીઓને ઓળંગીને પણ કેટલીકવાર પ્રગટ થાય છે. એમ કહેવાય છે કે આંધળા હ્યુબરને કીડીઓ અને મધમાખો માટે એટલો શોખ હતો કે બીજા મનુષ્યો પોતાની મેળે જોઇ શકે તેના કરતાં તે તેમની આંખો દ્વારા [ તેમણે જોઇને આપેલા વર્ણન દ્વારા ] તેમને બરાબર જોઇ શકતો હતો.

આ ઉપરથી છેવટે આપણે એવા અનુમાનપર આવીએ છીએ કે શરીર એ તો આત્માનું સાધન છે; તે આવશ્યકજ છે એમ તો નથી. અમુક જીવનમાં આપણે કેવા હતા તેના કરતાં અનંત જીવનમાં આપણે કેવા થઇશું તે વિશેષ અગત્યનું છે. ખરેખર અમુક જીવનમાં તો તે સમયે પ્રકટ થયેલાં લક્ષણોના સંબંધમાંજ આપણે કામ કરવાનું હોય છે, પણ થીઓસોફીના શિક્ષકે કદી ભૂલવું જોઇએ નહિ કે જે બાળકને તે પોતાની સમક્ષ જુએ છે તે બાળક આત્માનું અમુક સ્વરૂપ પ્રકટ કરનારૂં પ્રતિબિમ્બ છે. બાળક ભવિષ્યમાં પૂર્ણ થશે, તેની ખાત્રી તેનો આત્મા છે. બાળક તે અમુક ભાગને સર્વસ્વ માને છે. શિક્ષક તે ભાગને ભાગરૂપ સમજે છે અને તેને અમુક શાખાના એક અંશરૂપજ માને છે. બીજાઓ કરતાં આ બાબતમાં થીઓસોફીના શિક્ષકને ઘણોજ લાભ છે; કારણ કે પોતાના વધારાના જ્ઞાનથી તે જીવ હાલની સ્થિતિએ વિકાસ પામીને કેવી રીતે આવ્યો તે સમજે છે અને તેને વાસ્તે ભવિષ્યનો કયો માર્ગ છે, તેની પણ તેને ઝાંખી થાય છે.

---

# આ લેખકે રચેલાં બીજાં ઉપયોગી પુસ્તકો.

**ગુરૂદર્શન.**—ધર્મ અને નીતિ વચ્ચેનો વિરોધ કેવી રીતે ટળી શકે, અર્થાત્ નીતિના નિયમોનો તત્ત્વજ્ઞાન સાથે કેવો સંબંધ છે, તે આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યું છે; તથા આત્માનાં ત્રણ સ્વરૂપો સદ્, ચિદ્ અને આનંદ ( બીજા શબ્દોમાં કહીએતો–શક્તિ, જ્ઞાન અને પ્રેમ ) ખીલવવાને જરૂરના સાત ગુણો દાન, શીલ, ક્ષમા, વૈરાગ્ય, વીર્ય ધ્યાન અને જ્ઞાનનું દાખલા દલીલો સાથે વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તક બરોડા રાજ્યના કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે તથા સરકારી કેળવણી ખાતાએ લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. કીંમત કાચું પુંઠું છ આના; પાકું પુંઠું આઠ આના.

**શ્રી બુદ્ધચરિત્ર.** ( પાંચમી આવૃત્તિ છપાય છે. ) વિશ્વવત્સલ દયામૂર્તિ શ્રી બુદ્ધ મહાત્માનું જીવન ચરિત્ર તેમના સિદ્ધાંતો તથા શિક્ષણો સાથે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. દુનિયાની વસ્તીનો $\frac{૧}{૩}$ ભાગ પ્રાતઃકાળમાં ઉઠીને જે મહાત્માના નામનું સ્મરણ કરે છે તેમનું ' દયા ' અને ' આત્મ સંયમ 'નો ઉમદા પાઠ શીખવનાર જીવનચરિત્ર અતિ રસિક અને બોધપ્રદ શૈલિએ રચવામાં આવ્યું છે. પૂર્વના તેમજ પશ્ચિમના અનેક વિદ્વાનોના ગ્રન્થોને આધારે બહુજ કાળજીપૂર્વક લખવામાં આવ્યું છે. બરોડા કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે. કિંમત ૧૦ આના.

**શ્રી બુદ્ધોપદેશ.** આ પુસ્તકમાં શ્રીબુદ્ધધર્મના લોકપ્રિય અને પ્રસિદ્ધ ગ્રન્થ ધમ્મપદનું ભાષાંતર આપવામાં આવ્યું છે. તેની સાથે શ્રી બુદ્ધધર્મનાં વિવિધ શિક્ષણો આપવામાં આવ્યાં છે. વળી

જેના સમયમાં હિંદનો સૂર્ય મધ્યાકાશમાં પ્રકાશતો, તે પ્રતાપી બૌદ્ધ રાજા મહાન્ અશોકના શિલાલેખોનું ભાષાંતર આપવામાં આવ્યું છે. બીજી આવૃત્તિ. કીંમત ૬ આના.

**થિઓસોફીનાં મૂળ તત્ત્વો.** સાદી અને સમજાય તેવી ભાષામાં થિઓસોફીનાં શિક્ષણો જનસમાજ આગળ રજુ કરવાનો આ પ્રયત્ન છે. તેમાં નીચેનાં વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. થિઓસોફી. પુનર્જન્મ, કાર્યકારણનો નિયમ, જીવાત્માનો વિકાસક્રમ, દેહી અને તેના દેહો, પ્રાણમય કોષ, વાસના શરીર માનસિક શરીર, ઉચ્ચ શરીરો, મરણ પછીની સ્થિતિ, સ્વર્ગ-લોક, ભ્રાતૃભાવ વગેરે. કીંમત ૫ આના.

**પ્રભુને નામે તથા મહાત્માનું હૃદય.** આ પુસ્તકમાં સત્ અસત્નો ભેદ બતાવવામાં આવ્યો છે, તેની સાથે ઇશ્વરીયોજના અથવા ઉન્નતિનો ક્રમ બતાવીને ઇશ્વરીયોજનાને દોરનારા મહાત્માઓના શિષ્ય કેવી રીતે થવાય તેનો માર્ગ અનુભવપૂર્વક બતાવવામાં આવ્યો છે. વળી મહાત્માના હૃદયમાં કેવા ગુણો વિલસી રહ્યા છે, તેનું વર્ણન મહાત્માના હૃદયમાં મળી આવે છે. કિંમત માત્ર ૩ આના.

**આદર્શ પુરૂષ યાને ગુરૂ મેળવવાનો માર્ગ.** જેમને આપણે જીવનમુક્તો કહીએ છીએ તેવા મહાત્માઓ આ સમયે પણ વિશ્વમાં વસે છે, અને યોગ્ય અધિકારીઓને પોતાના શિષ્યો તરીકે સ્વીકારે છે. " ઉઠો જાગ્રત્ થાઓ, મહાગુરૂઓને શોધી કાઢો અને જ્ઞાન મેળવો " એ કઠોપનિષદનું વાક્ય આજે પણ ખરૂં છે. તેવા ગુરૂઓનું સ્વરૂપ અને તેમની સાથે સંબંધમાં

આવવા ઇચ્છનારે ક્યા ગુણો ખીલવવા જોઇએ તથા પોતાનાં જુદાં જુદાં શરીરો કેવી રીતે શુદ્ધ કરવાં જોઇએ તે વગેરે આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે. પૃષ્ઠ ૧૨૦ કિંમત માત્ર ૩ આના.

| | |
|---|---|
| અર્હન્નીતિ | ૧—૮—૦ |
| જ્ઞાનદીપક | ૦—૩—૦ |
| મહાન્ ગુરૂનો પ્રસાદ | ૦—૨—૦ |
| જૈન લેખમાળા | ૦—૮—૦ |
| લેખ સંગ્રહ | ૦—૪—૦ |
| જૈન વૈરાગ્ય શતક | ૦—૦—૬ |
| આત્મનિરીક્ષણ | ૦—૦—૩ |

નીચેનાં પુસ્તકો હાલશીલીકમાંનથી

| | |
|---|---|
| સુબોધચંદ્ર | ૦—૮—૦ |
| આત્મપ્રદીપ | ૦—૮—૦ |
| ધર્મબિન્દુ | ૨—૦—૦ |
| સ્ત્રીકેળવણી | ૦—૨—૦ |
| ગુરૂ નાનકનું ચરિત્ર | ૦—૧—૦ |
| સ્વરશાસ્ત્ર | ૦—૪—૦ |
| પ્રભુમય જીવન | ૦—૧૨—૦ |
| દયાનો ઝરો | ૦—૪—૦ |

એક આના સીરીઝ

યોગમાર્ગનો ભોમીઓ.
મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં
મરણ પછીની સ્થિતિ
જગદ્ગુરૂનું આગમન
પૂર્વના તારાનું મંડળ
સેવાનો માર્ગ
મહાત્માનું હૃદય
જૈનધર્મ
શાંતિનું સ્થળ
ચારિત્ર રચના
સુખની શોધ
થિઓસોફી સંબંધી બે બોલ
મરણ પાછળ રડનારને સંબોધન.

છપાવવા માટે તૈયાર ગ્રન્થો.

યુવાનોને બોધ—મી. એરંડેલકૃત.
ગીતાના અભ્યાસની સૂચનાઓ.—મીસિસ બેસન્ટકૃત.
ઉચ્ચજીવનના નિયમો. ,,

બાલસુબોધ વાર્તાઓ.—કાશીની સેંટ્રલ હિંદુકોલેજ સીરીઝનું પુસ્તક.
થિઓસોફીની ઉચ્ચ ભાવનાઓ.—મિસિસ બેસન્ટકૃત.
બુદ્ધ ધર્મનો પ્રશ્નોત્તર— મી. લેડબીટરકૃત.
સર્વોત્તમની પ્રાપ્તિ. મી. રાલ્ફ વોલ્ડોટ્રાઇનકૃત.
પત્ર વ્યવહાર—

મણિલાલ નથુભાઇ દોશી.
રતનપોળ—અમદાવાદ.

# થિઑસૉફી લેખમાળા.

## ભાગ બીજો.

મીસિસ બેસન્ટ—આંતર જીવનની અડચણો.
મી. લેડબીટર—ગુપ્ત વિદ્યા અને વનસ્પતિ આહાર.
મી. એરંડેલ—યુવાનોને બોધ.
મી. જીનરાજદાસ—ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં સિદ્ધાંતો.
મી. અર્નેસ્ટવુડ—એકાગ્રતા.
મી. રાલ્ફવૉલ્ડોટ્રાઇન—વિચારનું શાસ્ત્ર. સર્વોત્તમ તત્ત્વ–જીવન.
ડૉ. હાર્ટમેન—જીતેંદ્રિયત્વ.
કાઉન્ટેસ વોચમીસ્ટર.—ઉચ્ચજીવનનું અજવાળિયું તે સિવાય વિજય અને પરાભવ, કર્મયોગનો વિજય, આત્મ સંયમ, આત્મશ્રદ્ધા, આર્યજીવનના નિત્ય નિયમો, અશાંતિમાં શાંતિ. શુદ્ધ વિચારની આવશ્યકતા માનુષી સ્નેહ અને દિવ્યપ્રેમ, દીર્ઘાયુષી શી રીતે થવાય ? વગેરે—
૧૯૨૦ ના માર્ચની ૧ લી તારીખે તૈયાર થશે. નામ નોંધાવો.
કીમત એક રૂપીઓ. પૃષ્ઠ ૩૦૦. મળવાનું ઠેકાણું.

મણિલાલ નથુભાઇ દોશી.
રતનપોળ—અમદાવાદ.

